□ મીરાંબાઇ

સુની હો મેં હરિ આવનકી અવાજ,
મહલ ચઢ-ચઢ જોઉં મેરી સજની, કબ આવે મહારાજ. સુની૦
દાદુર મોર પપઇયા બોલે, કોયલ મધુરે સાજ;
ઉમંગ્યો ઇન્દ્ર ચહું દિસિ બરસે, દામણી છોડી લાજ. સુની૦
ધરતી રૂપ નવા નવા ધરિયા, પિયા મિલણકે કાજ,
મીરાં કે પ્રભુ હરિ અબિનાસી, બેગ મિલો સિરરાજ. સુની૦

## જેસલમેર □ ગુલામ મોહમ્મદ શેખ

મરુથલે મોતીમઢયું આ નગર,
એને ટોડલે મોર અને ભીંતે ફરે હાથી,
ઝરુખે ઝરુખે પથ્થરનું હીરભરત.
બારીએ બારીએ બુઠ્ઠી તરવારોનાં તોરણ.
સાંજના અજવાળે ભીંતો નારંગી ચુંદડીની જેમ ફરફરે,
બારણે લોઢાના કડે
આઠ પેઢીના હાથનો ઘસરકો.
ફળિયે ફરે બે ચાર બકરાં શ્યામ
ડેલી બા'ર ડ્હેકાર દે કામઠું ઊંટ.

વચલી વંડીએ સુકાય રાતાં ચીર
અંદરને ઓરડે ફુગાઇ ગયેલા અંધારે
ફરફરે ઢીલી વાટ.
લાલચટક ચૂલાની ઝાળ અને ચુંદડીના અજવાળે
રોટલા ટીપતી સોનેરી કન્યા.

## □ આદિલ મન્સુરી

જ્યારે પ્રણયની જગમાં શરૂઆત થઇ હશે,
ત્યારે પ્રથમ ગઝલની રજૂઆત થઇ હશે.

પહેલા પવનમાં કયારે હતી આટલી મહેક,
રસ્તામાં તારી સાથે મુલાકાત થઇ હશે.

ઘૂંઘટ ખૂલ્યો હશે અને ઊઘડી હશે સવાર,
ઝુલ્ફો ઢળી હશે ને પછી રાત થઇ હશે.

ઊતરી ગયા છે ફૂલના ચહેરા વસંતમાં,
તારા જ રૂપરંગ વિષે વાત થઇ હશે.

'આદિલ'ને તે દિવસથી મળ્યું દર્દ દોસ્તો,
દુનિયાની જે દિવસથી શરૂઆત થઇ હશે.

□ રવીન્દ્રનાથ ટાગોર

જનગણમન-અધિનાયક જય હે ભારતભાગ્યવિધાતા,
પંજાબ સિંધુ ગુજરાટ મરાઠા દ્રાવિડ ઉત્કલ વંગ
વિંધ્ય હિમાચલ યમુના ગંગા ઉચ્છલ જલધિતરંગ
તવ શુભ નામે જાગે, તવ શુભ આશિષ માગે,
ગાહે તવ જયગાથા,
જનગણમંગલદાયક જય હે, ભારતભાગ્યવિધાતા.
જય હે, જય હે, જય હે, જય જય જય, જય હે.
અહરહ તવ આહ્‌વાન પ્રચારિત, શુનિ તવ ઉદાર વાણી
હિન્દુ બૌદ્ધ શિખ જૈન પારસિક મુસલમાન ખૃસ્ટાની
પૂરબ પશ્ચિમ આસે તવ સિંહાસન-પાશે,
પ્રેમહાર હય ગાઁથા.
જનગણ-ઐક્યવિધાયક જય હે ભારતભાગ્યવિધાતા.
જય હે, જય હે, જય હે, જય જય જય, જય હે.
પતન-અભ્યુદય-બંધુર પંથા, યુગ-યુગ-ધાવિત યાત્રી-
હે ચિરસારથી, તવ રથચક્રે મુખરિત પથ દિનરાત્રિ.
દારુણ વિપ્લવ-માઝે, તવ શંખધ્વનિ બાજે
સંકટદુ:ખત્રાતા.
જનગણપથપરિચાયક જય હે ભારતભાગ્યવિધાતા.
જય હે, જય હે, જય હે, જય જય જય, જય હે.
ઘોર તિમિરઘન, નિવિડ નિશીથે પીડિત મૂર્છિત દેશે.
જાગ્રત છિલ તવ અવિચલ મંગલ નતનયને અનિમેષે.
દુ:સ્વપ્ને આતંકે, રક્ષા કરીલે અંકે
સ્નેહમયી તુમિ માતા.
જનગણ દુ:ખત્રાયક જય હે, ભારતભાગ્યવિધાતા.
જય હે, જય હે, જય હે, જય જય જય, જય હે.
રાત્રિ પ્રભાતિલ, ઉદિલ રવિચ્છવિ પૂર્વ-ઉદયગિરિભાલે,
ગાહે વિહંગમ, પુણ્ય સમીરણ નવજીવનરસ ઢાલે.
તવ કરુણારુણરાગે, નિદ્રિત ભારત જાગે
તવ ચરણે નત માથા.
જય જય જય હે, જય રાજેશ્વર ભારતભાગ્યવિધાતા.
જય હે, જય હે, જય હે, જય જય જય, જય હે.

## એક હતી સર્વકાલીન વારતા □ જગદીશ જોષી

ધારો કે એક સાંજ આપણે મળ્યાં અને આપણે હળ્યાં
પણ આખા આ આયખાનું શું?
ખુલ્લી આ આંખ અને કોરી કિતાબ એને ફરીફરી કેમ કરી વાંચશું?

માનો કે હોઠ સ્હેજ મ્હોરી ઊઠ્યા ને છાતીમાં મેઘધનુષ ફોરી ઊઠયાં
પણ બળબળતી રેખાનું શું?

આકાશે આમ ક્યાંક ઝૂકી લીધું ને ફૂલોને 'કેમ છો?' પૂછી લીધું
પણ મૂગી આ વેદનાનું શું?

માનો કે આપણે ખાધું-પીધું અને માનો કે રાજ! થોડું કીધુંયે રાજ,
પણ ઝૂરતા આ ઓરતાનું શું?

ધારો કે રાણી! તમે જીતી ગયાં અને ધારો કે વાયરા વીતી ગયા
પણ આ માંડેલી વારતાનું શું?

## કવિ અંગ □ અખો

કવિતા ઘણા કવિ કવી ગયા, અદ્યાપિ કવે છે પ્રત્યક્ષ રહ્યા.
વળી આગળે કવશે બહુ કવિ, સર્વમનની વૃત્ય જોજો અનુભવી.
અખા મનાતીત ત્યમનું ત્યમ, એ તો મનની વૃત્યમાં મનની ગમ.

જ્ઞાનીને કવિતા ન ગણેશ, કિરણ સૂર્યનાં કેમ વણેશ?
શબ્દ કેરો શઢ ક્યમ થાય? આકાશ તે ક્યમ તોળ્યું જાય?
એવું વચન અણલિગી તણું, અખા નહીં કો પર-આપણું.

સ્થિત્ય નહીં આપાપર તણી, પંડબ્રહ્માંડ ન થાયે ધણી
અચવ્યું સરખું દીસે આપ, ભૂતભવિષ્યનો નોહે થાપ.
અખા જોતાં ચિદ્-આકાશ, આવિર્ભાવ વિના શો નાશ?

□ દુલા કાગ

સો સો વાતુંનો જાણનારો,
મોભીડો મારો ઝાઝી વાતુંનો ઝીલનારો,
વાંધીડો મારો ઝાઝી વાતુંનો ઝીલનારો.

ડગલે ડગલે ડોલ્યા કરે છે, ઊંચાણમાં ન ઊભનારો
એ... ડાળ દોડીને સૌ ચોંટવા માટ,
(ઈ તો) ડાળમાં નવ ચોંટનારો-મોભીડો ૦

ભાંગ્યા હોય એનો ભેરુ થનારો, મેલાં વેશને માનનારો
એ... ઉપર ઊજળાં ને મનનાં મેલાં એવાં
વેશને નહિ વીરનારો-મોભીડો ૦
ઝીણી ઝૂંપડીએ ઝીણી આંખડીએ, ઝીણી નજરથી જોનારો
એ... પોતે ચણેલામાં પોલ ભાળે તો તો,
પાયામાંથી જ પાડનારો.- મોભીડો ૦

કાળ જેવાને મહાકાળ લાગે છે, આભને બાથ ભીડનારો
સૂરજ આડા ફરે એવડો ડુંગરો,
(ઈ) ડુંગરને ડોલાવનારો.- મોભીડો ૦

□ રવીન્દ્રનાથ ટાગોર

સે આસે ધીરે
યાય લાજે ફિરે,
રિનિકિ રિનિકિ રિનિઝિનિ મંજુ મંજુ મંજીરે
રિનિઝિનિ-ઝિન્ની રે,
વિકચ નીપકુંજે નિબિડ તિમિરપુંજે
કુંતલફુલગંધ આસે અંતરમંદિરે
ઉન્મદ સમીરે
શંકિત ચિત કંપિત અતિ, અંચલ ઉડે ચંચલ,
પુષ્પિત તૃણવીથિ, ઝંકૃત વનવીથિ-
કોમલપદપલ્લવતલચુંબિત ધરણીરે
નિકુંજકુટીરે.

## હોળી □ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

બહાર-
ખુલ્લે ખોબલે આકાશ તો
વેર્યા કરે છે ચાંદની આ ફાલ્ગુની-
લયલૂંટ એની ધાર-
રે, તોય મારે આંગણે આધાર!
કોડિયાં કાલે તમે પેટાવશો?
ના ચાલશે.
આંહીં તો આ કેસૂડાં ભડક બળી
ભીષણ ભયાનક જ્વાળથી બાળી દિયે
યુગો થકી તરસ્યાં-સૂકાં
ભેંકાર આ ડાળાં અને ઝાળાં
વળી કૈં પાનખરનાં પાંદડાંના ઢગ-
અગ્નિસ્નાતા શુદ્ધ તો મારી ધરા-
ને ચૈત્રનું આકાશ
મારા વન પરે છાઈ રહો-
ગાઈ રહો
ઝૂકેલ નિભૂત આંબલે ઓ કોકિલા,
બે ગાન-
ભૂલી ભાન
નૂતન ચાંદની લખલૂંટ ધારે આભ
ખુલ્લે ખોબલે વેરી જશે

## શું કરવું? □ કૃષ્ણ કમલેશ □ ધનવિદ્યા મહેતા

પેટ ખાલી હોય ત્યારે
હરિયાળીને શું કરવી?
ઓઢવી કે પાથરવી?

## ☐ રવીન્દ્રનાથ ટાગોર

શાંગનગગને ઘોર ઘનઘટા, નિશીથયામિની રે.
કુંજપથે સખિ, કૈસે યાઓબ અબલા કામિની રે.
ઉન્મદ પવને યમુના તર્જિત, ઘન ઘન ગર્જિત મેહ.
દમકત વિદ્યુત્, પથતરુ લુંઠિત, થરહર કંપિત દેહ.
ઘન ઘન રિમ્ઝિમ્ રિમ્ઝિમ્ બરખત નીરદપુંજ.
શાલ-પિયાલે તાલ-તમાલે નિબિડતિમિરમય કુંજ.
કહ રે સજની, એ દુરુયોગેકુંજે નિરદય કાન
દારુણ બાઁશી કાહ બજાયત સકરુણ રાધા નામ.
મોતિમ હારે બેશ બના દે સીંથિ લગાદે ભાલે.
ઉરહિ વિલુંઠિત લોલ ચિકુર મમ બાઁધહ ચંપકમાલે.
ગહન રયનમે ન યાઓ બાલા, નઓલકિશોરક પાશ.
ગરજે ઘન ઘન, બહુ ડર પાઓબ, કહે ભાનુ તવ દાસ.

## ફૂલોનું ઝેર ☐ 'શૂન્ય' પાલનપુરી

કાંટાના ડંખ સાથ છે ફૂલોનું ઝેર પણ
વાળે છે શું વસંત ગયા ભવનું વેર પણ.

તણખા છે સંસ્કૃતિના કળિયુગનો વાયરો
જંગલની જેમ ભડકે બળે છે શહેર પણ.

દૃષ્ટિની સાથ સાથ પડળ પણ છે આંખમાં
જ્યોતિની ગોદમાં છે તિમિરનો ઉછેર પણ.

આવ્યા, તમાશો જોયો અને લીન થઈ ગયા....
ભૂલી ગયા કે પાછા જવાનું છે ઘેર પણ.

શંકર બધું જ પી ન શક્યા 'શૂન્ય', એટલે
આવ્યું છે વારસામાં અમારે આ ઝેર પણ.

## પ્રભુ જાણે કાલે- □ જગદીશ ત્રિવેદી

પ્રભુ જાણે કાલે દિવસ ઊગતાં ક્યાં હઈશ હું ?
પરોઢે પંખીના કલરવ થકી સ્વપ્ન સરતાં
ઊઠી, આંખો ચોળી, અલસ ગતિથી કુંજ ત્યજીને
શીળી રેતીશૈયા પર પડીશ આવી, નિરખતો
ઉષાતેજોવર્ષા જલધિસલિલે નૃત્ય કરતી ?

બળી બપોરેના પ્રખર તણખા અંગ ભરતા
પહાડો-મિત્રોની મધુર મિજમાની ગ્રહી હશે ?
અજાણી કો' દેરી નિકટ સરતી ગ્રામ્યસીમની-
મહીં ઝીણી ઝીણી કવનરટણામાં વિરમીશ ?

ઢળી ક્ષેત્રે ખાટે કૃષિકમઢુલી પ્રાંગણ વિશે
નમેલી સંધ્યાની સુરભિઝર પાની ચૂમીશ, કે
પછી, ગાડીમાંથી કનકનળિયાં ગ્રામ્યઉટજો
તણાં જોતો જોતો મુજ સફરનામું લખીશ હું ?
નિશાને ઘેરીને અલકલટ ઉતારી લઈને
રૂપાળી ચન્દ્રિકા - મુજ પ્રિયતમા- ને ધરીશ, કે
ઊંડા અંધારામાં મણિધર ગળે વીંટી લઈને
પ્રકાશે એના હું
રહસ્યો રાત્રિનાં સુલભ કરતો ખૂંદીશ વનો ?
પ્રભુ જાણે કાલે સમય સમયે ક્યાં હઈશ હું ?

□ જશવંતી દવે

(સંસ્કૃત)

આંતરડાંનાં મીંઢળ
ને લાલકમળશા સીહાથોના ધારી ભાલે મણિ,
હૃદયકમળની માળાઓને માથે સૌએ બાંધી,
શોણિતના કાદવકેસરની કરતી બધી ઉજાણી
થઈ આનંદિત, પ્રીતમ સાથે મળી પિશાચલલના
ખોપરીઓના જામમાં પીએ મજ્જા કેરી સુરા.

## ચાર ફૂલ □ અવિનાશ વ્યાસ

મારી વેણીમાં ચાર ચાર ફૂલ
અંબોડલે શોભે સોહામણી એ ઝૂલ. મ્હારી.
એક ફૂલ જાણે મ્હારા સસરાજી શોભના
મોઘેરૂં મોગરાનું ફૂલ:
એની સુવાસે મ્હેકે ઘરઘરનો ઓરડો
ગંભીર ને સૌમાં અતૂલ. મ્હારી.
બીજું ફૂલ જાણે મ્હારી નણદી પેલી નાનકી
જાણે રૂડું ચંપાનું ફૂલ:
જ્યારે જુઓ ત્યારે ખીલ્યું ને ફાલ્યું
મસ્તીમાં રહેતું મશગૂલ. મ્હારી.
ત્રીજું ફૂલ જાણે મ્હારાં સાસુજી આકરાં
જાણે પેલું સૂર્યમુખી ફૂલ:
સૂરજ ઊગતાંની સાથ માંગતું એ મ્હેકવા
સાંજ સુધી કાઢતું ભૂલ. મ્હારી.
ચોથું ફૂલ જાણે મારા હૈયાના હારનુંજાણે રૂડું રાતરાણી ફૂલ:
દિવસે ના બોલે એ મ્હોટાંના · માનમાં
રાતડિયે બોલે બુલબુલ. મ્હારી.

## મુહબ્બત □ મધુકર રાંદેરિયા

આ લાંબા લાંબા મારગ પર
કંઈ કંકર-કંટક વાગે છે,
બેચેન બનાવી દેનારી
કંઈ લાખ ઉપાધિ જાગે છે;
આ સર્વ બલાઓ ઉપરથી
કંઈ અમથી-અમથી આવે ના,
બંદાની સાથે અલ્લાને
કંઈ મ્હોબત જેવું લાગે છે.

## અંધારાની રાત □ મણિલાલ દેસાઈ

આ અંધારાની અવાવરુ ભૂમિમાં
ગાડીની તીણી વ્હિસલના ન્હોર
ખોદતાં ઊંડો રે ઊંડો દર.

આ અંધારાના અભેદ્ય એવા પ્હાડે
ગાડીની બત્તીના તેજે થયું બોગદું.
એમાંથી આ ગાડી સરતી સર્ર્.

આ અંધારાના સ્ટેશન ઉપર
અંધારાની ગાડી આવી ઊભી.
એમાંથી અંધારું ઊતર્યું વગર ટિકિટે.
એને તે શો ડર ?

તમે સૂંઘ્યું કે ? મેં તો જલમાં પીધું,
દેવદારની ટોચે પણ ટિચાયું.
રોજ સાંજના કીકી દરવાજો ખોલે તે ઘર.

## □ મંગળ રાઠોડ

તારી
આંખોની
બે
તરફડતી
માછલીઓને જોઈને
આજે
અચાનક મને
ખબર પડી કે

કિનારા પર માથું પછાડતો
સમુદ્ર
હું
પોતે જ
છું.
તો
ચાલ, વહાવી લઈ જાઉં તને
તારા જળમાં...

□ કરસનદાસ માણેક

મને એ જ સમજાતું નથી કે આવું શાને થાય છે:
ફૂલડાં ડૂબી જતાં ને પથ્થરો તરી જાય છે!

ટળવળે તરસ્યાં, ત્યહાં જે વાદળી વેરણ બને,
તે જ રણમાં ધૂમ મૂસળધાર વરસી જાય છે!

ઘર-હીણાં ઘૂમે હઝારો ઠોકરાતાં ઠેર ઠેર:
ને ગગનચુમ્બી મહાલો જનસૂનાં રહી જાય છે!

દેવડીએ દંડ પામે ચોર મુઠી જારના:
લાખ ખાંડી લૂંટનારા મહેફિલે મંડાય છે!

કામધેનુને મળે ના એક સૂકું તણખલું,
ને લીલાછમ ખેતરો સૌ આખલા ચરી જાય છે!

છે ગરીબોના કૂબામાં તેલ ટીપું ય દોહ્યલું!
ને શ્રીમંતોની કબર પર ઘીના દીવા થાય છે!

સહદેવ □ ચુનીલાલ મડિયા

ભ્રાતા ગયા છે દ્યૂત ખેલવાને,
છે ધર્મ ને અર્જુન ભીમ, સાથે
કનિષ્ઠ કિન્તુ નકુલેય. આજે
સતી રહ્યાં છે સહદેવ સંગે.
દીસે પ્રિયાનું મુખ આશપૂર્ણ,
જ્ઞાની સખાનું અવ ચિત્ત ક્ષુણ્ણ:
વસ્ત્રો હરાશે મુજ દ્રૌપદીનાં
નિર્લજ્જ હસ્તે, કુલયોગિનીનાં.
જાણે બધું યે, રજ કહે શકે ના.
સંતપ્ત, કાં કે જીરવી શકે ના.
ધિક્કાર હો શાપિત જ્ઞાન જેનાં
જેવાં ભર્યાં હો જલ, વ્હે શકે ના.
સ્પર્શ પ્રિયાને કરવા જતો જ્યાં,
દેખંત દુઃશાસન એ નિજાત્મમાં.

29093

□ જવાહર બક્ષી

ઉપેક્ષામાં નહિ તો બીજું તથ્ય શું છે ? છે બસ એક એની મનાનો અનુભવ
મળ્યાનો વળી બીજો આનંદ શું છે ? સિવાય કે એની રજાનો અનુભવ

હવે જો હું માનું તો ખોટું નથી કે હતું એને મારા તરફ પ્રેમ જેવું
ગમે તે રીતે પણ મને છોડી દઈને કરે છે એ કોઈ ગુન્હાનો અનુભવ

કદાચિત્ તને ભૂલવામાં મજા હો એ માની ઘટાડયે ગયો યાદ તારી
હજી પણ મને યાદ આવી રહ્યો છે તને ભૂલવાની દશાનો અનુભવ

હરણ તરસે માર્યું આ હાંફી રહ્યું છે પ્રથમ એને પાણી પીવાડો ઓ લોકો
તરત એ બિચારાને એ તો ન પૂછો કે કેવો રહ્યો ઝાંઝવાનો અનુભવ

મને થોડી અગવડ પડી રહી'તી તેથી "ફના" ઘર બદલતાં મેં બદલી નાખ્યું
પરંતુ નવા ઘરના સામાન સાથે મેં બાંધ્યો જુની જગાનો અનુભવ.

કોઈ સાંજે □ જયેન્દ્ર શેખડીવાળા

ફૂલ ને ફોરમ અજાણ્યા દેશમાં સામાં મળ્યાં
કોઈ સાંજે એમ પગલાં આપણાં સામાં મળ્યાં

મોર ચીતરેલી ક્ષણો આપી ગયું કો' સ્વપ્નમાં
ને ગગનને ગ્હેંકના પડઘાનાં ધણ સામા મળ્યાં

આપણો સુક્કો સમય થઇ જાય છે જ્યારે નદી
થાય છે કે, સૂર્યને પણ દર્પણો સામાં મળ્યાં

કોઈ ઘૂમરીમાં ડૂબ્યું તો કોઇ આકાશે ડૂબ્યું :
શ્વાસના એકાંતને એના વતન સામાં મળ્યાં

આજ બારીબ્હાર દૃષ્ટિ ગઇ અચાનક જે ક્ષણે
આંખને ગઇ કાલનાં દૃશ્યો બધાં સામાં મળ્યાં

## ગઝલ □ હેમેન શાહ

સપનું જ એક બચ્યું દિવસની તોડફોડમાં
છેવટ નગર સૂતું અભિનેત્રીની સોડમાં

પ્રત્યેક વયસ્ક ધ્યેયનું જૌહર થતું રહે
સૌ નિસ્સહાય પોતપોતાના ચિતોડમાં

પાણીની જેમ જિંદગી શોધી લે છે સતહ
યાને ગુમાઈ જાય છે એંશી કરોડમાં

એકાદ મહાપુરુષ પછી, અફીણી અંધકાર –
બીજું ન કંઈયે આખી પેઢીના નિચોડમાં

આવી શક્યાં ન કામ ત્યાં ટેકાનાં લાકડાં
ભાંગી જવું મળ્યું હતું આ મનને ખોડમાં

## □ પ્રફુલ્લ પંડ્યા

પોત આપણાપણાનું સાવ ખરતું રહ્યું છે
કહો કેમ કરી જીવતરને સીવવું ?
પોલા માણસને ક્યાંને કેમ ખીંટી મારવી
એ મૂંઝવણનું નામ બીજું જીવવું....
ખાલીપો જીરવવો સહેલો હતો
પોલું પોલું આકાશ પડ્યું ભારે
લીલા માણસ ઉપર પાનખર પડી તો
અમે મુરઝાયા ઊગતી સવારે !
માંડ એક ડાળ ઉપર માળો બંધાયો
ત્યાં હાય રે શિકાર તારું પીંખવું ?
વીખરાતા તાણાવાણાને હવે કેમ કરી
હિંમતની સોય વડે સાંધવા ?
જીવતા જો જીવ્યું જીવાય નહીં તો તો
પછી તૂટેલા બોલને શું બાંધવા ?
દુનિયાની દાઝ રે દઝાડી ગઈ
એટલી કે દુનિયાથી થાય :
શું રે શીખવું ?

## □ સાસરિયું

(લોકગીત)

મોતી વેરાયાં ચોકમાં રે લોલ.
નણદલ અમારી ચકલી રે લોલ.
એ ઊડી ઊડી પર ઘેર જાય જો,
મોતી વેરાયાં ચોકમાં રે લોલ.
હાં સસરો અમારો દેવ છે રે લોલ.
સાસુડી કાળો નાગ જો...મોતી૦
હાં જેઠ અમારો દેવ છે રે લોલ.
જેઠાણી ભૂરી ભેંસ જો...મોતી૦
હાં દિયર અમારો દડે રમે રે લોલ.
દેરાણી નાનું બાળ જો...મોતી૦
હાં નણદોઈ અમારો વાંદરો રે લોલ,
એ ખાય વાડીનાં વનફળ જો...મોતી૦
હાં કાચાં ને પાકાં ખાય ગયો રે લોલ.
કાચાંનો વાળ્યો ઢગ જો...મોતી૦

## દેવબાલ □ ચંદ્રવદન મહેતા

ઈલા! કદી હોત હું દેવબાલ!
તારા ભરી આપત એક થાળ,
એના વડે કૂકડીદાવ સાથે
બંને રમ્યાં હોત અહો નિરાંતે.

ચાંદો ફરંતો નભથી હું લાવી,
બહેનાં રમ્યાં હોત દડો બનાવી;
ને એ દડે હું વીજરેખ બાંધું
એને ઉછાળી જળવ્યોમ સાંધું.

ને સાતરંગી ધનુવસ્ત્ર ચારુ
લાવી સજાવું તુજ અંગ ન્યારું;
ને શુભ્રકીર્તિ થઈ દિવ્ય પંથે
ઓહો ઊડયાં હોત જ દિગદિગન્તે.

## ☐ રવીન્દ્રનાથ ટાગોર

આધેક ઘુમે નયન ચુમે સ્વપન દિયે યાય.
શ્રાંત ભાલે યૂથીર માલે પરશે મૃદુ બાય.
વનેર છાયા મનેર સાથિ, વાસના નાહિ કિછુ-
પથેર ધારે આસન પાતિ, ના ચાહિ ફિરે પિછુ-
વેણુર પાતા મિશાય ગાથા નીરવ ભાવનાય.
મેઘેર ખેલા ગગનતટે અલસ લિપિ-લિખા,
સુદૂર કોન્ સ્મરણપટે જાગિલ મરીચિકા.
ચૈત્રદિને તપ્ત વેલા તૃણ-આંચલ પેતે
શૂન્યતલે ગંધ-ભેલા ભાસાય બાતાસેતે-
કપોત ડાકે મધુકશાખે વિજન વેદનાય.

## ☐ અમૃત ઘાયલ

ઇચ્છાને જરા પંપાળી તો એ રમણે ચડી ગઈ સાવનમાં,
વહેલી જ સવારે જાવું હતું પણ સાંજ પડી ગઈ સાવનમાં.

શરમાળ હતી ઝરમર કિન્તુ ખેધે જ પડી ગઈ સાવનમાં,
ને ઓથ લઈ એની અમને એક આંચ અડી ગઈ સાવનમાં.

આ હરિયાળીના મખમલમાં મન ગોપવવું કોને ન ગમે !
એક બોરસલી આડે પડખે આવીને પડી ગઈ સાવનમાં.

એ મિજબાની મીઠી વાતો ઝરમરની ઝિલમિલ સોગાતો,
ખપ અમને હતો જે વાત તણો એ વાત જડી ગઈ સાવનમાં.

કૈં બુન્દ હતી કે ફૂલ ભઈ કૈં બુન્દ હતી કે શૂળ ભઈ,
કૈં આંખ હસી ગઈ સાવનમાં, કૈં આંખ રડી ગઈ સાવનમાં.

કૈં એવી એ રંગત લાવી ખુદ વર્ષાને ઈર્ષા આવી,
મધરાત પછી તો ઘેન સભર ઘેઘૂર ઘડી ગઈ સાવનમાં.

એ કાળાં કાળાં કુંતલનાં સ્વપ્નો તો મળ્યાં જોવા 'ઘાયલ'
ક્યારેય ચડી નહોતી એવી છો નીંદ ચડી ગઈ સાવનમાં.

## કોને ઘેર ગ્યાંતાં– □ ચિનુ મોદી

મને શુ પૂછે છે કે
તડકો પ્હેરીને અમે કોને ઘેર ગ્યાં'તાં ?
પાણી વ્હેરીને અમે કોને ઘેર ગ્યાં'તાં ?
હું તો સ્વ-સ્થાને-માળામાં પરોવેલા મણકા જેવું હરું ફરું.
મને ક્યાંથી જાણ હોય કે
ચાંદો ચોડીને તમે કોને ઘેર ગ્યાં'તાં ?
ખીલો છોડીને તમે કોને ઘેર ગ્યાં'તાં ?
ડર પામી જવાય એટલો હું ડઘાયેલો છું
તાણી બાંધેલા તંબુ જેટલો ખોડાયેલો છું
અને તમારી સાથે જોડાયેલો છું
જંગલને જેમ ઝાડ છે
પાણીને જેમ પ્હાડ છે–એમ સ્તો.
આમ તો અમસ્તો, પણ,દરિયા વચ્ચે બેટ-બેટ હોઈ શકે; હોઈ શકે :
આકાશમાં હાથી હોઈ શકે,
વાદળનાં હોઈ શકે.
જન્મમૃત્યુ વગરનાં ફૂલ હોઈ શકે,
કાગળનાં હોઈ શકે.
પણ, એથી તમને ઓછું પૂછાય કે
આંબો ઓઢીને તમે કોને ઘેર ગ્યાં'તાં ?

## ઊંઘની ગેબી ગુહા– □ રાધેશ્યામ શર્મા

જેની મહીં સુગુપ્ત–
ઊંડા ઊંડા કૂવા !
તળિયે વાગે ડાકલાં
ધૂણે મસમોટા સ્વપ્નના ભૂવા !
કહો, અહીંયાં પણ ક્યાંથી મળે સુવા ?

'સૂર્યને શિક્ષા કરો' □ લાભશંકર ઠાકર

મૂક
વાતાયન મહીં ઊભી હતી
શ્યામા.
ગાલના અતિ સૂક્ષ્મ છિદ્રોથી પ્રવેશી
લોહીની ઉષ્મા મહીં સુતેલ આકુલના નરી
સૂર્ય સંકોરી ગયો.
માધુર્ય જન્માવી ગયો.
ઉન્નત સ્તનોને અંગુલિનો સ્પર્શ જેવો
એવી સ્મૃતિ શી લોહીમાં થરકી ગઈ !
o
ઉદરમાં
આષાઢનું ઘેઘૂર આખું આભ લૈ
પીંજરામાં ક્લાન્ત ને આકુલ
શ્યામા જોઉં છું, નતશિર.
'કોણ છે આ કૃત્યનો કર્તા ?'
મૂક શ્યામાના થથરતા હોઠ બે ના ખૂલતા.
આંખમાં માધુર્યનાં શબ ઝૂલતાં.
હું કવિ
તીવ્ર કંઠે ચીસ પાડીને કહું છું :
'સૂર્યને શિક્ષા કરો.'
કંઠની નાડી બધીએ તંગ ખેંચીને કહું છું :
'સૂર્યને શિક્ષા કરો.'

(અપભ્રંશ) □ રામનારાયણ વિ. પાઠક

'આંતરડું વળગ્યું પગે, શિર ખસિયું છે સ્કંધ,
તોયે હાથ કટારીએ, વારી જાઉં એ કંથ.'

ભલું થયું માર્યા ગયા, બહેની મારા કન્થ,
સખીઓમાં લાજી મરત, ભાગી ઘર આવન્ત.'

## સ્વામી આનંદ ☐ વાડીલાલ ડગલી

ગુલાબના ગુચ્છા જેવું મોં, ભીંતની આરપાર જોતી
જળાળી આંખો. જિંદગીના વાવાઝોડામાં હિમાલયની
ટોચ સુધી ઊછળેલું અને વસઈની ખાડીમાં પછડાયેલું
પણ સારી પેઠે સાચવેલું રિટાયર્ડ રાજવી જેવું બાંધી
દડીનું સોહામણું શરીર. એક ચાંપ દાબે તો મોંમાંથી
ગોળનું ગાડું છૂટે અને બીજી ચાંપ દાબે તો જીભમાંથી
ડંગોરો નીકળે. વેશ એવો કે સાધુયે નહીં ને સંસારીયે
નહીં. ટીકીટીકીને જોયા જ કરવાનું મન થાય. મૂંગા
બેઠા હોય તોય લાગે કે આ તે કયા મલકની માયા! બોલે
ત્યારે લોકડિક્ષનરીના શબ્દો ધાણીની જેમ ફટફટ ફૂટવા
માંડે. માણહ એકલો; પણ સ્ટેઈજ વિના, લાઈટ વિના,
ડ્રેસ વિના, અને બીજાં એકટર એકટ્રેસો વિના ગાંધી
મહાત્માના નાટકનાં દૃશ્યો દેખાડતો જાય. કામ પતાવી
વિદાય થાય તે પછી પણ ઓરડામાં બાંયો ચડાવેલી
ચેતનાના લિસોટા મેલતો જાય.

## —હું મુજ પિતા! ☐ ઉશનસ્

અરે, આ વેળા તો અનુભવ થયો અદ્ભુત નવો;
હતો પ્હેલી વેળા જનકહીન ગેહે પ્રવિશતો,
હું જાણે કો મોટા હવડ અવકાશે પદ ધરું;
બધી વસ્તુ લાગે પરિચિત જ કોઈ જનમની,
અશા કૌતુકે, કો અપરિચયથી જોઈ રહું કૈં;
પ્રવાસી વસ્ત્રોને પરહરી, જૂનું પંચિયું ધરું
પિતા કેરું જે આ વળગણી પરે સૂકવ્યું હતું;
પછી નાહી, પહેરું શણિયું કરવા દેવની પૂજા.
અરીસે જોઉં તો જનક જ! કપાળે સુખડની
ત્રિવલ્લી, ભસ્માંકો! અચરજ! બપોરે સૂઈ ઊઠયો.
- પિતાજીની ટેવે! - અશી જ પ્રગટી પત્રની તૃષા!
સૂતો રાત્રે ખાટે જનકની જ. રે ગોદડુંય એ!
નનામીયે મારી નીરખું પછી-ને ભડ્ભડ ચિતા,
રહું જોઈ મારું શબ બળતું હું; હું, મુજ પિતા!

## ચાંદની □ બાલમુકુન્દ દવે

શરદરજની ધીરિ ધીરિ ગળાઈ ચળાઈને
અજબ ઊઘડી મોડી મોડી ખીલી પુરબા'રમાં!
કપૂરધવલા આછી ગાઢી હસે મૃદુ ચાંદની,
પવન પર થૈ ધોળાં ધોળાં ખસે રૂપઆભલાં.
પલ પલ ખૂલે જ્યોત્સ્નાકેરાં દલેદલ, મધ્યમાં
પ્રકટ પૃથિવી ઊભી જાણે લસે નવપદ્મજા!
પૃથક ઘટકો ચન્દ્રીતેજે પરસ્પરમા ગળી,
સુઘટિત રચે એકત્વે સૌ કલામય પુદ્દગલ.
દિવસઅજવાળે જે દીસે વિરૂપ, લજામણું
સ્વરૂપ પલટી તે તે ઊભું નવું જ સુહામણું!
જગસકલની ત્રાંબાકૂંડી ભરી તસુએ તસુ,
શશિયર સ્વયં ના'વા જાણે રહ્યો નભથી સરી!
ભવન ભવને મેડીસૂતાં મીઠાં યુગલો પરે,
સહજ અમથાં છિદ્રોથીયે નરી મમતા દ્રવે!
ગિરિ, વન, નદી, મેદાને થૈ સરે રમણીયતા,
પરણ પરની કીડીયે શી ધરે કમનીયતા!
અશરીર છતાં આકારો લૈ મનોહર ઊતરે,
ગહન વિમલાં સૌન્દર્યો શાં રહી રહી નીતરે!

## મેરે પિયા □ સુન્દરમ્

'મેરે પિયા મૈં કછુ નહીં જાનૂં,
મૈં તો ચુપચુપ ચાહ રહી.

મેરે પિયા, તુમ કિતને સુહાવન,
તુમ બરસો જિમ મેહા સાવન,
મૈં તો ચુપચુપ નાહ રહી.

મેરે પિયા, તુમ અમર સુહાગી,
તુમ પાયે મૈં બહુ બડભાગી,
મૈં તો પલ પલ બ્યાહ રહી.

## દશરથનો અંતકાળ □ ગણપતલાલ ભાવસાર

'તે સમયે સખી આવી જ રજની, દારુણ તે દિ' નિદાઘ,
દક્ષિણ વહ્નિથી કિંશુકે કિંશુકે લાગી હતી તે દિ' આગ.
શિરીષ આભલાની નીલિમા ધરી ફૂટી ફૂટી મલકાય,
માધવીકુંજમાં માધવીને એની ફોરમ ના સહેવાય.
તે દિ' હતી પ્રિયા! માધવી પુષ્પ સમી તુંય, પિતાનું વન
ફોરમે ભરતી; હું યુવરાજ; ને નિર્મળ તે દિ' ગગન.
તે રજનીમાં હતા આ જ તારલા મુક્ત આકાશને ઉર;
બાલિકા શી તે દિ' હતી આ સરજુ, ન્હોતાં આ યૌવનપૂર.
તે દિન- જે દિનની કરું વાત - હું હતો જરીક ગરમ,
મેં ધાર્યું કે લાવ સરજુતટનું આપણું મૃગયા -વન
જોઈ આવું જરી; મૃગલાં કેરો મળશે કોઈ શિકાર,
કરીશ તો, નંહિ તો બેસી સૂણીશ અંતરના ધબકાર
સરજુ કેરા; એમ વિચારીને તીર ધનુષની સાથ,
પગપાળો સરજુતીર પહોંચ્યો, વા મહીં વીંઝતો હાથ.
ગભીર સરજુનીરમાં અરધો ડૂબતો રક્ત તપન
દેખાય, અંધારે ઝાંખાં પડી જતાં આમલીપીંપળીવન.
આભલાની સામે મૂકી ઉઘાડાં ગોપનઅંતરદ્વાર,
ધીરિ ધીરિ નદીનીર વહી જતાં; દક્ષિણે દૂરનો પ્હાડ
તાલતમાલનું વીંઝે જટાજૂથ, પંખીતણા ટહુકાર
થતા અચાનક એક પળે; કદી અન્ય અવાજ લગાર
આવતો ના જરી ભંગ કરાવવા તીણાં તમરાંનાં ગાન;
સરજુનીરમાં રાખી નજર હું ચાલતો'તો; કરી દાન
તિમિરથી અકળાતા આકાશને તારાને, સરજુનીર -
માંહી લપ્યા રવિદેવ સમસ્ત; ત્યાં સંકોરી શ્વેત શરીર
વનનાં ઝાડઝાંખરાંથી આવ્યો શશી અચાનક બહાર,
નદીના નીરમાં તેજ દોડયું એનું, કોકિલ દે ટહુકાર.
ખમલીં જરી પાણી રેડ પ્રિયા, અંધારે ઘેર્યું ગગન,
તે દિ' હતો મધુ ચંદ્રમા આભમાં, વાયુથી વ્યાકુળ વન.
ધીરિ ધીરિ મેં કર્યો પ્રવેશ એ નીરવ વનની માંય,
કોઈ અતિથિને કારણે વનડે ઢાળી'તી શીતળ છાંય.
ચંદ્ર વિચિત્ર ત્યાં સાથીઆ દોરતો, તમરાં ધરતાં ગાન,
માધવી ફૂલનાં છાબડાં ઢાલવી કરતી ફોરમ દાન,

પાંદડે પાંદડે નાચતાં કિરણ, ફૂલે ફૂલે ઊડે ગંધ,
છાયા-પ્રકાશના સંજોગમાં જાણે વનડું હર્ષથી અંધ.
દોડી આવે કદી સ્હેજ અચાનક ઉનાળા સમીર લ્હેર,
ખરખર કરી પાન ખરી પડે નાચતી છાયાની સેર.
શ્રાંતિ અનુભવી બેઠો ચઢી એક વડલાની ઊંચી ડાળ,
સામી દેખાતી'તી શ્વેત રંગને ભેટતી સરજુપાળ.
આકાશમાં એક વાદળી ના જડે, ઝાંખું તારકેરું તેજ;
એક પછી એક પહોર વીતી જતાં, લાગતું જાણે 'સહેજ'.
આભનો અરધો પંથ પૂરો કરી પશ્ચિમે ઢળતો ચંદ,
વનના છાંયડા પૂરવ દિશામાં ધસતા સૂંઘીને ગંધ
ફૂટતાં ફૂલની; એવામાં સરજુતીર પે સ્હેજ અવાજ
'ભડભડ' કરી થયો અચાનક, ને મેં શિકારને કાજ
ધનુષની પર તીર ચઢાવી કાનપે તાણી કમાન,
મૃગલું ધારીને બાણ ફગાવ્યું, ને-અરે-હાયરે ! રામ !'

## નિર્દોષ ને નિર્મળ આંખ તારી □ હરિશ્ચંદ્ર ભટ્ટ

નિર્દોષ ને નિર્મળ આંખ તારી
હતી હજી યૌવનથી અજાણ,
કીધા હજી સાસરવાસ કાલે,
શૃંગાર તેં પૂર્ણ ચિતા મહીં કર્યો !

સંસારના સાગરને કિનારે
ઊભાં રહી અંજલિ એક લીધી,
ખારું મીઠું એ સમજી શકે ત્યાં
સરી પડયો પાય સમુદ્રની મહીં !

કૂંળી હજી દેહલતા ન પાંગરી,
કૌમાર આછું ઊઘડયું ન ઊઘડયું,
પ્હેરી રહે જીવનચૂંદડી જરી,
સરી પડી ત્યાં તુજ અંગથી એ !

છો કાળ આવે, શિશિરોય આવે,
ને પુષ્પ કૂંળાં દવમાં પ્રજાળે;
સુકોમળી દેહકળી અરે અરે
વસંતની ફૂંક મહીં ખરી પડી !

## કાલગ્રંથિ □ લાભશંકર ઠાકર

શ્વાસ લઉં તો પીડા લાઠા,
શ્વાસ મૂકું તો પીડા
ડાબા પડખે પીડા લાઠા,
જમણા પડખે પીડા.
ચત્તોપાટ સૂતો છું તો પણ પીડા પીડા પીડા.
એક સરખી એકધારી અતૂટ પીડા.
હૉસ્પિટલના જનરલ વૉર્ડના પલંગમાં રેબઝેબ, અધરાતે મધરાતે
સૂતો છું પીડાગ્રસ્ત -
ક્ષણ પછી ક્ષણ પછી ક્ષણ સ્પષ્ટ સ્પષ્ટ, પ્રગટ
અનુભવાય છે પૂર્ણ જાગૃતિમાં -
સમય અનુભવાય છે પીડા -
- ન્તર પામીને પ-સા-ર થતો ધીમે ધીમે
અહીં આ મારા ઉદરમાં.
નિષ્પલક ખખડ
ખખડ
સ્ટ્રેચરમાં લઈ
જવાતો
ખંડમાંથી -
પેસેજમાંથી -
લિફ્ટ-
માંથી -
નીચે
નીચે
નીચે
ખખડ
ખખડ
ખચકાત
ઊંચકાતા આંચકા અને લિફ્ટમાંથી બહાર -
કઢાતો પેસેજમાં.
હજ્જારો હજ્જારો સેકન્ડ્ઝ સુધી ઍક્સ રે રૂમની
બહાર પ્રતીક્ષામાં -
પીડાના પેટમાંથી પસાર થતો

અખંડ, પરિપૂર્ણ, અનવદ્ય, નિરન્ધ્ર, સૉલિડ સમય
તારો સાક્ષાત્કાર પૂર્ણ
આવો કદી થયો નથી.
ત્રૂટક ત્રૂટક કદી તારા અણસારા
અનુભવ્યા છે. કચડાયેલી આંગળીમાં, ગામ છોડીને - મા છોડીને
નગરમાં પ્રવેશેલા કિશોરના મૌનમાં, રાવજીના સ્મરણમાં,
તરછોડાયેલા બેઘર ભૂખ્યા અર્ધનગ્ન અસંખ્ય
હાડપિંજરોની પસાર થતી લથડતી ભાંગલીતૂટલી ક્ષીણ જરઠ સૂકી લૂખી કાળી
પ્રલંબ કતારોમાં
તને જોયો છે કલકત્તામાં સમય, ખં -
ડિત, લ-થડાતો;
અથડાતો તને, અધરાતે અનનોનમાં બૅગ બિસ્તરા ઊંચકીને
રઝળ્યો છું ઈધર ઉધર લંડનમાં અનિશ્ચિત, સમય
રસ્તે રઝળતી ખોપરીમાં તને જોયો છે;
જોયો છે મરી ગયેલા
ઢોરને
વીંખીપીંખી ચૂંથતાં
ગીધોના તદ્રૂપ ફફડાટમાં -
ખવાઈ ગયેલા જીર્ણ પુસ્તકના પાને પાને જામેલી ગન્ધના
નાક સુધી ઊંચકાતા કણોમાં,
કોણાર્કની ખંડિત યોનિઓમાં,
સ્ખલન પૂર્વેની ઉત્કટતામાંથી તૂટં તૂટું થતો, બગલના વાળ સાથે
કપાઈ જતો, હાથમાંના બરફના ગોળા સાથે અચાનક જમીન પર
ગબડી જતો, કપાયેલા બટાકામાં ઈયળ સાથે સરકતો,
હાથમાં પકડેલા દેડકાની જેમ થરકતો અને ઠંડું ઠંડું
મૂતરી જતો, સમય
તને અનુભવ્યો છે આમ તો સતત પણ ત્રૂટક
ત્રૂટક, કવચિત્ મારી કાવ્યચેતનામાં શબ્દોની ગતિમાં
ગતિમાન તને સ્પર્શ્યો છે મારી કર્ણચેતનાથી, સમય
પણ તારો આવો અખંડ પરિપૂર્ણ સાક્ષાત્કાર
આ પહેલો છે
નિતાંત વેદનારૂપે આવ્યો અખંડ અમિશ્ર સમય
કલ્લાકો કલ્લાકો

સુધી આ સજીવ દેહમાંથી, ચેતનામાંથી સ-ર-ક-તો-
સ-ર-ક-તો-
તને અનુભવ્યો પૂર્ણ ને ચાલ્યો ગયો.
ઍક્સરેઝ-માં ન ઝિલાઈ તારી
છબિ.
ભૂખ્યા ખાલીખમ્મ પેટમાં તને ઢબૂરી શકયો નહીં.
તું તો પસાર થઈ ગયો
હૉસ્પિટલની શુભ્ર દીવાલોને ઘસા-
નો ઘસા-તો મારી વેદનાને આત્મસાત કરી, ક્યાંક.

હવે માત્ર સ્મૃતિરૂપે, સ્મૃતિશેષ, શબ્દશેષ
સમય, મારો સાક્ષાત્કાર, મારો વેદ, મારી વેદના, સમય
શું તું ચોંટી રહ્યો છે મારી ચેતનામાં અત્યલ્પ ફરકતો ?
કદાચ.

તડકાનો મૃદુ હાથ જમણી બાજુથી
અને અપંગ દર્દીનો ક્ષીણ હાથ ડાબી બાજુથી
પકડવા મથતા હતા તે નારંગી તારી પુચ્છના થરકાટથી
ગબડી પડી ટેબલ પરથી.
આ તારું અંતિમ દર્શન હતું હૉસ્પિટલમાં.
એ પછી તને શોધું છું, સમય,
ખાલીખમ્મ મહેલની અટારીએ ઊભેલા વૃદ્ધની આંખોમાંથી
સામે દૂર દૂર પથરાયેલી નિરવ નિર્જીવ યુદ્ધભૂમિમાં –
જ્યાં ગીધોના-સમડીના-કાગડાના ચિત્કારો છે કદાચ;
પણ એના અવાજ
વૃદ્ધના કાન પાસે આવીને અટકી જાય છે.
એથી અવાજરૂપે તને પામી શકાતો નથી.
માત્ર ગીધ-સમડી-કાગડાના ઊડાઊડ-ફફડાટો-ચૂંથાચૂંથરૂપે
તને પામી શકાય છે;
અને તેય મોતિયાની આરપારનાં
ઝાંખાં ઝાંખાં શ્યામ ઊછળતાં ટપકાંઓ રૂપે, સમય
અને તેય આમ મીંચેલી આંખની અંદર, મેટાફૉરિકલ.
સમય, તું મેટાફૉરિકલ ટપકાંઓ છે માત્ર
વિચ્છિન્ન, અલગ સાવ ?
સાવ અનએક્સાઇટિંગ ?

ફૅન્ટસી કે આર્ટિફિસના ઈન્ટરવૅશન્શન
વિના તને પામવો છે મારે. કેમ કે 'વાર્તા' એ માનવપરાજયને
ઢાંકવાનો અજ્ઞાત રસ્તો છે. તેથી ડેડ ફૉર્મ્યુલાઝ સુપર ઈમ્પોઝ
કરવાની ટેક્નિકને સાવ ચીરી નાખીને –
નીચે –
એની નીચે
મારે મને પામવો છે સમય;
તેથી તો સતત આ રિયાલિટીનું
ઉત્ખનન કરતો કરતો
ડ્રેબ વિશેની કરું કવિતા

વણધોયેલા ભૂખરા મેલા રંગની રે
કંટાળો ઉપજાવે એવી એકસૂરીલી
દંડ અને કાણાની હરદમ, તંગની રે.
કૂબડી કૂવડ કુલટા-ના
ઊઘડેલા ઊલટા અંગની રે.
ગોળાકાર ગતિમાં આગળ વધવું, ચડવું
ક્યૂપિડ થઈને
બચ્ચા-કચ્ચાહીન ભૂમિમાં ડચ ડચ ડચ ડચ
ડિબોચરીના ખચ્ચરને ડચકારી
અકકડબાજ - ફાંકડો - પુરુષ બનીને
બિલિંગ્ઝગેટ-ની
બુલેટ્સ છોડી
ધડધડ ધડધડ

પીપ-ટોપલી - ડબ્બામાં સૂતેલી બિચના
કાઉ કાઉના અવાજ વીંધી
નીક ગટરમાં ઊંડે ઊંડે બ્લૅક બીટલ થઈ
ફરકાવી મૂછ ડૂઅર બનીને
ડુ-ડીડ-ડનના ડુંઈગ્ઝ રચવા
ઊભા હલેસે ફૉસિટ ખોલી
નિકાલ - ફડચો - નિર્ણય - દઢતા - કસૂર - ગફલત - હાર - પરાજય -
મનોભંગ
હા અદબ વિપેની, લોભ-મોભ ને થોભ વિપેની
પ્રિક - પ્રિકલના સંકુલ સંધા સંગની રે
કરું કવિતા

ક્રૂસ વિપેની-
ડેપ્રિડેશન-
ડૂશ વિશેની.
કર્યા પછી તુર્ત જ લઈ લેવો ડૂશ સમયસર
પછી ન ઊગે સંભવના કોઈ લવ અને કોઈ કુશ.
બાઈટ ઑફ્ફ્ મોર ધેન યૂ કેન ચ્યૂ ટાઈમ
એન્ડ ધેન ચ્યૂ લાઈક હેલ.
ઢેલ-
નાગી ઉઘાડછોગી
કૂવાને નળિયે જઈ પોગી.
અને બ્રહ્મના ઈંડામાંથી સમય ઊઘડયો
ટૈંહોંક... ટૈંહોંક...
જણો જનાના, ખખડો, ખીલો ધૂળ અને ઢેફામાં
સાર્વનામિક
જટાજાલોમાં
કવીઝિ
તુરંગમાં કેદ
હેતે છલોછલ
ાં ઉછાળતાં ઊભાં આડાં સાથળનાં વનમાં
દિવ્ય સ્પર્શ-દર્શનના વમળોમાં ગ્રસ્ત
શ્રદ્ધાની કાચેરી
ટો પડાવતા મનમાં અને ચાંદીનો મોભ નખાવતા
માં અને સોનાની વળીઓ નખાવતા, ઉડાડતા રે
માડા અબીલ ગુલાલના, ખેતર-પાદર ખેડતા, રાતી રાતી
રંગ ચણોઠી જેવાં જળ ભરવાને જતાં જોઈ રહું છું, આઉટ.
આઉટ થઈ ગયો છું હું, ગેટ આઉટ થઈ ગયો છું હું
ચૂપ બનીને
વાંચું છું જાહેરનોટિસ : સેરિબ્રલ લાઈન પર
જરૂરી સમારકામ કરવાનું હોઈ ફિફ્ટી વન ડાઉન
ફ્લરિશ - ફ્લો -ફ્લાવર સબસ્ટેશનમાંથી પી-ક્વાર્ક એન-ક્વાર્ક
સમયસર નીકળી શકશે નહીં અને લાઈનનું સમારકામ પૂરું થયે
કોઈ પણ જાતની સૂચના આપ્યા વિના
વિદ્યુત પુરવઠો

રાબેતા મુજબ ચાલુ કરવામાં આવશે
આવશે
તલાવડીની પાળે બે આંબા હો બંધવા
એની ડાળે ડાળે અઢળક કેરી આવશે
આવશે
તેથી
હરાજીથી કાચી કેરી વેચવા અંગે જાણ કરવામાં આવી છે સમયસર
કે હરાજીના સમય પહેલાં કાચી કેરીને કલ્પી લેવાની રહેશે
આ પછી પાછળથી કોઈ તકરાર સાંભળવામાં આવશે નહીં.
હરાજીની શરતો સ્થળ ઉપર રૂબરૂમાં
વાંચી સંભળાવવામાં આવશે, સમયસર.
અને સ્થળ ઉપર
અમે બેઠા છીએ પ્રતીક્ષામાં મેટાલેંગ્વેજની સપાટીને સૂંઘતા,
મનવગડામાં ખમકે ઘૂઘરમાળ તેને સાંભળતા,
રૂડી બાજરીનું રાડું રોપતા
સાૈંદર્ય અને કળાની
ગંધનું અનુમાન કરતા
ઑન્ટોલોજિકલ એકાક્ષથી
તડકાના પક્ષમાં
પડછાયા સાથે એન્કાઉન્ટર કરતા.
આ પ્રક્રિયા, આ તબક્કાઓ,
આ દરમિયાનગીરી આ સન્નિકર્ષ આ પ્રભાવ આ પરિવર્તન,
આ અન્યોન્યનિર્ભર મૃત પદાર્થોની અથડામણ વચ્ચે
કોગ્નિટીવ કલેઈમ કરતા બોબડા વ્યાપારોના વહાણનું પાણી
ઉલેચતા, ઈન ટાઈમ.
અહાહા ઝન ઝન ભવ્ય સતાર!

બોલો બચુભાઈ, બા બા બા
મૂળ વસ્તુ જડ પ્રકૃતિ જ છે, બચુભાઈ, બા બા બા
તે જ એક અદ્‌ભુત યંત્રની જેમ વિકાસ
પામતી
પામતી
ઈન ટાઈમ જાણનારું
સમજનારું

વિચાર કરનારું
વધનારું
અને પેદા કરનારું ચેતન રસાયન બની જાય છે
બચુભાઈ

બા બા બા
કેટલાંક ઊંચા પ્રકારનાં યંત્રો એવાં હોય છે કે
પોતાની ગતિનો અહેવાલ નોંધી શકે છે, બા બા બા
કાંઈક ભૂલ થાય તો અટકી જઈ શકે છે, સમયસર
અને તે રીતે યાંત્રિકનું ધ્યાન ખેંચી શકે છે
ઊંઘી નહીં જવાનું બચુભાઈ
બોલો બચુભાઈ, હા હા હા
પોતાની ગતિ જરૂર પ્રમાણે પોતાની મેળે જ
વધારી કે ઘટાડી શકે છે. હા હા હા
કેટલાંક વિમાનો વિમાની વિના જ
ધારેલ સ્થળે પહોંચી શકે છે ઈન ટાઈમ
અને પાછાં આવી શકે છે, ઈન ટાઈમ. હા હા હા
શું તું એવું યંત્ર બની શકીશ, બેટા બચુ ?
તારી ગતિનો અહેવાલ નોંધી શકીશ, બચુડા ?
ભૂલ થાય તો અટકી જઈ શકીશ, બચુડિયા ?
બચ બચ આંગળી નહીં ધાવવાની, દીકરા.
બોલ, જરૂર પ્રમાણે તારી ગતિ
વધારી કે ઘટાડી શકીશ ?
વિમાની વિના જ, બોલ બચુ, ધારેલ સ્થળે પહોંચી શકીશ ?
અને પાછો આવી શકીશ, મારી સાત ખોટના બ-ચુડા ?
અને બચ્ બચ્ કરના બચ્ચા-રાણા
આ પ્રત્યક્ષ લોકના
નીચે ઉપર ડાબે જમણે ફેલાયેલા
મિરરમાં
શોધે છે ઉત્તરો. ત્રણ શકમંદ ત્રાસવાદીઓએ કરેલા
આડેધડ ગોળીબારના અવાજોને
ઝીલી લે છે મસ્તિષ્કની
સોળપેજી ક્રાઉન સાઈઝની ઝોળીમાં.
પશ્ચિમ રેલ્વે સમર સ્પેશિયલના સમય-પત્ર પર

સુજ્ઞ દૃષ્ટિને સ્થિર રાખીને વાંચે છે :
ન હન્યતે હન્યમાને શરીરે.
પછી, બચુભાઇ, પાણીએ વિચાર કર્યો કે હું ઘણાં રૂપ ધરું.
પછી તેણે અન્ન ઉપજાવ્યું - વન ઉપજાવ્યું - તન ઉપજાવ્યું -
મન ઉપજાવ્યું -
બચુભાઇ ચમકયા, તરસ લાગી છે ને મારી બેટી,
કયારનીય-
        એ તો ધસ્યા, નેચરલી, પાણી પીવાના નળ પાસે
ઘણુંય સખળડખળ કર્યું શતાબ્દીઓ સુધી
પણ એક ટીપું જો નીકળે સમ ખાવા જેટલું.
                                        બચ બચ
બચુ-બચલા-બચુડિયાઓ-બચુભાઇઓ બસ કરો.
ક્રૅ-કિંગ મિરરમાં ફૂટી ગયાં છે તમારાં પ્રતિબિંબો.
                                        આભનો સાગર
જળ જળ ભરિયો માંહી સૂરજ ને સોમ,
                                        આ આરે છે ધરતીની ભેખડ
ત્યાં અથડાય છે મારો સમય લગા ગાગા ગાગા-
ચૂરેચૂરા થઇ જતો લલલ લલગા-
વેરાઇને વિચ્છિન્ન થઇ જતો
પૃથ્વીના કરોડો કણકણમાં ગાલ લલગા -
                                        શા માટે હું
ઇન્ફ્રારેડ સંવેદનશીલ નજરથી તાકી રહું છું
અને રિમોટ સેન્સિંગથી સૂંઘું છું પૃથ્વીને ?
                                        હસી હસીને
બેવડ વળી જાઉં છું અચાનક આમ, શા માટે ?
                                        શા માટે
ખડખડાટ આળોટું છું કાવ્યપ્રક્રિયાના આ ક્ષણ સુધીના
પ્રલંબ પાથરણા પર
                    બધું વેર-વિખેર કરી નાખતો ?

અટ્ટ હાસ્યનાં ફીણ કાઢવાનું બંધ કરી
ઊઠ અલ્યા તું બેઠો થા રાઇમના રસ્તે
કાવ્યપંકિતઓ શેકી ખા રાઇમના રસ્તે
શેકતા શેકતા રાત પડી રાઇમના રસ્તે

અને રીનસર દેખ ઉજાજડ આકાશમં
ટ્વિંકલ ટ્વિંકલ લિટલ સ્ટાર્સની ભાત પડી
ઔર નીચે ખડી વાંકી ખજૂરી
નકકર ઘડા ઉપાડી બે,
લે લે તાડી પી
તાડી પીધી ઘડા ભરી બે : જે શિવશંકર જે :
નાડી તોડી, નહીં બોલું બસ, જે શિવશંકર જે.
હળવે હળવે હીંચો, બોલે ખજૂરડી, રાઇમના રસ્તે
નક્કર નળથી સીંચો, બોલે ખજૂરડી, રાઇમના રસ્તે
અખ્ખણ દખ્ખણ અડકો, બોલે ખજૂરડી, રાઇમના રસ્તે
તૂ હે લબરમૂછિયો લડકો, બોલે ખજૂરડી, રાઇમના રસ્તે
આમ અમે વાવ્યું ખજૂરડીમાં બી, હૈયારા હેલે.
શટ અપ યૂ બાસ્ટર્ડ.
સન્નાટો સન્નાટો.
વિધાઉટ પેનિટ્રેશન, પ્રિમેચ્યોર ઇજેકયુલેશન કરી
બી વાવ્યાની વાત કરે છે, કિલબ ?
આ ત્યારે એમ વાત છે
અમારી પણ બચુભાઇની જાત છે.

'ટાઇમ'ની વાત કરતા કરતા 'રાઇમ' પર ચડી ગયા
રાધર પડી ગયા. વોટ અ ક્રાઇમ !
એમાં પાછી ખજૂરીમાં બી વાવ્યાની વાત
અને તેય આ ઉંમરે, માય ગોડ, વોટ અ હ્યુમર... !
ટ્યૂમર....
મનુષ્ય માત્રને જન્મજાત મળતી ઇનેટ ટ્યૂમર
મનુષ્યભૂતાનામ્ કારણમ્.
અ-કારણમ્ : જેનું કોઇ કારણ નથી.
પણ જે મનુષ્યમાં મન-વચન-કર્મનું કારણ છે
મનુષ્યમાત્રમાં એક એક અવ્યક્ત અતિસૂક્ષ્મ અનુમેય ટ્યૂમર
તદેકમ્ પણ ઇન્યૂમરબલ એની ઇફેક્ટ્સ.
બહૂનામ્ બહૂનામ્ કાર્ય કારણમ્ ટ્યૂમર.
ધ ટ્યૂમર ઑવ ટાઇમ.
કાલો હિ નામ ગ્રંથિ

સ્વયમ્ભૂ.

હ્યુમન સ્પિસિના
આરંભ સાથે એનો આરંભ.
સ સૂક્ષ્મામ્ અપિ કલામ્ ન લીયતે
ઈતિ કાલ :
એ સતત ધબકે છે, કાલગ્રંથિ.
મનુષ્ય વ્યક્તિની આંખના
નિમેષોન્મેષમાં વ્યક્ત થાય છે એનો ફરકાટ
અને સંકળાય છે
એટમિક વાઈબ્રેશન્સ - સૂર્યચન્દ્રના ઉદયાસ્ત - કાષ્ટા - કળા -
મુહૂર્ત - અહોરાત્ર - સપ્તાહ - શુકલપક્ષ - કૃષ્ણપક્ષ - માઘાદયો દ્વાદશ
માસ - શિશિરાદિ ષડ્ ઋતુઓ - સંવત્સર - યુગ.
બીજ ફૂટે છે
ને સંકળાય છે ટીશીઓ ટીશીઓ - પાંદડે પાંદડાં - ફરફરતા ફૂલગુચ્છાઓ -
લટકતાં ફ્લો - ખરતાં પીત પત્રો - કડડ તૂટતી નગ્ન ડાળો -
ઉન્મૂલ થઈ ધબકારા સાથે પછડાતી ઘટનાઓ - મુશળધાર વરસાદો -
ઘૂંટેલા કેશર જેવા સવારના તડકાઓ - સૂની બપોરે - તોફાની પવનો -
સમી સાંજના પડછાયાઓ - સગર્ભા ગાયો - સૂકાં સરોવરો - ઉત્તર તરફનો
શીતલ પવન - રજ ધૂમસથી વ્યાપ્ત દિશાઓ-
ઝાકળથી ઢંકાયેલો
સૂર્ય - કાગડા, ઘેટાં, ગેંડા, પાડા અને હાથીઓની મસ્તી -
સંકળાય છે
ખાખરા, કમળો, બોરસલી, આંબા, અશોકની પલ્લવપુષ્પ ગંધો-
કોકિલના પંચમ સૂરો-
સળગતો પવન - નદીના પાતળા પ્રવાહો -
જળાશય માટે ભટકતાં ચક્રવાક પક્ષીઓ-
જલપાનાકુલ મૃગો-
ધ્વસ્ત લતાઓ - ઊમડઘૂમડ ઘનગર્જન-
નદી કાંઠાનાં ભાંગી ગયેલાં

વૃક્ષો - હંસપક્ષીઓનાં પડખાંથી ચલાયમાન કમળો -
મસ્તકહીન મિનારા - કટાયેલા સિક્કા - કસબ - કામળા -
હાડ - હવન - છંદોમય વાણી -
દલાઈ લામા -
ડૅમ - દાયકો -

સાંકેકિત લિપિ - સ્તવન ગીત - અવશેષ - અવાજો ઘુમ્મટમાં
પડઘાતા -
સૅટેલાઇટ પ્રોગ્રામ -
બધું સંકળાય છે અને સર્જાય છે
મનુષ્યની કાલગ્રંથિના નિમેષોન્મેષથી.
કાલ : સંકલયતિ.
મને-તમને-બચુભાઇઓને એ વિભક્ત કરે છે
અને સંકલિત કરે છે. એ વિભક્ત કરે છે રામ-ક્રિશ્ન-
લાઠા - લવજી - ભોપાલ - ભિવન્ડી - ધામ - ધૂમ - ધરતીકંપો -
ધડ - ધાવણ - ફૉસિલ્સ અને સંકલિત કરે છે.
એ ચૂસે છે
સતત સકલને વિભક્ત અને સંકલિત કરતી.
અને સ્મૃતિનું ડોઝરું ભરાયા કરે છે.
આંખ-કાનથી, સ્પર્શ-સ્વાદથી નસ્ય નિરંતર ચૂસ્યા કરે
ને ભર્યાં કરે ભૂતો દર એનું, કાલગ્રંથિ.
એ સુપર સેન્સ છે :
સેન્સ ઑવ ટાઇમ.
એના ડોઝરામાં સમાઇ ગયાં છે.
સંહિતાઓ - શ્રુતિઓ - જ્ઞાનવિજ્ઞાન ભેદો - વાદવિવાદો - ધર્મભેદો -
જાતિભેદો - સ્થાનભેદો - માનભેદો - ભાનભેદો.
મનુષ્યની-મનુષ્ય સમુદાયોની

કાલગ્રંથિઓ સતત ચૂસે છે અને ઑકે છે
સમાજો અને સંસ્કૃતિઓને.
એ ઊલટીઓ અથડાય છે - ફૂટે છે - તૂટે છે
નગરની શેરીઓમાં -
રાજ્યોની સીમાઓમાં - સમુદ્રોમાં - અવકાશમાં -
ભાષાના
કણકણમાં, માણસ. માણસની મુલાકાતોમાં -
યૌન રાતોમાં -
નાતોમાં - જાતોમાં - મદમાતોમાં - લાતંલાતોમાં -
ઇમ્પોઝ થતી,
સુપર ઇમ્પોઝ થતી ઊલટીઓ ગંધાય છે.
સડે છે સતત

અંધારું અંધારું અડાબીડ ધર્મકારણમાં -
સમાજકારણમાં - રાજકારણમાં.
અને આ બધું ચૂસે છે સતત
શિશુઓની, કુમારોની કાલગ્રંથિઓ.
કાલગ્રંથિ.
તું મહા સમર્થ છે. નથી કરી કોઈએ તને ઉત્પન્ન.
તું આદિ, મધ્ય અને અંતથી રહિત છે.
સંત કહો કે જંત કહો
સતત સંતતિ - સાતત્યોમાં
અવતરે છે
કાલગ્રંથિઓ.
મારા જીવન-મરણનું કારણ તું કાલગ્રંથિ
કાલયતિ મનુષ્યભૂતાનિ ઈતિ કાલ :
કાલગ્રંથિ, તારું સ્મૃતિડોઝરું
સતત ઑકે છે

ચીકણા અધ્યાસો.
જે મને ચોંટાડી રાખે છે
પિતા-માતા-બંધુ સાથે
નામ, રામ ને ધામ સાથે, વામ સાથે, વામા સાથે.
ન-નામાને નામ આપી તું ભાષાના રસ્તે ઢસડી
ચૂસી જાય છે.
ચૂસી જાય છે એક મુખે તું -
હજી તો સ્ફુટ થતા વર્તમાનને, કલ્પનાની કૂંપળને
અને યુગપત્ ઑકીને અતીત સહસ્ર મુખોથી
ખરડી નાખે છે મારા આશ્ચર્યને, મારા ટેન્જિબલ અવાજને.
બે મનુષ્યોની વચ્ચે, લયની પગદંડી પર
ઑડિબલ - વિઝિબલ કળાઓ નામે
ઑકે છે તું

ચમમત્વનાં ખાબોચિયાં, ખાબડાં
અને રડાવે છે
મારા જેવા બચુભાઈઓને, ઘડા ઊંચકી ઊભેલી
કવિતા

વાંકી ખજૂરીઓને.

તારા ડોઝરમાંથી ઠલવાય છે

ફરજ - અહિંસા - પ્રેમ - નીતિ - માનવતા/

જે સડી સડીને

ઉત્પન્ન કરે છે

ધિક્કાર - અનીતિ - હિંસાનો ઘોંઘાટ.

જે પ્રસરે છે માણસના હાથમાંથી

પગમાંથી

જીભમાંથી

સર્વત્ર, નીચે ઉપર બધે : સ્કાય ઇઝ ધ લિમિટ.

મારી આત્મખોજના મૂળમાં -

અનવરત ભ્રાન્તિયોના કુળમાં

તું જ ચાંપ દબાવે છે અને બધું

ઉઘાડ-બંધ થાય છે.

તારા જ રસબસ તંતુઓમાં

લથબથ સરકું છું આમ

ખખડ ખખડ સ્ટ્રેચરમાં -

ભાષામાં - ડેબમાં - કાઉ કાઉના અવાજ વીંધી - શ્રદ્ધાની

કાચેરી ઈંટો પડાવતો - સેરિબ્રલ લાઇન પર - હરાજીના

સમય પહેલાં -

એન્ટોલોજિકલ એકાક્ષથી - બોબડા વ્યાપારીના

વહાણનું પાણી ઉલેચતો - બા બા બા કરતો - મૂળ જડ

પ્રકૃતિમાંથી વિકાસ પામીને - જાણીને - સમજીને -

વિચારીને -

વર્ધીને - પેદા કરીને - તારું જ ચેતન રસાયન બનીને -

ગતિનો અહેવાલ નોંધીને - વિમાની વિના જ - ઘણુંય

સખળ-ડખળ

કરી - લગા ગાગા ગાગા - કાવ્યપંકિતઓને શેકી ખાતો -

વિથ કે વિધાઉટ પેનિટ્રેશન -

હ્યૂમરના પ્રાસમાં પ્રગટેલી

સૂક્ષ્મ છતાં સર્વવ્યાપ્ત ટ્યૂમર -

હું આવી પહોંચ્યો છું

ખખડ ખખડ ભ્રાન્ત સ્ટ્રેચરમાં.

તું ગ્રસી લે નિ:શેષ

તે પહેલાં તને તાકતો, અ-નિમેષ.

## કે.... □ જયા મહેતા

પંખી ઊડવા માટે જીવે છે કે આકાશ
માટે જીવે છે કે ઈંડાં માટે જીવે છે કે
બચ્ચાં માટે જીવે છે કે પોતા માટે જીવે
છે કે ચણવા માટે જીવે છે કે જીવવા
માટે જીવે છે કે જન્મ્યું એટલે જીવે છે
કે જીવ્યા વગર છૂટકો નથી એટલે જીવે
છે કે મરતાં નથી આવડતું એટલે જીવે
છે કે મરવાની બીક લાગે છે એટલે
જીવે છે કે મરવાની ઇચ્છા નથી એટલે
જીવે છે કે મરવું એટલે શું એ ખબર
નથી એટલે જીવે છે કે જીવવું એટલે
શું એ ખબર નથી એટલે જીવે છે કે
શા માટે જીવવું એ જાણતું નથી એટલે
જીવે છે કે શા માટે મરવું એ જાણતું
નથી એટલે જીવે છે કે પોતે જીવે
છે એ ખબર નથી એટલે જીવે છે કે
મરવાનું છે એ ખબર નથી એટલે
જીવે છે કે .... .... .... ....

## સ્ત્રી □ નરેન્દ્ર વશિષ્ઠ □ ધનવિદ્યા મહેતા

પુરુષે એને ચક્કી બનાવી દીધી છે
પુરુષે એને રસોઈ બનાવી દીધી છે
પુરુષે એને ઝાડુ બનાવી દીધી છે
પુરુષે એને ઊંબરો બનાવી દીધી છે
પુરુષે એને ખાટલો બનાવી દીધી છે
પુરુષે એને કડવાચોથ બનાવી દીધી છે
આદમીએ ક્યારેય અરીસામાં
પોતાનું આદમ જોયું છે ખરું ?

## જટાયુ □ સિતાંશુ યશશ્ચંદ્ર

૧

નગર અયોધ્યા ઉત્તરે, ને દખ્ખણ નગરી લંક
વચ્ચે સદસદ્જ્યોત વિહોણું વન પથરાયું રંક.
ધવલ ધર્મજ્યોતિ, અધર્મનો જ્યોતિ રાતોચોળ
વનમાં લીલો અંધકાર, વનવાસી ખાંખાંખોળ.
શબર વાંદરાં રીંછ હંસ વળી હરણ સાપ ખીશકોલાં
શુક-પોપટ સસલાં શિયાળ વરુ મોર વાઘ ને હોલાં.
વનનો લીલો અંધકાર જેમ કહે તેમ સૌ કરે
ચરે, ફરે, રતિ કરે, ગર્ભને ધરે, અવતરે, મરે.
દર્પણ સમ જલ હોય તોય નવ કોઈ જુએ નિજ મુખ
બસ, તરસ લાગતાં અનુભવે પાણી પીધાનું સુખ.
જેમ આવે તેમ જીવ્યા કરે કૈં વધુ ન જાણે રંક :
ક્યાં ઉપર અયોધ્યા ઉત્તરે, ક્યાં દૂર દખ્ખણે લંક.

૨

વનમાં વિવિધ વનસ્પતિ, એની નોખી નોખી મઝા
વિવિધ રસોની લ્હાણ લો, તો એમાં નહીં પાપ નહીં સજા.
પોપટ શોધે મરચીને, મધ પતંગિયાંની ગોત
આંબો આપે કેરી, દેહની ડાળો ફળતી મોત.
કેરી ચાખે કોકિલા અને જઈ ઘટા સંતાય
મૃત્યુફળનાં ભોગી ગીધો બપોરમાં દેખાય.
જુઓ તો જાણે વગરવિચારે બેઠાં રહે બહુ કાળ
જીવનમરણ વચ્ચેની રેખાની પકડીને ડાળ.
ડોક ફરે ડાબી, જમણી : પણ એમની એમ જ કાય
(જાણે) એક ને બીજી બાજુ વચ્ચે ભેદ નહીં પકડાય.
જેમના ભારેખમ દેહોને માંડ ઊંચકે વાયુ
એવાં ગીધોની વચ્ચે એક ગીધ છે : નામ જટાયુ.

૩

મ તો બીજું કંઈ નહીં, પણ એને બહુ ઊડવાની ટેવ
ચડયો ના ચડયો જટાયુ ચડયો જુઓ તતખેવ.
ઊંચે જાય ને આઘે આઘે જુએ વનમાં

(ત્યાં) ઊના વાયુ વચ્ચે એને થયા કરે કંઈક મનમાં.
ઊની ઊની હવા ને જાણે હૂંફાળી એકલતા
કિશોર પંખી એ ઊડે ને એને વિચાર આવે ભલતા.
વિચાર આવે અવનવા, એ ગોળ ગોળ મૂંઝાય
ને ઊની ઊની એકલતામાં અધ્ધર ચઢતો જાય.
જનમથી જ જે ગીધ છે એની આમે ઝીણી આંખ
એમાં પાછી ઉમેરાઈ આ સતપત કરતી પાંખ.
માતા પૂછે બાપને : આનું શુંય થશે, તુમે કેવ
આમ તો બીજું કંઈ નહીં પણ આને બહુ ઊડવાની ટેવ.

૪

ઊડતાં ઊડતાં વર્ષો વીત્યાં ને હજી ઊડે એ ખગ
પણ ભોળું છે એ પંખીડું ને આ વન તો છે મોટો ઠગ!
(જ્યમ) અધરાધરમાં જાય જટાયુ સહજભાનથી સાવ
(ત્યમ) જુએ તો નીચે વધ્યે જાય છે વનનો પણ ઘેરાવ.
હાથવા ઊંચો ઊડે જટાયુ તો વાંસવા ઠેકે વન
તુલસી, તગર, તમાલ, તાલ તરુ જોજનનાં જોજન.
ને એય ઠીક છે. વન તો છે આ ભોળિયાભાઈની મા :
લીલોછમ અંધાર જે દેખાડે તે દેખીએ, ભા!
હસીખુશીને રહો ને ભૂલી જતા ન પેલી શરત,
કે વનનાં વાસી, વનના છેડા પાર દેખના મત.

૫

એક વખત વર્ષો પછી, પ્રૌઢ જટાયુ, મુખી,
કેવળ ગજ કેસરી શબનાં ભોજન જમનારો, સુખી,
વન વચ્ચે, મધ્યાહ્ન નભે, કૈં ભક્ષ્ય શોધમાં ભમતો'તો
ખર બિડાલ મૃગ શૃગાલ શબ દેખાય, તોય ના નમતો'તો.
તો ભૂખ ધકેલ્યો ઊડયો ઊંચે ને એણે જોયું ચોગરદમ
વન શિયાળ-સસલે ભર્યુંભાદર્યું, પણ એને લાગ્યું ખાલીખમ.
એ ખાલીપાની ઠીક વાગી, એ થથરી ઊઠયો થરથર
વન ના-ના કહેતું રહ્યું, જટાયુ અવશ ઊછળ્યો અધ્ધર.
ત્યાં ઠેકમા ચારેકોર તુલસી તગર તમાલ ને તાલ
સૌ નાનાં નાનાં મરણભર્યાં એને લાગ્યાં સાવ બેહાલ.
અને એ જ અસાવધ પળે એણે લીધા ક્યા હવાના કેડા

કે ફક્ત એક જ વીંઝી પાંખ, હોં, ને જટાયુએ દીઠા વનના છેડા.

૬

નગર અયોધ્યા ઉત્તરે ને દક્ષિણ નગરી લંક
બેય સામટાં આવ્યાં, જોતો રહ્યો જટાયુ રંક.
પળ તો એણે કહ્યું કે જે-તે થયું છે કેવળ બ્હાર
પણ ત્યાં જ તો પીંછે પીંછે ફૂટયો બેય નગરનો ભાર.
નમી પડયો એ ભાર નીચે ને વનવાસી એ રાંક
જાણી ચૂક્યો પોતાનો એક નામ વિનાનો વાંક.
દશમુહ-ભુવન-ભયંકર, ત્રિભુવન-સુંદર-શ્યામ
-નિર્બળ ગીધને લાધ્યું એનું અશક્ય જેવું કામ.
ઊંચા પવનો વચ્ચે ઊડતો હતો હાંફળો હજી,
ત્યાં તો સોનામૃગ, રાઘવ, હે લક્ષ્મણ, રેખા સ્વાંગને સજી
રાવણ આવ્યો, સીતા ઊંચક્યાં, દોડયો ને ગીધ તુરંત
એક યુદ્ધે મચ્યો, એક યુદ્ધે મચ્યો, એક યુદ્ધે મચ્યો,
હા હા! હા હા! હાર્યો, જીવનનો હવે ઢૂંકડો અંત.

૭

દખ્ખણવાળો દૂર અલોપ, હે તું ઉત્તરવાળા! આવ
તુલસી તગર તમાલ તાલ વચ્ચે એકલો છું સાવ.
દયા જાણી કૈં ગીધ આવ્યાં છે અંધારાને લઈ,
પણ હું શું બોલું છું તે એમને નથી સમજાતું કંઈ.
ઝટ કર ઝટ કર, રાઘવા! હવે મને મૌનનો કેફ ચડે,
આ વાચા ચાલે એટલામાં મારે તને કંઈ કહેવાનું છે.
તું તો સમયનો સ્વામી છે, ક્યારેક આવવાનો એ સહી,
પણ હું તો વનેચર મર્ત્ય છું — હવે ઝાઝું ટકીશ નહીં.
હવે તરણાંય વાગે છે તલવાર થઈ મારા બાહુ દુ:ખે છે ઘા
આ કેડા વિનાના વનથી કેટલું છેટું હશે અયોધ્યા!
આ અણસમજુ વન વચ્ચે મારે શું મરવાનું છે આમ?
-નથી દશાનન દક્ષિણે અને ઉત્તરમાં નથી રામ.

## વન જતાં સીતાની સ્વગતોક્તિ □ ભાનુપ્રસાદ પંડ્યા

નીચે મારો રથ ઊપડિયો ને અટારી પરેથી
ન્યાળી - આડું નિજ મુખ કરી રાઘવે ચક્ષુ લોહ્યાં ?
ક્યાંથી સૂણ્યું કશુંક ડૂસકાં જેવું ? ના? ભ્રાન્તિ એ તો !
થંભ્યાં વાદ્યો ? નગર જન કાં સ્તબ્ધ થૈ ત્રાંસુ ભાળે ?
સૌમિત્રે ના મુજ ભણી વિનોદી દૃગે જોયું - ભારે
ચહેરે બેઠા રથ પર. શિલારૂપ ભાસે સુમંત -
અશ્વો હાંકે કશુંય ઉચર્યા વિણ-શું યંત્ર જાણે !
વંદુ મૈયા સરયુ ! ફરી ક્યારે મળીશું - ન જાને !
આ વેળા તો મન સહજભાવે ધસંતું અરણ્યે
જાતું ન હોય નિજ ઘરભણી ! તૃણ નાજાં ધરાને
વક્ષે કેવાં ચસચસી રહ્યાં ! વચ્છ જો ધેનુ પાસે
નાચે કૂદે, ખગનું ચીખતું બાળ રે ક્યાંક ઊડે !
ને આ મારી ભીતર ફરકે તૃણ જેવું કયહીંથી ?
હુંયે છોરુ થઈ ફરકું મા, ભોમ ! તુંમાં ફરીથી ?

## □ સુંદરજી બેટાઈ

અલ્લા બેલી, અલ્લા બેલી,
જાતું જરૂર છે,
બંદર છો દૂર છે !
બેલી તારો, બેલી તારો,
બેલી તારો તું જ છે,
બંદર છો દૂર છે !
ફંગોળે તોફાની તીખાના વાયરા,
મૂંઝાયે અંતરના હોયે જે કાયરા;
તારા હૈયામાં જો સાચી સબૂર છે,
છોને એ દૂર છે !
આકાશી નૌકાને વીજ દેતી કાટકા,
તારી નૌકાનેયે દેતી એ ઝાટકા;
મધદરિયો મસ્તીમાં છોને ચકચૂર છે;
બંદર છો દૂર છે !
આંખોના દીવા બુઝાવે આ રાતડી,
ધડકે ને થડકે જે છોટેરી છાતડી;
તારી છાતીમાં જુદેરું કો શૂર છે
છો ને એ દૂર છે !
અલ્લા બેલી અલ્લા બેલી,
જાતું જરૂર છે;
બંદર છો દૂર છે !
બેલી તારો, બેલી તારો,
બેલી તારો તું જ છે;
બંદર છો દૂર છે !

સલામ □ મંગેશ પાડગાંવકર

સલામ, સબકો સલામ,
જેના હાથમાં દંડો તેને સલામ,
લાતના ભયથી
ડાબો હાથ કૂલા પર રાખીને
જમણે હાથે સલામ,
જોનારને સલામ,
ન જોનારને સલામ,
વેચાતું લેનારને સલામ,
વેચાતું લેવાનો ઈશારો કરનારને સલામ,
સલામ ભાઈ સબકો સલામ.

ડોળા કાઢેલી દરેક આંખને સલામ,
સિંદૂર થાપેલા દગડને સલામ,
લાખો ખર્ચીને બાંધેલા દેવળને સલામ,
દેવળના દેવની ધાકને સલામ,
દેવ અને ધર્મનો કૉન્ટ્રેક્ટ લેનારને સલામ,
ખાલી હાથમાંથી ભસ્મ કાઢનાર બુવાને સલામ,
હવામાંથી વીંટી કાઢનાર મોટા બુવાને સલામ
શનિને સલામ,
મંગળને સલામ,
ભીતિના પ્રત્યેક કૉન્ટ્રેક્ટરને સલામ,
મા પર જિંદગીભર ઘૂરકનાર બાપ ને સલામ,
બાપા પર ઘૂરકતા સાહેબને સલામ,
સાહેબને ફાડનાર તેના સાહેબને સલામ,
સલામ, પ્યારે ભાઈઓ સબકો સલામ.

જેના હાથમાં અખબાર તેને સલામ,
ભાષણોનો, સભાઓનો ફોટા સાથે રિપોર્ટ કરે તેને સલામ,
અખબારના માલિકને સલામ,
તેની નાથ પકડનાર રાજ્યકર્તાઓને સલામ,
જેની સામે માઈક્રોફોન તેને સલામ,
તેમાંથી થંભ્યા વિના બોલનારને સલામ,
લાખોની ગિરદીને સલામ,

ગિરદીને ડોલાવનાર જાદુગરને સલામ,
નાકા પરના દાદાને સલામ,
હાથભઠ્ઠીવાળાને સલામ,
સ્મગલરને સલામ,
મટકાવાળાને સલામ,
તેમણે આપેલા હપતાને સલામ,
લોકશાહીને સલામ,
ઠોકશાહીને સલામ,
સત્તાની ટ્રક ચલાવનારને સલામ,
ટ્રક નીચે ચગદાયેલાં અળસિયાંને અને કુત્તાઓને સલામ,
જેના હાથમાં ચાકુ તેને સલામ,
વિમાનમાંથી બૉમ્બ ફેંકનારને સલામ,
શસ્ત્રાસ્ત્રના પ્રચંડ વેપારીઓને સલામ,
કાળાબજારિયાઓને સલામ,
તેને ફાંસી દેવાની ઘોષણા કરનારાઓને સલામ,
ગટરના પાણીથી ઇન્જેક્શન ભરનારને. સલામ,
ઠાઠડીનો સામાન વેચનારને સલામ,
ઠાઠડી ઊંચકનાર ખભાઓને સલામ,
મોત સસ્તું કરનારા સર્વને સલામ,
સલામ પ્યારે દોસ્તો, સબકો સલામ,

દરને સલામ,
દરના ઉંદરને સલામ,
ઘરના વાંદાઓને સલામ,
ખાટલાના માંકડોને સલામ,
દરાજી ભીંતોને સલામ,
કંતાયેલી પત્નીને. સલામ,
દોઢ ખોલીમાં છૈયાંછોરાંને સલામ,
ગાડીમાં ચગદાતી ગિરદીને સલામ,
સડેલા ધાનને સલામ,
કાણા પડેલા પીળા ગંજીફરાકને સલામ,
ધંધાના માલિકને સલામ,
યુનિયનના લીડરને સલામ,
હડતાળને સલામ,

ઉપવાસને સલામ,
સર્વરંગના સર્વ ઝંડાઓને સલામ,
ચાલીચાલીના ભરાયેલા સંડાસના લીંડાઓને સલામ,
ડોક પકડનાર પ્રત્યેક હાથને સલામ,
સલામ ભાઈયો ઔર બહનો, સબકો સલામ,

આ મારા પરમ પવિત્ર ઈત્યાદિ દેશને સલામ,
આ દેશની સુ-ઉદાત્ત સુ-મંગળ સુ-પરંપરાને સલામ,
સર્વ ઉસ્તાદી ઘોષણાને સલામ,
જાતિભેદના ઉકરડાને સલામ,
આ ઉકરડામાંથી સત્તાનો પાક માણનારને સલામ,
ઉપનિષદો અને વેદોને સલામ,
સાકર-કારખાનાંના દાદાઓને સલામ,
તેમની સેંકડો લોરીને સલામ,
ચૂંટણીને સલામ,
ચૂંટણીફંડને સલામ,
અદૃશ્ય મુક્કાને સલામ,
મતના આંધળા સિક્કાને સલામ,
સસલું હાથમાં હોય એવા પારધીને સલામ,
તેની તહેનાતમાં રહેલા ભાડૂતી સૈનિકને સલામ,
હરિજનો પર અત્યાચાર કરનારાઓને સલામ,
આ બાતમી વાંચનાર સર્વ પંઢોને સલામ,
સત્તા સંપત્તિના ભડવાનો દેશ કહું
તો માથું ફોડી નાખશે,
હલકટ લાચારોનો દેશ કહું
તો રસ્તા પર ઝૂડશે,
ખરીદવામાં આવનારાઓનો દેશ કહું
તો રસ્તો રોકશે,
દેવધર્મ વિશે, નેતાઓ વિશે ખરાબ બોલું
તો નાકા પર પકડીને ઠોકશે,
શોષણ કરનારાઓનો દેશ કહું
તો નોકરી પરથી કાઢશે,
એટલે પહેલાં મારા નપુંસકત્વને સલામ,
પછી ઠોકી શકનાર પ્રત્યેક હાથને સલામ,

અને તે પછી અલબત્ત જ
આ મારા
પરમ પવિત્ર ઉદાત્ત સુમંગલ દેશને સલામ,
આ દેશની મહાન પરંપરાને સલામ.
સલામ,
પ્યારે ભાઈયો ઔર બહનો સબકો સલામ.
અનેક હાથ હોત તો
અનેક હાથથી કરી હોત સલામ.
લેકિન માફ઼ કરના ભાઈયો
હાથ તો બે જ
અને તેમાંનો ડાબો
લાતના ભયથી રાખેલો કૂલા પર
એટલે ફ઼ક્ત જમણા હાથે સલામ.
સલામ સબકો સલામ
ભાઈયો ઔર બહનો, સબકો સલામ.

## □ અભિનવ ગુપ્ત □ જશવંતી દવે

*(સંસ્કૃત)*
*સુંદરિ! તારાં આ બે નેત્રો એટલે*
*કેલીને ઈજન આપતાં વિલાસરૂપ વસંતનું પુષ્ટ શરીર;*
*તારી આ નમણી ભ્રૂકુટિના લટકાળા હાવભાવ એટલે*
*સુંદર રીતે વાળેલું કામદેવનું ધનુષ્ય;*
*આસ્વાદ લેતાં જ નશો થાય તેવો*
*તારા આ મુખકમલનો આસવ;*
*સાચે જ તું છે*
*ત્રણે લોકમાં સારભૂત*
*વિધાતાની એકમાત્ર કલાકૃતિ.*

## આત્મ-પરિચય □ જ્યોતીન્દ્ર દવે

'તમારી જાતનો આપો તમે જાતે પરિચય.'
તમારું વાક્ય એ વાંચી મને આશ્ચર્ય ઊપજે;
જાતને જાણી છે કોણે કે હું જાણી શકું, સખે ?
જાણે જે જાતને તેયે જણાવે નહિ અન્યને.
તથાપિ પૂછતા ત્યારે, મિત્રનું મન રાખવા;
જાણું-ના જાણું હું તોયે મથું 'જાત જણાવવા.'
જન્મે બ્રાહ્મણ; વૃત્તિએ વૈશ્ય ને હું પ્રવૃત્તિએ
શૂદ્ર છું : કલ્પનામાંહે ક્ષત્રિયે હું બનું વળી !
શૈશવે ખેલતો ખેલો, શાળામાં ભણતો વળી,
બ્રહ્મચર્યાશ્રમે ત્યારે સ્થિતિ મારી ગણી હતી.

શાળાને છોડીને જ્યારે 'શાળાની બહેન'ને વર્યો,
ગાર્હસ્થ્યે આશ્રમે જ્યેષ્ઠે તદા પ્રેમે હું સંચર્યો.
પ્રભુતામાં ધર્યા પાદ; પૃથ્વીને રસ-પાટલે;
પયગમ્બર પ્રભુ કેરા પધાર્યા બે પછી ગૃહે.
દિનનાં કાર્ય આટોપી વાનપ્રસ્થ અનુભવું,
પારકાં કામ આવે ત્યાં સંન્યાસી હું બની રહું !
વર્ણાશ્રમતણા આમ બધા હું ધર્મ પાળતો,
જાળવવા મથું નિત્ય આર્ય-સંસ્કૃતિ-વારસો.

અરિને મોદ અર્પન્તું દ્રવ્ય અર્પન્તું વૈદ્યને
વહાલાને અર્પતું ચિંતા, મને પીડા સમર્પતું,
પૃથ્વી યે ખેંચતી જેને બહુ જોર થકી નહિ-
ભારહીણું મને એવું ઈશે શરીર આપિયું,
રોગ ને સ્વાસ્થ્યની નિત્યે રણભૂમિ બની રહ્યું.
એવું શરીર આ મારું, દવાઓથી ઘડાયેલું !

સોટી ને શિક્ષકો કેરા શાળા માંહે સમાગમે
વિદ્યા ને વેદના બે મેં એક સાથે જ મેળવ્યાં.
મન કેળવવા માટે દેહ વિદ્યાલયે પૂર્યો,
મન કિન્તુ રહ્યું ના ત્યાં, બ્રહ્માંડો ભટકી વળ્યું !
વિદ્યાને પામવા પહેલાં, અર્થનો વ્યય મેં કર્યો,
પછીથી અર્થને કાજે વિદ્યાવિક્રય આદર્યો.
ઘરમાં હોય ના કાંઈ, ક્ષુધા ત્યારે સતાવતી.

ભર્યું ભાણું નિહાળીને ભૂખ મારી મરી જતી.
વૃત્તિ મારી સદા એવી હોય તે ના ચાહે કદી,
હોય ના તે સદા માગે, મળ્યે, માગ્યુંય ના ગમે!
સાહિત્ય સંગીત કલા વિષે મેં
ધરી રુચિ, કિન્તુ ન સિદ્ધિ આવી.
ગાઉં ન હું કારણ માત્ર તેનું
આવે દયા કૈં સૂણનાર કાનની.
કર્યું હતું એક જ વેળ જીવને
અપૂર્વ મેં નૃત્ય વિના પ્રયાસે.
હું એકદા માર્ગ પરે નિરાંતે,
ઉઘાડપાદે ફરતો હતો ત્યાં
અર્ધી બળેલી બીડી કોક મૂર્ખે
ફેંકી હતી તે પર પાદ મૂક્યો.
અને પછી નૃત્ય કરી ઊઠયો જે,
તેવું હજી નૃત્ય કર્યું ન કોઈએ!
સાહિત્યની કંટકવાડ ભેદવા
કરે ગ્રહી કાતર કાવ્ય કેરી,
પાડી છીંડું નાનકું એક ત્યાં હું
ખૂણે ઊભો; કાતર ફેંકી દીધી!

દેહ દાતણના જેવો, મન મર્કટના સમું
આત્મા કિન્તુ ગણું મારો વડો બ્રહ્માંડ જેવડો.

નાના રૂપ ધરી હું એમ ખિલવું માયામયી-સૃષ્ટિને
ખેલું ખેલ અનંત શાંત જગમાં દિક્કાલને કંદુકે.
હું ચૈતન્યચૂડામણિ સકલ આ બ્રહ્માંડ વ્યાપી રહ્યો.
જે દેખાય, સુણાય, થાય જગમાં, તે સર્વ મારા થકી.
કુંજે કોકિલ કૂજતી કલરવે તે નાદ મારો નકી.
નિદ્રાભંગ કરંત શ્વાન ભસતાં, તેયે ક્રિયા માહરી.
દાતા હું જ સુવર્ણચંદ્રકતણો, લેનાર યે હું જ છું,
હું કૂટસ્થ, અનન્ત બ્રહ્મ, મુજથી ના ભિન્ન લેશે કશું.
રજ્જુમાં સર્પની ભ્રાન્તિ થાય, તેમ તને સખે,
મહાજ્યોતિ પરબ્રહ્મ દીસે જ્યોતીન્દ્ર હ. દવે!

## મારે તારી જરૂર છે મુરલીધર □ રઘુવીર ચૌધરી

*[બાબા આમટેને મળવા જતાં]*

મારે તારી જરૂર છે મુરલીધર !
ઘરઘરમાં વહેંચાઈ ગયું ગામ,
દહેશતની ડમરીઓથી ઘેરાયું
વનરાવન ધામ,
સૂનો પડયો છે કાલિન્દીનો ઘાટ.
કદંબની સુગંધ ઓઢીને પોઢયા છે
વિષપતિ વિરાટ ફણિધર.
મારે તારી જરૂર છે મુરલીધર !
મારા છેવાડા ખેતરમાં હું ડરતો નથી,
કેમ કે છેક દ્વાપરથી
મેં સ્થાપ્યો છે ત્યાં એક ચાડિયો !
જેના એક હાથમાં છે તૂટેલું શસ્ત્ર,
બીજા હાથમાં છે અધૂરું શાસ્ત્ર.
એની આડશે યુગયુગથી બચતો રહ્યો
અડધો આમ, અડધો તેમ.
કોણે કરવો હતો સાક્ષાત્કાર પૂર્ણ સત્યનો ?
નર-કુંજરના ધર્મયુદ્ધમાં હું વીસરી ગયો
વિકર્ણ અને યુયુત્સુની વ્યથાને.
મને એમ કે હાડપિંજરથી ચાલતું હોય તો હાર્દની જરૂર શી ?
વિજયની અધીરાઈમાં અધૂરા મૂકેલા સંઘર્ષને
મારે મળવું છે મુખોમુખ, તારી સાક્ષીએ મુરલીધર !
નરભક્ષક ભય સામે લડવું છે બહિરંતર નિરંતર.
મેઘલી રાતે માથે મેલું ઉપાડીને જતા તેજસ્વી ધારાશાસ્ત્રીની
સ્ફૂર્તિલી ચાલમાં સફાઈકામ આવડ્યાનું અભિમાન.
માનવીય સ્વમાન રક્ષવાનો સંકલ્પ એ જ સાચું આત્મજ્ઞાન
જમીનદારીનો વારસો ગળું ભીંસે એ પહેલાં
શિકાર ખેલી છુટ્ટા હાથે પશુઓની હિંસાને હરાવી હતી.
અજાણી સન્નારીનું શિયળ રક્ષવા ખાલી હાથે કૂદી પડીને
ઝીલ્યા હતા ઘા પર ઘા.
ત્યારે બેઠા હતા બાપુ દેશના હૃદયે બિરદાવતા આવા અભયને,

છતી સાહ્યબીએ અછૂતવાસે જઇ વસેલા મુરલીધર દેવીદાસ આમટેને !
વળાંકની આ ક્ષણે મારે તને મળવું છે મુરલીધર !
કહે, ફરી કહે એ મેઘલી રાતની વીતક વાત
એક મર્મભેદી ઝબકારે જોયું જે
તારું જ અવ્યક્ત આત્મરૂપં ? મનુષ્યનું કલ્પનાતીત વિરૂપ
ખવાઇ ગયેલા હાથપગે વહેતું પરું
નાક નહિ, માત્ર બે વ્રણ ખુલ્લા.
માથે ઉપાડેલા મેલાની ગંધ આટલી ઉગ્ર તો નહોતી જ.
અને નહોતું પડયું સામે કોઇ પ્રેત ટૂંટિયું વાળીને
આ તો કણસી રહ્યું હતું જીવતું દર્દ માણસાઇની મુઠ્ઠી ઉઘાડીને.
જીવનના સંગાથથી દૂર, ઉપેક્ષાના હાંસિયે, છેવાડા ઉકરડે...
વીરત્વનું આયુધ સરી પડયું, કંપારી છૂટી અંગોથી,
મહાપ્રસ્થાન માટે તારે જાતે બહાર જવું ન પડયું મુરલીધર !
જગતનાં સૌંદર્ય જોયાનો અનુભવ ભૂંસાઇ ગયો આંખ થકી.
જાગ્યો ભય, અફાટ અનંત કાળો ભય ફણિધર....
બધિર બની ગઇ સકળ સૂક્ષ્મ સંવેદનાઓ અટકી ગઇ પત્રમૈત્રી નોર્મા
શિઅરર સાથેની
યાદ આવ્યા ઇશુ - રક્તપિત્તિયાનું કપાળ ચૂમી જેણે કહેલું :
'તું મારા માટે અતિ પવિત્ર છે બંધું !'
પરચુરે શાસ્ત્રીને પડખે બેસી દેશનું ચક્ર ચલાવતા ગાંધી
ને યાદ આવ્યા કુષ્ઠરોગી - વસાહતે જઇ વસેલા વિનોબા
તેં ઓળંગ્યો અફાટ વિસ્તાર ભયનો એક અંતરિયાળ ઝબકારે.
જાગ્યો સંકલ્પ : લો, બનાવો જંતુઓની પ્રયોગશાળા
મારા આ ક્ષણભંગુર શરીરને....
અને તું સગો થયો સકળ અજાણ્યાં દર્દોનો.
શમ્બૂક અને એકલવ્યને એમના ભાગ્ય પર છોડી
મેં ઉતારેલી આરતી સતજુગની.
પૃથ્વી પર પ્રથમ વાર મનુષ્યાયન લખતા કળિયુગથી વિમુખ રહી
મેં જ મને બાંધ્યો છે ભૂતકાળના અછોડે.

પ્રત્યક્ષ સત્યના ધારદાર પાનાથી જો ચીરી શકું સુવર્ણનું પાત્ર,
જો પામી શકું અભય પુરુષની સાધનાનું વરદાન-

જીવ અને શિવને જોડતાં એકબે સ્વપ્ન કલ્પન
હિમલકશાનાં ગાઢ જંગલોમાં
નીલોજ્જવલ પ્રકાશ મંદાકિનીનો,
જગતભરનાં ગુલાબોની સુરખીમાં વિકાસ ભારતભારતીનો.

નંદવનથી આનંદવન પહોંચેલા મુરલીધર,
મારે તારી જરૂર છે સૂકી સાબરમતીને કિનારે.
શક્ય છે ગાઈ શકું હુંય નાન્દી એક યુગયાત્રાની.
કન્યાકુમારીથી હિમાલય સુધીના અવિભાજિત આકાશને ભરી લઈ
આંખમાં
કેળવી શકું પાત્રના ચાલવાની.
મારે તારી જરૂર છે મુરલીધર !

## ઉજાગરા □ પ્રભુલાલ દ્વિવેદી

મીઠા લાગ્યા તે મને, આજના ઉજાગરા,
જોતી'તી વહાલાની વાટ રે,
અલબેલા કાજે ઉજાગરા -
પગલે પગલે એના ભણકારા વાગતા
અંતરમાં અમથા ઉચાટ રે,
અલબેલા કાજે ઉજાગરા -
બાંધી મેં હોડ આજ,
નીંદરડી સાથ ત્યાં
વેરણ હીંચોળા ખાટ રે,
અલબેલા કાજે ઉજાગરા -
ઘેરાતી આંખડીને,
દીધાં સોગન મેં
મટકું માર્યું તો તારી વાત રે,
અલબેલા કાજે ઉજાગરા -
આજનાં તે જાગરણે,
આતમા જગાડયો.
(જાણે) ઊભી હું ગંગાને ઘાટ રે,
અલબેલા કાજે ઉજાગરા -

જિંદગીનાં પાનાંમાં એક કન્યાના ચોરી લીધેલા સિંદૂરનું પ્રકરણ
હજુ મારી કલમ પરથી ખેરવવું બાકી છે.
કાલે જો આભાર છલકે તો કહેજો કે
મારા હૃદયમાં જડ થઈ ગયેલા
કાળમીંઢ ઈશ્વરના ચૂરેચૂરા કરવા બાકી છે.
કાલે જો અશ્રુ ભીનો તો કહેજો કે
એને આંકડે ભેરવાઈને ઉભાર માગી પૂરવા
એક મહેચ્છા હજુ માથામાં તરફડે છે.
કાલે જો અગ્નિ પ્રકટે તો કહેજો કે
મારા વિરહી પડછાયાની ચિતા
હજુ પ્રકટાવવી બાકી છે.

કદાચ કાલે હું નહિ હોઉં!



સુરેશ હરિપ્રસાદ જોષી

જન્મ :
તા. ૩૦-૫-૧૯૨૧
વાલોડ ગામે

સ્વર્ગવાસ :
તા. ૬-૯-૧૯૮૬



# હું મારી મરજીમાં નૈં

દુનિજ, મુંને એવી ભોળાડી ગયા, સૈ...

હું શું પરસું? હું શું રેડું? હું શું ઢોળું, લિયાં?
મન મારું એક જળનો ખોબો – જગજીવન પી ગયા
– સાટામાં મને સતપત ઉજાગરાઓ દૈ...

મીરાં કે' પ્રભુ, રમવા આવ્યો ઉતાવળા રથ જોડી
હું અરધા ઓવારે પરમાં પડી રહેલી ઓડી
– ખોબામાં તમે ઢાંકો, રમાડો મુંને લૈ...

૦

રમેશપારેખ



ધૂમકેતુ, ઉમાશંકર જોષી.....
પંડિત સુખલાલજીના ૭૫મા વર્ષે તેમના ઘરઆંગણે..

## મેં નહિ ખાધું માખણ ! □ સૂરદાસ □ નિનુ મઝુમદાર

મૈયા, મેં નહિ ખાધું માખણ ?
સવારથી ગાયોની પાછળ ગયો હતો વૃન્દાવન,
ચાર પ્રહર બંસીબટ ભટક્યો, સાંજ થયે મુજ આવન

હું બાળક ટૂંકા કર વાળો, ક્યાંથી પહોંચું શીકે ?
કોઈ વેરીએ મુખ પર રગડયું, હું ના બોલ્યો બીકે.

તું જનની મનની અતિ ભોળી, ભરમાવે કોઈ ડાહ્યો,
તારે મન કૈં ભેદ ભરાયો જાણી પારકો જાયો.

આ લે તારી લકુટ કામળી, બહુયે નાચ નચાવ્યો,
સૂરદાસ હસી પડી જશોદા, લઈને ગળે લગાવ્યો.

## □ શુકલ યજુર્વેદ □ જશવંતી દવે.

(સંસ્કૃત)

જે જાતું દૂર, મન જાગતાનુ
તથા સૂતાનું ફરી આવતું જે,
જે આત્મદર્શી વળી દૂરગામી,
જે ઈન્દ્રિયોની ખરી જ્યોતિ એક
તે મન્ન હો શિવસંકલ્પ મારું.

જેના વડે જ્ઞાન થતાં મનુષ્યો
મેધાવી ને જે વળી કાર્યનિષ્ઠો
યજ્ઞો વિશે કર્મ સદા કરે છે,
અપૂર્વ ને પૂજ્ય પ્રજામહીં જે
તે મન્ન હો શિવસંકલ્પ મારું.

જેના વડે થાય વિશેષ બોધ
જે પ્રેરતું જ્ઞાન; સ્વયં ધૃતિ જે,
જે સૌ જીવોમાં અમૃત પ્રકાશ,
જેના વિના કર્મ થતું ન કોઈ
તે મન્ન હો શિવસંકલ્પ મારુ.

જેના વડે જ્ઞાત થતું ભવિષ્ય
ને વર્તમાન વળી ભૂતકાળ
જેથી થતો સિદ્ધ વિશેષ યાગ
થાતું બધું અમૃતથી જ અત્ર
તે મન્ન હો શિવસંકલ્પ મારું.

જેમાં ઋચાઓ, યજુ, સામ જેમાં
આધાર જેનો લઈ સ્થિર રે'તાં
આરા રહે, રથનાભિએ જયમ,
જેમાં પ્રજાનું રહ્યું સર્વ જ્ઞાન
તે મન્ન હો શિવસંકલ્પ મારું.

અશ્વોને કોઈ દોરે સુસારથિ
લગામથી કે લઈ જાય તેમ
પ્રેરે નરોને અહીં આમતેમ.
હૈયે વસ્યું જે, અજર, જવિષ્ઠ
તે મન્ન હો શિવસંકલ્પ મારું.

# કવિ છગનપુરાણ □ અનિલ જોશી

ભરઉનાળે છગન નીકળ્યો મકાન ખોળવા નાનું રે...
ખાંખાંખોળાં કરતાં કરતાં હાથમાં આવ્યું છાણું રે

ઓનરશિપમાં આભ મળ્યું ને લીઝ ઉપર આ દર્યો રે
સુકલકડી કાયાનો ભાડૂત કેટલા ઘરમાં ફર્યો રે

છગન કહે: મને નગદ સાચથી ઓછું કંઈ ના ચાલે રે
ભાડૂતી સાચકનાં કટપીસ સેન્ટર ખૂલશે કાલે રે

સાચની ફેરી કરતો નીકળે ઊગતી પૂનમ રાતે રે
ચંદ્રભરેલી થાળી લઈને ભટકે માનવજાતે રે

ગીતવલૂરી ટાણે છગનો કૃમિકુઠારસ પીતો રે
નાવડી ઉપર રાઈની માફક તતડે એનાં અતીતો રે

છગન-મિત્રવર્તુળ છગનને ઓબ્જેક્ટિવલી નિરખે રે
ગામ આખાનું જોણક થઈને રહ્યો છગનિયો હરખે રે

છગન કહે: હું રહ્યો ફેરિયો પગ વાળી નહીં બેસું રે
કાળમીંઢ ખડકોના વનમાં ભટકૂં લઈ હલેસું રે

વાટ જોઈને શબરી થાકી આંખ્યું લઈ ઉછીની રે
હરા ઉપર ઊડતી ચકલી મૃગજળ છાંટે ભીની રે

ગન-મિત્રવર્તુળ વદે: આ કમઅક્કલ છે બગલો રે
ગામ આખાના ઉંબરા ભાંગે નહીં કોઈનો સગલો રે

ષ્ઠિપૂર્તિના કોઈ પ્રસંગે છગન કહે: 'નહીં આવું રે'
છગન માટે વેણ નાખીને પાછળથી પસ્તાવું રે?

છગન વિહરતો જાણે કોઈએ ઢીંચણિયું ધકેલ્યું રે
પૂંઠે પેટ્રોલ મૂકી કોણે કૂતરું છૂટું મેલ્યું રે?

ોક કહે: તું એડજસ્ટ થઈ જા! મળશે મોટાં માન રે
ારા પ્રોબ્લેમ સોલ્વ થશે આંગણિયે ઊભશે વાન રે

ારસ્વતોની વચ્ચે છગનો બાઘા જેવો લાગે રે
વિતા વાંચી ઊભી પૂંછડીયે લાગ જોઈને ભાગે રે

ુણવંતી ગુજરાતે ઊતર્યાં સારસ્વતનાં ટોળાં રે
ેકબીજાનો વાડો કરતાં માથે આવ્યાં ધોળાં રે

છગન કહે : ટાવરના કાંટે ચકલી માળો બાંધે રે
વેરણછેરણ તણખલાં કિયા સગપણથી કોઈ સાંધે રે
પાર્ષદ કલ્ચર વિકસ્યું એવું મહાદેવ રખડે રેઢા રે
લૂ ઝરતી વેળાના ખેડૂત કપાસિયે જઈ બેઠા રે
કળજગ એવો બેઠો કે ના ઓળખિયાં અપમાન રે
ગામઉધારી વધી ગઈ તો કરાવિયાં સન્માન રે
છગનકથા જે ભલા ભાવથી સાંભળશે નરનાર રે
વિફળતાના ફળની સાથે ફળશે મંગળવાર રે

## સદા માટે □ કેનીથ કોચ □ જયા મહેતા

એક દિવસ બધાં નામ ગલીમાં ભેગાં થઈ ગયાં
એક વિશેષણ પોતાના શ્યામ સૌંદર્ય સાથે પસાર થય
બધાં નામો ચોંકી ઊઠયા, હલી ઊઠયાં, બદલાયા.
બીજે દિવસે એક ક્રિયાપદ ટપકી પડયું વાક્ય સર્જ્યું.
દરેક વાક્ય એક વાત કહે છે - દા.ત. "વિશેષણ પસાર
થયું ત્યારે વરસાદનો અંધારિયો દિવસ હતો
છતાં, તેના ચહેરા પરના શુદ્ધ ને મધુર ભાવ,
હું આ હરીભરી ને પ્રભાવશીલ પૃથ્વી પરથી વિનાશ
પામીશ તે દિવસ સુધી યાદ રાખીશ."
નહીં તો, "એન્ડ બારી બંધ કરીશ ?"
અથવા, દા.ત. "અહેસાનમંદ છું, બારી પર મૂકેલી
નજીકના બોઈલર કારખાનાની ગરમીથી હમણાં જ
રંગ બદલીને પીળી પડી ગયેલી ગુલાબી ફૂલદાની"
વસંતમાં વાક્યો અને બધાં નામ ઘાસમાં ચૂપચાપ પડયાં રહે છે
એકલવાયું અવ્યય અહીં ત્યાં કહેશે, "અને ! પણ !"
પણ વિશેષણ પ્રગટયું જ નહીં.
જેમ વિશેષણ વાક્યમાં ખોવાઈ ગયું છે,
તેમ હું ખોવાઈ ગયો છું તારી આંખમાં, કાનમાં, નાકમાં અને કંઠમાં
તેં મને મોહિત કર્યો છે એક જ ચુંબનથી
ભાષાનો 'વિનાશ થાય ત્યાં સુધી
તે થયું ન થયું કદીયે નહીં થઈ શકે.

## સદ્‌ગત મોટાભાઈ □ ઉમાશંકર જોશી

૧
અરધીપરધી મ્હોરી હતી આયુષ્યવેલડી,
પડ્યું હિમ અચિંત્યું ને નિશ્ચેતન ઢળી પડી.
હજી તો જામતા'તા જ્યાં હૈયે કોડ જીવ્યા તણા,
ઢોળાયું જિંદગી કેરું પાત્ર ને કૈં ન ર્‌હે મણા.

વિતાવ્યું બાલ્ય લથડી, પડતાં ઊઠંતાં,
કોડે કિશોરવય સ્વપ્ન રૂડાં રચંતાં,
ને યૌવને કંઈ ભગીરથ કીધ યત્ન;
આશા થતી ફલવતી ક્ષણ તો જણાઈ.

આયુષ્યની હતી વસંતબહાર મીઠી,
ઉલ્લાસથી મઘમઘંત હતું જ હૈયું,
ને તોય રે સભર જીવનથાળ ઠેલી
કાં ક્રૂરતાથી મુખ ફેરવી લીધ આડું ?

આ સૃષ્ટિની અજબસુંદર લોકલીલા
આશા, હુલાસ, રસ, ઊર્મિ, ગિરા પ્રસન્ન,-
એ સર્વ એક ક્ષણમાં જ તજી સદાનાં
જાનારની મૂંઝવણો લહીશું અમે શે ?

૨
અમારે તો રહ્યાં રોણાં; રુદનોથીય ક્રૂર તે
રહ્યું મૃત્યુમીંઢું મૌન તમારાં પગલાં જતે.
ના અહીંના પદાર્થોની તમે છો ગણના કરી,
અમારે તો તમારી ર્‌હે રટણા જ ફરી ફરી.

ન્હોતી જગન્નયન આંજતી રૂપશોભા,
ન્હોતી સભાજયિની વાક્‌પ્રતિભા યશસ્વી,
લોકોત્તર પ્રકૃતિદત્ત હતી ન શક્તિ,
સત્તાપ્રમત્ત વિભવો મળી પદ્મજાના.

એ સર્વ તો અહીં નિરર્ગળ છે ભરેલ,
ને તોય આ પ્રકૃતિનું - વસુધાનું - પાત્ર
જાતાં તમે બની ગયું રસશૂન્ય રંક,
નિ:સત્ત્વશાં થઈ ગયાં સહુ સૃષ્ટિતત્ત્વ !

શોભા ભલે જગની કૈં રચના પદાર્થ,
શોભા ભલે જગની ના મુજ હો પદાર્થ.
એ મારું તો કિમપિ દ્રવ્ય, અકલ્પ્ય શોભા.
ક્યાં એ હવે અલભ દ્રવ્ય અધન્યનું રે !

૩

આષાઢી આભનો ભેદે વીજળી ઘનમંડપ,
બળતી જળતી તેવી ચિત્તમાં સ્મૃતિવિદ્યુત.
શ્વાસે શ્વાસે રહે જાગી ડંખ અંતરછેદના,
પલકે પલકે ઊંડી ટંપેકે ગૂઢ વેદના.

ક્યાં મૂર્તિ એ નીરખવી ફરી કાર્યશીલ
એકાગ્ર જે નિયતિદત્ત પ્રવાહધર્મે ?
સંતોષી એ મુખની આકૃતિ સુપ્રસન્ન,
ઘૂંટેલ અશ્રુકણશી વળી આંખ આર્દ્ર ?

વ્હેતા અબોલ મુખડે અપશબ્દ કોના.
વ્હેતા પ્રસન્નમન સર્વ કુટુમ્બભાર,
સ્હેતા અબોલ હૃદયે અપકાર્ય કોનાં.
વ્હેવું સહેવું બસ એક હતી જ ધૂન.

સંસારની વહી ધુરા પડી કાંધ, વેઠી.
હોમ્યાં સુખો નિજ કરી નિત અન્યચિંતા.
સ્વીકારી આતુર ઉરે વડીલે દીધેલ
સાધ્યો સુકોમલ વયે પટુ કર્મયોગ.

૪.

કાળને તે કહીએ શું ? જરીકે નવ ચૂકિયો,
પાંચ આંગળીઓમાંથી અંગૂઠે વાઢ મૂકિયો.
પાંડુના પાંચ પુત્રોએ હેમાળે હાડ ગાળિયાં,
રહ્યા'તા ધર્મ છેવાડે, તમે આગળ શે થયા ?

છે મૃત્યુ તો પ્રકૃતિ જીવિતમાત્રની, એ
સત્યે ઠરે મન ઘણું; પણ જો વસંતે
પર્ણો ખરે શિશિરમાં ખરવાનું જેને,
તો સત્ય ક્યાં, ઋત કહીં, પ્રકૃતિક્રમો ક્યાં ?

ઉલ્લંઘિયા શું મનુજે પ્રકૃતિક્રમો એ ?
કો કોઈ દી પ્રકૃતિએય વિલોપી માઝા ?

ક્યાંથી અરે મનુજ પે ઊતરે અકસ્માત્ ?
શાને, કશી વરણી ત્યાં, વળી શા જ ન્યાય ?

કોડેથી જીવનલતા મૃદુ સીંચવી કાં,
આકસ્મિક પ્રલય જો નિરમેલ એનો ?
કે અંધ શું નિયતિને શિર નામી રહેવું,
જ્યાંથી સ્રવે અકલ શક્તિ ભર્યા અકસ્માત્ ?

૫

નિયતિ, નિયતિ, એક ઋત તું, વર સત્ય તું.
વિશ્વે જે છે નથી તે કૈં, હું ન, છે એકમાત્ર તું.
કાળમીંઢ અંધ ભિત્તિ, નિયતિ ઊભજે ભલે !
અફાળી શિર સિંચાવું રક્તથી મનુજે ભલે !

છે મૃત્યુ જો અફર સત્ય, વૃથાશ્રુ શાને ?
શાને વિલાપ, કકળાટ, અરણ્ય-રોણાં ?
જે કૈં પડે, નિયતિને શિર નામી રહેવું.
રે તોય ક્યાંયથી અનર્ગળ અશ્રુ વ્હેતાં.

ના અન્યથા હતું બની શકવાનું કાંઈ,
તો અન્યથા ચહી વૃથા વખ ઘોળવાં કાં ?
ને તોય તે અગનથી કકળી જ ઊઠી
આ આયખાભરની આંતરડી અમારે.

ભેટીશું અન્ય ભવમાં, વધુ રમ્ય લોકે –
એ ઈન્દ્રજાળ મહીં તત્ત્વની કૈં ન શ્રદ્ધા.
આયુષ્ય અલ્પ હતું, સ્નેહ ન અલ્પ ભાઈ !
આયુષ્ય અલ્પની ગયા મૂકી એ કમાઈ.

કમાઈ એ ગયા મૂકી : ઉરની મૂક ભાવના,
શતકંઠે બજી ઊઠી જે મૃત્યુ તણી મીંડમાં.

☐ જશવંતી દવે

(સંસ્કૃત)
સબધો બાંધતો જીવ, જેટલા મનને પ્રિય
તેટલા હૃદયે તેના ખોડાતા શોકના ખીલા.

## કેમ વીસરે રે ? □ પ્રેમાનંદ

પછે શામળિયોજી બોલિયા, તુને સાંભરે રે ?
હા જી, નાનપણાનો નેહ, મુને કેમ વીસરે રે ?

આપણ બે મહિના સાથે રહ્યા, તુને સાંભરે રે ?
હા જી, સાંદીપના ઘર-મેંહ, મુને કેમ વીસરે રે ?

આપણ સૂતા એક સાથરે, તુને સાંભરે રે ?
હા જી, સુખદુખની કરતા વાત, મુને કેમ વીસરે રે ?

પાછલી રાતના જાગતા, તુને સાંભરે રે ?
હા જી, કરતા વેદની ધૂન્ય, મુને કેમ વીસરે રે ?

શીતળ સમીર વાયો ઘણો, તુને સાંભરે રે ?
હા જી, ટાઢે ધ્રૂજે દેહ, મુને કેમ વીસરે રે ?

નદીએ પૂર આવ્યાં ઘણું, તુને સાંભરે રે ?
હા જી, ઘન વરસ્યો મુસળધાર, મુને કેમ વીસરે રે ?

આકાશ અંધારી આવિયું, તુને સાંભરે રે ?
હા જી, થાય વીજળિયા ચમકાર, મુને કેમ વીસરે રે ?

મેં સાગર માંહે ઝંપાવિયું, તુને સાંભરે રે ?
હા જી, શોધ્યાં સપ્ત પાતાળ, મુને કેમ વીસરે રે ?

હું પંચજન શંખ જ લાવિયો, તુને સાંભરે રે ?
હા જી, દૈત્યનો આણી કાળ, મુને કેમ વીસરે રે ?

પછે જમનગરે હું ગયો, તુને સાંભરે રે ?
હા જી, આવી મળ્યો જમરાય, મુને કેમ વીસરે રે ?

પુત્ર ગોરાણીને આપિયો, તુને સાંભરે રે ?
હા જી, પછે થયા વિદાય, મુને કેમ વીસરે રે ?

આપણ તે દહાડાના જૂજવા, તુને સાંભરે રે ?
હા જી, ફરીને મળિયા આજ, મુને કેમ વીસરે રે ?

તમ પોસે અમો વિદ્યા શીખતા, તુને સાંભરે રે ?
હું મોટો કીધો, મહારાજ ! મુને કેમ વીસરે રે ?

એક મકાન હતું. મકાનનો રંગ પીળો હતો. માણસના રંગ જેવો જ. મકાનને અને માણસને સ્કવેર ફૂટનો નાતો હતો, માણસને બીજા માણસ સાથે હોય છે એવો જ. એક મકાનને ફ્લૅટ હતા. કોઈક નાના, કોઈક મોટા, - જૂના જમાનામાં રાજાને કુંવર હોય એવા. બે રૂમ અને કિચનનો ત્રિકોણ હતો, ટૂથબ્રશ જેવી બાલ્કની હતી અને હાથ સાંકડા કરીને ટુવાલથી શરીર લૂછી શકો એટલો મોટો બાથરૂમ હતો. બાથરૂમ ભર્યોભર્યો, બાથરૂમ જિયો જિયો, જિયો જિયો, ભર્યો ભર્યો ! ભર્યો ભર્યો, જિયો જિયો !

- પછી તો ન પૂછો વાત. રાત ને દિવસ, દિવસ ને રાત લીલાલહેર, લીલાલહેર. ઘેર ઘેર લીલાલહેર. એક ફ્લૅટમાં એક બાબો હતો, એક બેબી હતી. બાબો કૉન્વેન્ટમાં જાય, બેબી કૉન્વેન્ટમાં જાય. બન્ને જણ 'જૅક ઍન્ડ જિલ, વેન્ટ અપ ધ હિલ' - એવું એવું ગાય કે પૂછો નહીં વાત. 'હિકરી ડિકરી ડૉક.' રાત ને દિવસ, દિવસ ને રાત, જોકમજોક. રામાયણનો પાઠ અંગ્રેજીમાં વાંચે અને બોલે 'રામા લિવ્ડ ઈન અ ફૉરેસ્ટ !' મા રાજી થાય, બાપ રાજી થાય. બહુ રાજી રાજી થાય એટલે લિફ્ટમાં આવે ને લિફ્ટમાં જાય.

એક દિવસ તો ગજબ થઈ અજબ થઈ ભઈ, ગજબ થઈ. બાબાએ પૂછયું : "મમ્મી, જૅક ઍન્ડ જિલ હિલ પર કેવી રીતે ગયાં ? લિફ્ટમાં ગયાં, મમ્મી ? મમ્મી હિલ પર જવા માટેની લિફ્ટ કેવી હોય ?"

મમ્મીએ તરત ઑફિસમાં ફોન કર્યો અને કહ્યું કે આપણો બાબો હોશિયાર છે. કેવા બૅફ્લ કરે એવા કવેશ્ચન્સ પૂછે છે. સ્માર્ટ અને નૉટી બૉય છે.

પડોશીને ફોન કરીને કહ્યું કે બાબાએ તે કંઈ સવાલ પૂછયો છે. સવાલ તે કંઈ સવાલ પૂછયો છે ! પડોશીએ કહ્યું કે હવેનાં છોકરાંની તો વાત જ જવા દો. મારી બેબી શું સરસ રીતે કૃષ્ણ ભગવાનની વાત કરે છે. કહે છે કે કૃષ્ણનો રંગ તો ડાર્ક હતો. એને બટર બહુ ભાવે. ફ્રીજ ખોલ-બંધ કરે અને બટર લઈ લે. બૉલથી રમ્યા જ કરે. એક દિવસ બૉલ રિવરમાં પડયો તે નાગની વાઈફે પછી બૉલને અને લૉર્ડ કૃષ્ણાને બચાવી લીધા. શું સ્માર્ટ જનરેશન છે ! જનરેશન ભર્યો ભર્યો, જનરેશન જિયો જિયો, જિયો જિયો, ભર્યો ભર્યો ભર્યો ભર્યો ! જિયો જિયો !

એક એક મકાનમાં હોય છે ફ્લૅટ, જેવું જેનું ગજવું, જેવું જેનું પેટ–એક એક મકાનમાં ફ્લૅટમફ્લૅટ. કોઈને ત્યાં ડૉગ, કોઈને ત્યાં કૅટ. બધું જ પાળેલું. બારી પર પડદા પાળીએ. બાલ્કનીમાં, ટૅરેસમાં ઝાડ પાળીએ, પાન પાળીએ. ભગવાન પણ પાળેલા. ગોખલામાં પંપાળેલા. ડ્રૉઇંગ રૂમનો ખૂણેખૂણો, કેવો ભરેલો, ક્યાંય ન ઊણો. વૉલ ટુ વૉલ કાર્પેટ. જેવું જેનું ગજવું, જેવું જેનું પેટ. એક એક મકાનમાં ફ્લૅટમફ્લૅટ.

બેડરૂમમાં કૉસ્મેટિકસ, મિરર, નાઈટી, સ્લિપર, સ્લીપિંગ-પિલ્સ, કૉન્ટ્રાસેપ્ટિવ્ઝ, પ્લેબૉય, પેઈન્ટિંગ, મ્યુઝિક, ઝીકાઝીક, લમણાઝીક, માથાઝીક. આર્ગ્યુમેન્ટ્સ, સામસામા માંડયા કૅમ્પ્સ; અમે ડ્રૉઈંગરૂમમાં હસીએ, અમે બેડરૂમમાં ભસીએ. પાળેલો ડૉગ, પાળેલી કૅટ; એક એક મકાનમાં ફ્લૅટમફ્લૅટ. જેવું જેનું ગજવું, જેવું જેનું પેટ. ધિસ ઍન્ડ ધૅટ, ધૅટ ઍન્ડ ધિસ, કિસમકિસ, ભીંસમભીંસ, ધિસ ઍન્ડ ધૅટ. લેફ્ટ, રાઈટ, રાઈટ, લેફ્ટ.

લંચ, ડિનર, પાર્ટી, રિસેપ્શન્સ. પિકનિક, ફિલ્મ્સ, ડ્રામા, - રામા લિવ્ડ ઈન અ ફૉરેસ્ટ.

કોઈકને ત્યાં જવું હોય તો પૂછીને જવાનું, શોકસભામાં જવું હોય તો આંખ લૂછીને જવાનું, બધું જ ક્રમ પ્રમાણે, બધું જ નિયમ પ્રમાણે, બધું જ પ્રમાણે પ્રમાણે. મોટેથી હસાય નહીં. છીંક ખાવાની અને ‘એક્સ્ક્યુઝ મી’ બોલવાનું. પાસે રાખવાના ફિક્કા ફિક્કા - ત્રણ ચાર સિક્કા. ‘થૅંકયુ, સૉરી, હૅપી ટુ સી યુ.’ યુ યુ, આઇ યુ. વિઝિટિંગ કાર્ડ, ફોન નંબર, ઍપૉઈન્ટમેન્ટ, વાતવાતમાં સ્ટેડિયમ, વાતવાતમાં ક્રિકેટ, સિગારેટ. જેવું જેનું ગજવું, જેવું જેનું પેટ, એવો એનો ફ્લૅટ. ફ્લૅટ ભયો ભયો, ફ્લૅટ જિયો જિયો. ભયો ભયો, જિયો જિયો ! જિયો જિયો, ભયો ભયો !

ફિયાટ ને ઍમ્બેસેડર, ઑબિરોય અને શમિયાણા, દિલ્હી ને દાર્જિલિંગ, વ્હિસ્કી સાથે કાજુ ને શીંગ, ટાઇપીન, કફલિંક. હિલ્સ ને પિલ્સ. આંખોમાં ગ્રિલ્સ. અમને સમારંભોની હોંશ, અમને વ્હિસકીમાં સંતોષ, ક્યાંય નહીં હોય અમારો દોષ; અમે ડ્રૉઈંગરૂમમાં હસીએ, અમે બેડરૂમમાં ભસીએ. આજે બૈરુત, કાલે તિબેટ, આખું જીવન જમ્બોજેટ. જેવું

જેનું ગજવું એવો એનો ફ્લૅટ. મકાન જિયો જિયો, પીળો રંગ જિયો જિયો, માણસ ખાલી ખાલી, સ્કવેર -ફીટ ભયો ભયો.

એક મકાન હતું. મકાનને અને માણસને સ્કવેરફૂટનો નાતો હતો. સમજ નથી પડતી કે માણસ રોતો હતો કે માણસ ગાતો હતો.

## અર્પણ □ સુનીલ ગંગોપાધ્યાય □ નલિની માડગાંવકર

આ લ્યો મારો સમગ્ર દૃષ્ટિપાત
આ લ્યો સવારનું સુખ
આ લ્યો બાળપણના ખૂબખૂબ વહાલા શબ્દો
આ લ્યો સાર્થકતા-પવનમાં ઊડતો રેતહંસ
આ લ્યો કિશોરાવસ્થાનો ગુપ્ત-એકાંતનો રોમાંચ
આ લ્યો પહાડી રસ્તા જેવો પ્રેમ
આ લ્યો પ્રવાસનો પત્ર
આ લ્યો તડકા-વરસાદમાં ગૂંથાયેલો મણિહાર
આ લ્યો નશ્વર રૂમાલ
આ લ્યો નદીના પ્રવાહ જેવાં બધાં વચનો
આ લ્યો શાહી-કલમનો વિષાદ
આ લ્યો ક્ષમા યાચતા બે હાથ
આ લ્યો છાતીભર્યો ચંચળ અગ્નિ
આ લ્યો વૈશાખી વંટોળ જેવી મહત્ત્વાકાંક્ષા
આ લ્યો ઉજજવળ વ્યર્થતા
આ લ્યો ભાંગ્યાતૂટયા સૂટકેસમાં ભરેલું બધું ઐશ્વર્ય
આ લ્યો અરણ્યનો ઈશારો
આ લ્યો અસંખ્ય દરવાજાની મુક્તિ
આ લ્યો શરીરનું બધું રુદન
આ લ્યો છુટ્ટી.....
આ લ્યો કણ કણ ભેગી કરેલી મમતા
આ લ્યો સ્મૃતિ અને વિસ્મૃતિ
આ લ્યો મૃત્યુની ઘડી
આ લ્યો સ્વર્ગની પતાકા....
કંઇ આપશો ?

## સદ્‌ગત પિતાને □ મેઘનાદ ભટ્ટ

ચૌદ વર્ષના છોકરાના શબ્દકોશમાં
'આત્મહત્યા' શબ્દ કદાચ સમાઈ શકતો નથી,
પણ પોસ્ટમૉર્ટમ કરેલું શરીર
નાનકડો નાદાન છોકરો જો જુએ
તો તો એ છળી જ મરે -
-- એવો સંદેહ મારા કાકાને ખરો.
પરિણામે
તમારું મૂઆમોઢું પણ હું જોઈ ન શક્યો !
આજે તો
તમે જે ઉમ્મરે આત્મહત્યા કરી
તે ઉમ્મરના ઉંબર પર હું ઊભો છું
ને તોય
તમને હજી હું ઓળખી શક્યો નથી.
એથી જ
અવસાનના અવસાદને અતિક્રમી જતું
મરણોત્તર 'સ્વપ્નપ્રયાણ' કરવાને બદલે
હું શ્વાસ લીધે રાખું છું
અને શ્વાસ લેવાની એ પ્રક્રિયાને કારણે
જીવંત હોવાનો ભ્રમ પણ સેવ્યે રાખું છું.
એટલું પૂરતું ન હોય તેમ
ક્યારેક
સ્વપ્નપ્રયાણ પણ કરું છું.
સાચ્ચે જ તમને હું ઓળખી નથી શક્યો,
નહીં તો ક્યારની મેં આત્મહત્યા કરી નાખી હોત.

.

□ જશવંતી દવે

(સંસ્કૃત)
'તપીને' દુર્જનાગ્નિમાં થતું વિશુદ્ધ કવિતાનું કાંચન
દેખાડવી કવિતા તેથી દ્વેષીલા જનને સદા

# ચક્રવાકમિથુન □ કાન્ત

પ્રસરી રહી ચોપાસ શાખાઓ શૈલરાજની :
ન જણાય, જશે કેવી સંધ્યા એ મધ્ય આજની !
સરિતનાં જલ કૃષ્ણ જરા થયાં,
કિરણ સૂર્યતણાં શિખરે ગયાં;
ભય નાથ પ્રિયા હૃદયે ધરે,
વિરહસંભવ આકુલતા કરે !

ઝાંખાં ભૂરાં ગિરિ ઉપર એકથી એક શૃંગ,
વર્ષાકાલે જલધિજલનાય જાણે તરંગ !
પાસે સામે તમ પ્રસરતાં એક ઉદ્‌ગ્રીવ જોય,
ભીરુ શ્યામા પણ નયનમાં આવતું અશ્રુ લ્હોય.

વિહગયુગ્મ કિશોર રસજ્ઞ એ,
રસ મહીં જ પરસ્પર મગ્ન એ,
નિભૃત અત્ર અહર્નિશ આવતું,
રમણ આચરવા મન ભાવતું !

ઊંચે બેસી રવિઉદયને જેહ સાથે વિલોકે,
ઘેલાં જેવાં ક્ષણ સ્મૃતિ થતાં જે દીસે હર્ષશોકે,
ઘાટાં ભીનાં વિટપ પર એ ત્યાં નિહાળે સુવર્ણ,
માણિક્યોથી ગ્રથિત સરખાં રમ્ય જ્યાં થાય પર્ણ.

હરિત નીલ સુદૂર વનસ્થલી –
પર મળી સુકુમાર મૃગો રમે;
ઉપવનો તણી સંવૃત્ત આવલી -
મહીં જવા પ્રણયી તરુણો ભમે !

ન્હાનાં ન્હાનાં ક્યાંહીં શુચિ સરો, કચ્છ ઉત્તાન રમ્ય,
સ્નેહે જોવા થકી ઊપજતી ભાવના કૈં અગમ્ય !
આઘું આઘું મુદિત રવનું ચિત્ર સંગીત થાય,
શાનો ક્યાંથી કંઈ નીસરતો મિષ્ટ આમોદ વાય !

અસર સુંદર અદ્‌ભુત રંગની,
સકલ સૃષ્ટિ નવીન ખરે બની :
રવિમરીચિ બધે હિમને હરે,
ગહનમાં તદનન્તર ઊતરે.

શાખાઓમાં તરુવર તણી ચક્રવાકી છુપાતી,
શોધી કાઢે દયિત નયનો, જોઈને હૃષ્ટ થાતી;
ચંચૂ ચંચૂ મહીં લઈ પછી પક્ષને પક્ષમાં લે,
ક્રીડા એવી કંઈ કંઈ કરે મૌગ્ધ્યમાં દંપતી તે.

સૂયુત બે ચરણો થકી ઊડતાં,
પવનથી પડતાં કંઈ બૂડતાં;
વિમુખ એકલી ન્હાતી પ્રિયાશિરે
પતિ જઈ અભિષેક ફ્રદી કરે!

કાંઠે બેસી નજર કરતાં આત્મછાયા જણાય,
બીજાની ત્યાં પ્રતિકૃતિ ભણી એક દૃષ્ટિ તણાય.
પૂરાં અંગો નહિ કંઈ દીસે, પ્રેમ તો તોય વાધે,
જોતાં જોતાં મુખ અવરનું ગાઢ આશ્લેષ સાધે!

પ્રણયની પણ તૃપ્તિ થતી નથી:
પ્રણયની અભિલાષ જતી નથી;
સમયનું લવ ભાન રહે નહીં:
અવધિ અંકુશ સ્નેહ સહે નહીં!

હાવાં રક્ત દ્યુતિ ઉડી જતાં થાય વૃક્ષો સરોપ,
હાવાં થંડી મૃદુ વહનથી સૂચવે છે પ્રદોષ;
આકાશે જ્યાં હતી વિચરતી દેવતાઓ ત્યહીંથી,
જાગ્યાં પ્રેમી વિરલ સુખની મોહનિદ્રા મહીંથી.

વિરહસંભવને વિસર્યાં હતાં,
બની નિરંકુશ બેય ફર્યાં હતાં;
જવનિકા ત્રુટતાં સ્મૃતિનાશની
નિકટ મૂર્તિ ઊભી વિધિપાશની!

અનુભવે, ન છતાં, ક્ષણ એક તે;
વિવશ, મૂઢ, નિરાશ જ છેક તે;
સહુ થનાર ક્રમે નજરે વહ્યું,
રુદન અન્તરમાં ઊછળી રહ્યું!

અંધારાનાં પ્રલયજલથી યામિની પૂર્ણ ઘોર,
સ્વેચ્છાના વા કુટિલ કૃતિના મંદ્ર અવ્યક્ત શોર,

પ્રસરી રહી ચોપાસ શાખાઓ શૈલરાજની :
ન જણાય, જશે કેવી સંધ્યા એ મધ્ય આજની !
સરિતનાં જલ કૃષ્ણ જરા થયાં,
કિરણ સૂર્યતણાં શિખરે ગયાં;
ભય નાથ પ્રિયા હૃદયે ધરે,
વિરહસંભવ આકુલતા કરે !

ઝાંખાં ભૂરાં ગિરિ ઉપર એકથી એક શૃંગ,
વર્ષાકાલે જલધિજલનાય જાણે તરંગ !
પાસે સામે તમ પ્રસરતાં એક ઉદ્ગ્રીવ જોય,
ભીરુ શ્યામા પણ નયનમાં આવતું અશ્રુ લ્હોય.

વિહગયુગ્મ કિશોર રસજ્ઞ એ,
રસ મહીં જ પરસ્પર મગ્ન એ,
નિભૃત અત્ર અહર્નિશ આવતું,
રમણ આચરવા મન ભાવતું !

ઊંચે બેસી રવિઉદયને જોડ સાથે વિલોકે,
ઘેલાં જેવાં ક્ષણ સ્મૃતિ થતાં જે દીસે હર્ષશોકે,
ઘાટાં ભીનાં વિટપ પર એ ત્યાં નિહાળે સુવર્ણે,
માણિક્યોથી ગ્રથિત સરખાં રમ્ય જ્યાં થાય પર્ણે.

હરિત નીલ સુદૂર વનસ્થલી -
પર મળી સુકુમાર મૃગો રમે;
ઉપવનો તણી સંવૃત્ત આવલી -
મહીં જવા પ્રણયી તરુણો ભમે !

ન્હાનાં ન્હાનાં ક્યાંહીં શુચિ સરો, કચ્છ ઉત્તાન રમ્ય,
સ્નેહે જોવા થકી ઉપજતી ભાવના કૈં અગમ્ય !
આઘું આઘું મુદિત રવનું ચિત્ર સંગીત થાય,
શાનો ક્યાંથી કંઈ નીસરતો મિષ્ટ આમોદ વાય !

અસર સુંદર અદ્ભુત રંગની,
સકલ સૃષ્ટિ નવીન ખરે બની :
રવિમરીચિ બધે હિમને હરે,
ગહનમાં તદનન્તર ઊતરે.

શાખાઓમાં તરુવર તણી ચક્વાકી છુપાતી,
શોધી કાઢે દયિત નયનો, જોઈને હૃષ્ટ થાતી;
ચંચૂ ચંચૂ મહીં લઈ પછી પક્ષને પક્ષમાં લે,
ક્રીડા એવી કંઈ કંઈ કરે મૌગ્ધ્યમાં દંપતી તે.

સુયુત બે ચરણો થકી ઊડતાં,
પવનથી પડતાં કંઈ બૂડતાં;
વિમુખ એકલી ન્હાતી પ્રિયાશિરે
પતિ જઈ અભિષેક કૂદી કરે!

કાંઠે બેસી નજર કરતાં આત્મછાયા જણાય,
બીજાની ત્યાં પ્રતિકૃતિ ભણી એક દૃષ્ટિ તણાય.
પૂરાં અંગો નહિ કંઈ દીસે, પ્રેમ તો તોય વાધે,
જોતાં જોતાં મુખ અવરનું ગાઢ આશ્લેષ સાધે!

પ્રણયની પણ તૃપ્તિ થતી નથી:
પ્રણયની અભિલાષ જતી નથી:
સમયનું લવ ભાન રહે નહીં:
અવધિ અંકુશ સ્નેહ સહે નહીં!

હાવાં રક્ત દ્યુતિ ઊડી જતાં થાય વૃક્ષો સરોષ,
હાવાં થંડી મૃદુ વહનથી સૂચવે છે પ્રદોષ;
આકાશે જ્યાં હતી વિચરતી દેવતાઓ ત્યહીંથી,
જાગ્યાં પ્રેમી વિરલ સુખની મોહનિદ્રા મહીંથી.

વિરહસંભવને વિસર્યાં હતાં,
બની નિરંકુશ બેય ફર્યાં હતાં;
જવનિકા ત્રુટતાં સ્મૃતિનાશની
નિકટ મૂર્તિ ઊભી વિધિપાશની!

અનુભવે, ન છતાં, ક્ષણ એક તે;
વિવશ, મૂઢ, નિરાશ જ છેક તે;
સહુ થનાર ક્રમેં નજરે વહ્યું,
રુદન અન્તરમાં ઊછળી રહ્યું!

અંધારાનાં પ્રલયજલથી યામિની પૂર્ણ ઘોર,
સ્વેચ્છાના વા કુટિલ કૃતિના મંદ્ર અવ્યક્ત શોર,

ઊંડાણોમાં પડી સૂઈ જતો નિષ્ઠુર પ્રાણ કાલ:
આભાસોથી થતું યુગલ ઉન્મત્ત એ સ્નેહબાલ!

થઈ તથાપિ વિમુક્ત પ્રયાસથી,
લઈ વિદાય નદીતટ પાસથી;
મિથુન એહ ચડે અવકાશમાં,
સ્થિતિ કરે દિનતેજ સકાશમાં.

અવર કાંઈ હવે નથી દેખતાં:
અવર કાંઈ હવે નથી લેખતાં:
ચપલ, આખરની, ક્ષણ એ છતાં,
ભય જીવન એક થતાં દીસે!

ધીમે ધીમે ગતિ કરી જતો પશ્ચિમે સૂર્ય જેમ,
ઊડી બન્ને ગ્રહણ કરતાં ઉન્નત સ્થાન તેમ;
દૃષ્ટિ પ્રેરે વિતત ગગને, કાંતિ કૈં ના જણાય,
આછી આછી રસરહિત ત્યાં વાદળીઓ તણાય.

ઉદધિને રવિબિંબ હવે અડે,
અતિ સમુચ્છ્રિત તેય હવે ચડે;
ક્ષણ લગી પરિરંભ કરી રહે,
હૃદય કંપિત સાથ ધરી રહે!

રોમે રોમે વિરહભયની વેદનાથી બળે છે;
છૂટી છૂટી, સહન ન થતાં, મત્ત પાછાં મળે છે.
વેળા થાતાં વિધિદમનની ગાત્ર ખેંચાય સામાં,
પ્રેમી બંને ધૃતિ અતિ છતાં થાય સંમૂઢ આમાં.

ટળવળે નીરખી રચના વને,
તરફડે સમજી રચનારને:
શ્વસન દુ:ખિત છેવટ સારતી,
પ્રિયતમા વચ આમ ઉચારતી:-

"પાષાણોમાં નહિ નહિ હવે આપણે, નાથ! રહેવું;
શાને આવું, નહિ નહિ જ, રે! આપણે, નાથ! સ્હેવું!
ચાલો એવા સ્થલ મહીં, વસે સૂર્ય જેમાં સદૈવ,
આનાથી કૈં અધિક હૃદયે આર્દ્ર જ્યાં હોય દૈવ!"

પ્રવદતાં અટકી ગઈ એ અહીં,
અધિક ધીરજ ધારી શકી નહીં;
થઈ નિરાશ હવે લલના રુવે,
મૃદુલ પિચ્છ થકી પ્રિય ને લ્હુવે !

પણ હજી દિન શેષ રહ્યો જરા,
નજર ફેરવી જોઈ બધી ધરા;
પ્રણયવીર લહી સ્થિરતા કહે,
અગર જો રુજ અંતરમાં સહે :-

હા ! શબ્દો આ સરલસરખા મર્મને તીવ્ર ભેદે,
ગર્ભાત્માને સ્ફુરિત કરતા ધૈર્યને છેક છેદે :
"લાંબા છે જ્યાં દિન, પ્રિય સખી ! રાત્રિયે દીર્ઘ તેવી,
આ ઐશ્વર્યે પ્રણયસુખની, હાય ! આશા જ કેવી !"

"અવર કાંઈ ઉપાય હવે નથી :
વિરહ, જીવન, સંહરીએ મથી :
ગહનમાં પડીએ દિન દેખતાં;
નયન મીંચી કરી દઈ એકતા !"

પાછું જોતાં દ્વિજયુગલને અન્યથા થાય ભાસ,
ઊંડું ઊંડું દિનકર સમું કંઈક દેખાય હાસ;
"આહા ! આહા ! અવર દુનિયા ધન્ય !" એ બોલતામાં
નીચે નીચે ઊતરી પડતું વેગથી દંપતી ત્યાં.

અધિક એહ પ્રકાશ થતો જતો,
જવ જનાર તણો વધતો જતો;
અમિત એ અવકાશ તણી મહીં,
ક્યહીં અચેતન એક દીસે નહીં !

☐ ઇન્દ્રકવિ ☐ જશવંતી દવે

(સંસ્કૃત)

ક્રોધનો ગીધ અહીં પાંખ પ્રસારે છે,
તૃષ્ણા મોઢું ફાડીને આગળ ધસે છે,
પિશાચ જેવો ક્રૂર કામ અહીં લાંબા સમયથી ફરી રહ્યો છે.
આ સંસારના સ્મશાનમાં પડેલો કોણ સુખે રહી શકે ?

## ભભૂતને □ મનસુખલાલ ઝવેરી

વીતે દિન પર દિન, રજની પર રજની જતી,
મનનું તોયે મીન, હજીયે તુંવણ તરફડે.

દિન વીતે, જોબન ઘટે, ઘટે સરિતનાં નીર,
એક ન તારો વીર, શોક ઘટે નિત વાધતો.

યાત્રી કૈંક હઝાર ભવસાગરમાં સેલતાં,
તેમાં ક્યાં રે પ્રાણ! મારો તારો નેહડો!

નહિ નાતો, ન પિછાન, ક્યાંનો તું? ક્યાંના અમે?
જાગી જોતાં વાર જનમાંતરની પ્રીતડી.

ઓચિંતો તુજ મેહ મુજ આભે ગોરંભિયો,
અન્તર નવલેં નેહ છલક્યું મારું ભાઈલા!

કુંજે મુજ કુંજાર પ્રાણબપૈયો ગ્હેકિયો,
અમૃતની તુજ ધાર અગન શમાવે એહની.

તું સરવર, હું મીન, હું ચાતક, તું મેવલો,
તુજ મલ્લારે લીન મનડું મારું મોરલો.

અન્તરના ઉલ્લાસ તુંવણ મુજ થ્યા પાંગળા,
એને એક ઉચાટ, પોષણહાર ક્યાં પામવો?

હાસ્યે હરખણહાર હજીયે જગમાં સાંપડે,
પણ શોક શમાવણહાર તુંવણ ક્યાં રે શોધવો?

સહુ મશગુલ સંસાર નિજનિજની રમત્યું વિશે,
તેમાં એક ઉદાર ભાળ્યો તુંને ભભુતડા!

દિલ દુનિયામાં દોહ્યલું, ને દોહ્યલું ગુમાન વિનાનું ગન્યાન,
દિલ ને સાચું ગન્યાન દીઠાં તુમાં, ભભુતડા!

જળમાં રે'વું રોજ, પણ પળયે ભીંજાવું નહીં,
અન્તરનો અવધૂત કમળ સમો તું, ઓલિયો.

રાગ નહીં, નહિ ખાર, ભાવ અભાવ ન ઓરતા,
હૈયું હેતઉદાર સાગર શું સમથળ રહ્યું.

નહિ કોંટો, નહિ કલેશ, નહિ મદ કે મચ્છર નહીં,
એકલરંગી હંમેશ હંમેશ દુલ્લો તું તો દિલનો.

'મોટા' દીઠા લોક કંઈ કંઈ હૈયે નાનડા,
નાને મોટપનોય મે'રામણ તુંમાં છલ્યો!

## ઉમા-મહેશ્વર □ શેષ

'અરે ભોળા સ્વામી! પ્રથમથી જ હું જાણતી હતી,
ઠગાવાના છો જી જલધિમથને વ્હેંચણી મહીં.
જુઓ ઇન્દ્રે લીધો તુરગમણિ ઉચ્ચૈ:શ્રવસ, ને
વળી લીધો ઐરાવત જગતના કૌતુક સમો;
લીધી કૃષ્ણે લક્ષ્મી, હિમસમ લીધો શંખ ધવલ,
અને છૂટો મૂક્યો શશિયર સુધાનાં કિરણનો,
બધાએ ભેગા થૈ અમૃત, તમને છેતરી, પીધું
અને -' 'ભૂલે! ભૂલે! અમૃત ઉદધિનું વસત શી?
રહી જેને ભાગ્યે અનુપમ સુધા આ અધરની!'
'રહો, જાણ્યા એ તો જગ મહીં બધે છેતરઈને
શીખ્યા છો આવીને ઘરની ઘરુણી એક ઠગતાં.
બીજું તો જાણે ઠીક જ. વિષ પીધું ક્યમ કહો?'
'બન્યું એ તો એવું કની સખી! તહીં મંથન સમે,
દીઠી મેં આલિંગી જલનિધિસૂતા કૃષ્ણતનુને,
અને કાળા કંઠે સુભગ કર એવો ભજી રહ્યો,
મને મારા કંઠે મન થયું બસ્ એ રંગ ધરવા, -
મૂકી જો, આ બાહુ ઘનમહીં ન વિદ્યુત્ સમ દીસે?'
તહીં વિશ્વે આખે પ્રણયઘન નિ:સીમ ઊલટ્યો;
અને એ આશ્લેષે વિષ જગતનું સાર્થક બન્યું!

□ નિનુ મઝુમદાર

એક સુસ્ત શરદની રાતે
આળસ મરડી રહી હતી ક્ષિતિજો ને વ્યોમ બગાસું ખાતું હતું;
આંખો ચોળી નિદ્રા ભારે પાંપણ પલકાવતી તારલીઓ.
ભમતી'તી આછી વાદળીઓ
કંઈ ધ્યેય વિના અહીંયા ત્યહીંયા;
ચંદાએ દીવો ધીમો કરી મલમલની ચાદર ઓઢી લીધી

એક સુસ્ત શરદની રાતે
જ્યાં મંદ પવન લ્હેરાયો
ડાળે પંખી બેચેન થયાં, જરી ઘેનભરી કચકચ કીધી
એક બચ્ચું હરણનું બેઠું થયું. હળવેથી ડોક ખણી લીધી.
મૃગલીએ પાસું બદલીને નિજ બાળનું શિર સૂંઘી લીધું,
ને ભીરું સસલું ચમકીને બે ચાર કદમ દૂર દોડી ગયું.

એક સુસ્ત શરદની રાતે
જ્યાં મંદ પવન લ્હેરાયો
ચંપાએ ઝૂકી કાંઈ કહ્યું મધુમાલતીના કાનોમાં
મધુમાલતી બહુ શરમાઈ ગઈ
એને ઝૂમખે ઝૂમખે લાલ થઈ
ને ચંપો ખડખડ હસી પડયો
ભૂભંગ કરી રહી વૃક્ષ ઘટા
કંઈ ફૂલ બકુલનાં કૂદી પડયાં
મધુવનની ક્યારી ક્યારીએ
માંડી કૂથલી ઉક્કેરાઈ ને ચકિત થઈ ગભરુ કળીઓ
ગુલબાસ જૂઈ ગણગણી ઊઠયાં
દર્ભે ડમરાને ગલી કરી
ને વૃદ્ધ પીપળો ડોકું ધુણાવી ગયો સમય સંભારી રહ્યો.

એક સુસ્ત શરદની રાતે
જ્યાં મંદ પવન લ્હરાયો
કાઢીને અંચલ મેઘતણો દિગવધૂઓ અંગો લૂછી રહી
જોવા શશિધર છૂપ્યો ગગને, અણજાણને ઈચ્છા જાગી ગઈ

ક્યહીંથી અણદીઠો સ્નેહ ઝર્યો
પ્રસ્વેદ ફૂટયો પાને પાને
સૂતેલી કલાન્ત પ્રગલ્ભ ધરાને ફરેરી રોમાંચ થયો.
એક સુસ્ત શરદની રાતે
જ્યાં મંદ પવન લહરાયો

## વળાવી બા આવી □ ઉશનસ્

રજાઓ દિવાળી તણી થઈ પૂરી, ને ઘર મહીં
દહાડાઓ કેરી સ્ખલિત થઈ શાંતિ પ્રથમની.
વસેલાં ધંધાર્થે દૂરસુદૂર સંતાન નિજનાં
જવાનાં કાલે તો, જનકજનની ને ઘર તણાં
સદાનાં ગંગામાસ્વરૂપ ઘરડાં ફોઈ, સહુએ
લખાયેલો કર્મ વિરહ મિલને તે રજનીએ
નિહાળ્યો સૌ વચ્ચે નિયત કરી બેઠો નિજ જગા,
ઉવેખી એને સૌ જરઠ વળી વાતે સૂઈ ગયાં.
સવારે ભાભીનું ભર્યું ઘર લઈ ભાઈ ઊપડયા,
ગઈ અર્ધી વસ્તી, ઘર થઈ ગયું શાંત સઘળું,
બપોરે બે ભાઈ અવર ઊપડયા લેઈ નિજની
નવોઢા ભાર્યાઓ પ્રિયવચનમંદસ્મિતવતી;
વળાવી બા આવી નિજ સકલ સંતાન ક્રમશ :
ગૃહવ્યાપી જોયો વિરહ, પડી બેસી પગથિયે.

## □ જશવંતી દવે

*(સંસ્કૃત)*

વૃદ્ધત્વવહ્નિથી દગ્ધ સારયૌવનવસ્તુની
દેખાતી દેહઘરમાં ભસ્મ પળિયાને રૂપે.

## આવે છે મેહુલિયો □ પ્રહ્‌લાદ પારેખ

આવે છે, મેહુલિયો આવે છે!
વાયુ સજળ વાત એ લાવે છે:
આવે છે૦

સાગર સાથે હોડ કરી દોટે તેને હંફાવે છે;
દક્ષિણ દિશાના પર્વત કૂદી નાદે ગગન ગજાવે છે!
આવે છે૦

સૂરજ ઢાંકે, ચાંદો ઢાંકે, તારા સર્વ બુઝાવે છે;
વીજ-મશાલ લઈને નિજ એ તિમિરે માર્ગ બનાવે છે.
આવે છે૦

ઝરમર ઝરમર વરસીને એ માટીને મહેકાવે છે;
વરસીને ઝડીઓ, સર-સરિતા-ઝરણાંને ડહેકાવે છે!
આવે છે૦

ડોલાવે દિલ વનવન કેરાં, કૈંક પહાડ હસાવે છે;
પુલકિત કરતો ધરતીને, એ માનવ-મન હરખાવે છે!
આવે છે૦

□ જશવંતી દવે
(સંસ્કૃત)

આશા નામે નદી
મનોરથના જળવાળી
તૃષ્ણાના તરંગવાળી
એમાં રાગના મગર
એમાં વિતર્કોના વિહગ
ધૈર્યના દ્રુમનો કરતી એ નાશ;
મોહના આવર્ત એને તરવા ન દે
એનું ઊંડાણ તાગવા ન દે
ચિંતા એની ઊંચી ઊંચી ભેખડો.
વિશુદ્ધ મનના કોઈ વિરલા યોગીશ્વરો
એને પાર કરે અને પરમાનંદ માણે.

## ઝરણું ☐ ઉમાશંકર જોશી

ઝરણું રમતું રમતું આવે,
ઝરણું રમતું રમતું જાય.
ઝરણું રૂમઝૂમ કરતું નાચે,
ઝરણું ઝમઝમ કરતું ગાય.
ઝરણું ડુંગર કરાડ કૂદે,
ઝરણું વન વન ખીણો ખૂંદે,
ઝરણું મારગ ધોતું દૂધે,
ઝરણું અલકમલકથી આવે
ઝરણું અલકમલકમાં જાય;
ઝરણું રમતું રમતું આવે,
ઝરણું રમતું રમતું જાય.

## છેલ્લું દર્શન ☐ શેષ

ધમાલ ન કરો, - જરાય નહિ નેન ભીનાં થશો, -
ઘડી બ ઘડી જે મળી - નયનવારિ થંભો જરા, -
કૃતાર્થ થઈ લો, ફરી નહિ મળે જ સૌંદર્ય આ,
સદા જગત જે વડે હતું હસન્તું માંગલ્ય કો!

ધમાલ ન કરો, ધરો બધી સમૃદ્ધિ માંગલ્યની,
ધરો અગરુ દીપ ચંદન ગુલાલ ને કુંકુમ;
ધરો કુસુમ શ્રીફ્લો, ન ફરી જીવને આ થવો
સુયોગ અણમૂલ સુંદર સુહાગી માંગલ્યનો!

ધમાલ ન કરો, ન લો સ્મરણ કાજ ચિહ્નને કશું,
રહ્યું વિકસતું જ અન્ત સુધી જેહ સૌંદર્ય, તે
અખંડ જ ભલે રહ્યું, હૃદયસ્થાન તેનું હવે
ન સંસ્મરણ વા ન કો સ્વજનયે કદી પૂરશે.

મળ્યાં તુજ સમીપ અગ્નિ! તુજ પાસ જુદાં થિયે,
કહે, અધિક ભવ્ય મંગલ નથી શું એ સુંદરી?

## પ્રસવવેદના □ યોસાનો અકીકો □ રીટા શાહ

*હું આજે બીમાર છું,*
*માંદુ છે મારું શરીર,*
*આંખો પહોળી, ખુલ્લી, મૂંગી*
*હું પ્રસૂતા : બિછાનામાં છું.*

*મૃત્યુની આટલી નજીક રહેવા*
*અને પીડા અને લોહી અને ચીસોથી*
*આટલી ટેવાઈ ગયેલી હોવા છતાં*
*હું કેમ અત્યારે અવશપણે ભયથી ફફડું છું ?*
*એક પ્રેમાળ યુવાન ડૉક્ટરે મને આસાએશ આપવા પ્રયત્ન કર્યો,*
*અને બાળકને જન્મ આપવાના આનંદની વાતો કરી.*
*આ બાબતમાં તેના કરતાં હું વધારે જાણતી હોવાથી*
*એની વાચાળતાથી કયો સારો હેતુ સરવાનો ?*

*જાણકારી એ વાસ્તવિકતા નથી.*
*અનુભવ અતીત સાથે સંકળાયેલો હોય છે.*
*જેમને પ્રત્યક્ષ સંબંધ નથી એમને ચુપ રહેવા દો.*
*નિરીક્ષકોને નિરીક્ષણથી જ સંતોષ પામવા દો.*

*હું સાવ એકલી છું,*
*સર્વાંશે, સંપૂર્ણપણે, સમગ્રપણે મારી જ પર આધારિત*
*હોઠ ભીંસતી, મારા શરીરને અક્કડ કરતી,*
*નિષ્ઠુર પ્રારબ્ધની રાહ જોતી.*

*એક જ સત્ય છે.*
*હું બાળકને જન્મ આપીશ,*
*મારી ભીતરથી બહાર આવતું સત્ય.*
*ન સારું ન ખરાબ; વાસ્તવિક, એ માટે દંભ નહીં.*

*પહેલી વીણ આવતાં જ,*
*સૂર્ય એકાએક ઝાંખો પડી જાય છે.*
*ઉદાસીન દુનિયા અકળપણે ઠંડી છે.*
*હું એકલી છું.*
*એ એકલતા હું છું.*

## □ જયદેવ □ જશવંતી દવે

(સંસ્કૃત)

જેનાં કોમલકાવ્યકૌશલકલા લીલાવતી ભારતી
તેના કર્કશતર્કવક્રવચનોદ્ગારોથી શી હાનિ છે ?
કાન્તાનાં કુચમણ્ડલે નખતીખાં જે રો
ઓ શું ગજમત્ત-કુંભ શિખરે એ

## દુનિયામાં દૂજો નહીં ☐ મકરંદ દવે

સોરઠ સરવો દેશ મરમી, મીઠો ને મરદ,
એવો દુહાગીર દરવેશ દુનિયામાં દૂજો નહીં.

સોરઠ સેંજળ દેશ ભાતીગળ ભાવે ભર્યો,
એવો હેતાળુ હમેશ દુનિયામાં દૂજો નહીં.

સોરઠ સોનલ દેશ હરિને દ્વારે દીપતો,
વૈકુંઠથીય વિશેષ દુનિયામાં દૂજો નહીં.

સોરઠ દૂધિયો દેશ સોમૈયાને સાંપડયો,
જ્યાં રંગાણો રાકેશ દુનિયામાં દૂજો નહીં.

સોરઠ સુગરો દેશ ગઢ ગિરનારે ગહેકતો,
અવધૂતના આદેશ દુનિયામાં દૂજો નહીં.

સોરઠ સતિયો દેશ શેણી ! શેણી ! રણકંતો
બાળે જોબન વેષ દુનિયામાં દૂજો નહીં.

સોરઠ કવલો દેશ કાળ ન પાડે કરચલી,
નીરખું નિત અનિમેષ દુનિયામાં દૂજો નહીં.

## વસંત-વર્ષા ☐ મકરંદ દવે

ખેલત વસંત આનંદકંદ.
સોહે ગુલાલમય શ્યામ અંગ, નીરદ નવીન પર અરુણ રંગ.
પટ પીત વીજ ચમકે અમાપ, શિર મોરપિચ્છ જ્યમ ઈન્દ્રચાપ.
પિચકારી કેસુ-જલ રેલછેલ, તરબોળ ગોપગોપી છકેલ.
નાચે નિછોરી હસી નંદલાલ, કેસર અબીલ કુંકુમ ગુલાલ.
બાજે મૃદંગ ડફ વેણુ શોર, ગાજે સુઘોષ ઘન ગગન ઘોર.
હરિ બોલ રંગ ! હરિ બોલ રાગ ! ગાવત ગુણીજન હોરી-ફાગ.
મકરન્દ ધન્ય મંગલ અનંત. વ્રજરાજ આજ વરસે વસંત.

## ઘર ☐ હરીન્દ્ર દવે

આ રોજ સવારે આંગણથી આરંભાતો
ને રોજ સાંજના ત્યાં જ સમેટાઈ રહેતો:
આ મારગ. ત્યાં હું ગતિ કરું કે માર્ગ સ્વયમ્
કે છળી બેઉને રહે, કાળ પોતે વહેતો.

હું હળવે હૈયે મારગ પર જ્યાં પાય મૂકુ
એ કેવાં છલકાતા હેતે સામો ધસતો,
આ મલક મલક મલકાય મકાનો બેઉ તરફ,
આ પવન પલક વીંટળાય, પલક આઘો ખસતો.

આ પાલખ પર ઘૂ ઘૂ કરતાં બે પારેવાં
મુજ પદરવથી શરમાઈ ફરી વાતે વળગ્યાં;
આ પૂર્વગગનથી કિરણ કિરણની ધૂપસળી
અડકી તો રૂના પોલ સમાં વાદળ સળગ્યાં.

ઝાલી માતાનો કર જે ગગન નીરખતો'તો
મન થતું, જરા એ બાળક સંગે ગેલ કરું;
આ એકમેકથી રીસ કરી અળગા ચાલે,
બે માણસમાં એક ગીત ગાઈ મનમેળ કરું.

આ નેત્ર ઉદાસી ભરી અહીં બે વૃદ્ધ ઊભા,
હું અશ્રુ બે'ક સારી એને સાંત્વન આપું:
આ ઉન્મન ને સુંદર યુવતીની આંખોને
એ તરસે છે, તલખે છે એવું મન આપું.

આ ભીડભર્યા કોલાહલમાં નીરવ રીતે
કોઈ મિત્ર તણો હૂંફાળો કર થઈ જીવી શકું;
તો માર્ગ વહે કે કાળ વહે કોને પરવા
પરવા કોને, હું થીર રહું કે વહી શકું.

જ્યાં રોજ સાંજ ઢળતાં ચરણો વળતાં મેળે
આ માર્ગ પછીની મંઝિલ એ મારું ઘર છે:
ને કદી જીવનની સાંજ ઢળ્યે જ્યાં જંપીશ હું
એ માર્ગ પછીની મંઝિલ પણ મારું ઘર છે.

## તરુણોનું મનોરાજ્ય □ ઝવેરચંદ મેઘાણી

ઘટમાં ઘોડાં થનગને, આતમ વીંઝે પાંખ;
અણદીઠેલી ભોમ પર યૌવન માંડે આંખ:
આજ અણદીઠ ભૂમિ તણે કાંઠડે,
વિશ્વભરના યુવાનોની આંખો અડે;
પંથ જાણ્યા વિના પ્રાણ ઘોડે ચડે,
ગરુડ શી પાંખ આતમ વિષે ઊઘડે.

કેસરિયા વાઘા કરી જોબન જુદ્ધ ચડે;
રોકણહારું કોણ છે! કોનાં નેન રડે!
કોઈ પ્રિયજન તણા નેન રડશો નહિ!
યુદ્ધ ચડતાને અપશુકન ધરશો નહિ!
કેસરી વીરના કોડ હરશો નહિ!
મત્ત યૌવન તણી ગોત કરશો નહિ!

રગરગિયાં-રડિયાં ઘણું, પડિયાં સહુને પાય;
લાતો ખાધી, લથડિયાં-એ દિન ચાલ્યા જાય:
લાત ખાવા તણા દિન હવે ચાલિયા,
દર્પભર ડગ દઈ યુવકદળ હાલિયાં;
માગવી આજ મેલી અવરની દયા,
વિશ્વસમરાંગણે તરુણદિન આવિયા.

અણદીઠાંને દેખવા, અણતગ લેવા તાગ,
સતની સીમો લોપવા, જોબન માંડે જાગ:
લોપવી સીમ, અણદીઠને દેખવું,
તાગવો અતલ દરિયાવ - તળિયે જવું;
ઘૂમવાં દિગ્દિગંતો, શૂળી પર સૂવું:
આજ યૌવન ચહે એહવિધ જીવવું.

□ જશવંતી દવે

(સંસ્કૃત)

વદન દન્તરહિત, વાણી અસ્પષ્ટ, શક્તિ તો ગઈ.
અવ્યક્ત ઈન્દ્રિયશક્તિ, ફરીથી બાલ્ય આણ્યું જરાએ.

## ઘરથી કબર સુધી ☐ બરકત વીરાણી

સપના રૂપેય આપ ન આવો નજર સુધી,
ઊડી ગઈ છે નીંદ હવે તો સહર સુધી.

મારા હૃદયને પગ નીચે કચડો નહીં તમે,
કે ત્યાંના માર્ગે જાય છે ઈશ્વરના ઘર સુધી.

શ્રદ્ધાની હો સુવાસ, પ્રતીક્ષાનો રંગ હો;
એવાં ફૂલો ખીલે છે ફક્ત પાનખર સુધી.

આંખોમાં આવતાં જ એ વરસાદ થઈ ગયાં,
આશાનાં ઝાંઝવાં જે રહ્યાં'તાં નજર સુધી.

મૈત્રિનાં વર્તુળોમાં જનારાની ખૈર હો,
નીકળી નહીં એ નાવ જે પહોંચી ભંવર સુધી.

ઉપકાર મુજ ઉપર છે જુદાઈની આગનો,
એક તેજ સાંપડયું છે તિમિરમાં સહર સુધી.

મંઝિલ અમારી ખાકમાં મળતી ગઈ સદા,

ઊઠતા રહ્યા ગુબાર અવિરત સફર સુધી.

બેફ઼ામ તોય કેટલું થાકી જવું પડયું ?
નહિ તો જીવનનો માર્ગ છે ઘરથી કબર સુધી.

## દશા અને દિશા ☐ વેણીભાઇ પુરોહિત

દશા પર દાઝનારા ને દશા પર દૂઝનારાઓ.
નથી હોતા ખુમારીથી જીવનમાં ઝૂઝનારાઓ,
દિશા જાણ્યા વિનાના છે દશાથી ધ્રૂજનારાઓ !
કહી દો એમને કે હે દશાના પૂજનારાઓ !
દશા તો છે સડક જેવી, સડક ચાલી નથી શકતી,
સડકને ખૂંદનારાને સડક ઝાલી નથી શકતી.

## તરુણોનું મનોરાજ્ય □ ઝવેરચંદ મેઘાણી

ઘટમાં ઘોડાં થનગને, આતમ વીંઝે પાંખ;
અણદીઠેલી ભોમ પર યૌવન માંડે આંખ:
આજ અણદીઠ ભૂમિ તણે કાંઠડે,
વિશ્વભરના યુવાનોની આંખો અડે;
પંથ જાણ્યા વિના પ્રાણ ઘોડે ચડે,
ગરુડ શી પાંખ આતમ વિષે ઊઘડે.

કેસરિયા વાઘા કરી જોબન જુદ્ધ ચડે;
રોકણહારું કોણ છે! કોનાં નેન રડે!
કોઈ પ્રિયજન તણા નેન રડશો નહિ!
યુદ્ધ ચડતાને અપશુકન ધરશો નહિ!
કેસરી વીરના કોડ હરશો નહિ!
મત્ત યૌવન તણી ગોત કરશો નહિ!

રગરગિયાં-રડિયાં ઘણું, પડિયાં સહુને પાય;
લાતો ખાધી, લથડિયાં-એ દિન ચાલ્યા જાય:
લાત ખાવા તણા દિન હવે ચાલિયા,
દર્પભર ડગ દઈ યુવકદળ હાલિયાં;
માગવી આજ મેલી અવરની દયા,
વિશ્વસમરાંગણે તરુણદિન આવિયા.

અણદીઠાંને દેખવા, અણતગ લેવા તાગ,
સતની સીમો લોપવા, જોબન માંડે જાગ:
લોપવી સીમ, અણદીઠને દેખવું,
તાગવો અતલ દરિયાવ - તળિયે જવું;
ઘૂમવાં દિગ્દિગંતો, શૂળી પર સૂવું:
આજ યૌવન ચહે એહવિધ જીવવું.

□ જશવંતી દવે

(સંસ્કૃત)

વદન દન્તરહિત, વાણી અસ્પષ્ટ, શક્તિ તો ગઈ.
અવ્યક્ત ઇન્દ્રિયશક્તિ, ફરીથી બાલ્ય આણ્યું જરાએ.

## ઘરથી કબર સુધી □ બરકત વીરાણી

સપના રૂપેય આપ ન આવો નજર સુધી,
ઊડી ગઈ છે નીંદ હવે તો સહર સુધી.

મારા હૃદયને પગ નીચે કચડો નહીં તમે,
કે ત્યાંના માર્ગ જાય છે ઈશ્વરના ઘર સુધી.

શ્રદ્ધાની હો સુવાસ, પ્રતીક્ષાનો રંગ હો;
એવાં ફૂલો ખીલે છે ફક્ત પાનખર સુધી.

આંખોમાં આવતાં જ એ વરસાદ થઈ ગયાં,
આશાનાં ઝાંઝવાં જે રહ્યાં'તાં નજર સુધી.

મૈત્રિનાં વર્તુળોમાં જનારાની ખૈર હો,
નીકળી નહીં એ નાવ જે પહોંચી ભંવર સુધી.

ઉપકાર મુજ ઉપર છે જુદાઈની આગનો,
એક તેજ સાંપડયું છે તિમિરમાં સહર સુધી.

મંઝિલ અમારી ખાકમાં મળતી ગઈ સદા,
ઊઠતા રહ્યા ગુબાર અવિરત સફર સુધી.

બેફામ તોય કેટલું થાકી જવું પડયું ?
નહિ તો જીવનનો માર્ગ છે ઘરથી કબર સુધી.

## દશા અને દિશા □ વેણીભાઈ પુરોહિત

દશા પર દાઝનારા ને દશા પર દૂઝનારાઓ.
નથી હોતા ખુમારીથી જીવનમાં ઝૂઝનારાઓ,
દિશા જાણ્યા વિનાના છે દશાથી ધ્રૂજનારાઓ !
કહી દો એમને કે હે દશાના પૂજનારાઓ !
દશા તો છે સડક જેવી, સડક ચાલી નથી શકતી,
સડકને ખૂંદનારાને સડક ઝાલી નથી શકતી.

## વડોદરા નગરી □ બાલમુકુન્દ દવે

વડોદરા શે'ર સાથે પુરાણી છે પ્રીત મારે,
સાત વર્ષ લગી મારો અહીં વસવાટ છે;
આજવાનાં પાણી હજી ઊછળે છે અંગઅંગ,
માંડવીની ધજાનો આ ઉરે ફરકાટ છે.

પાણી દરવાજો, ગેંડી, ચાંપાનેર, લે'રીપુરા,
એટલો આ શહેરનો અસલ વિસ્તાર છે;
અલકાપુરી ને બીજાં એવાં એવાં ઝૂમખાંઓ
પાછળથી વસેલાં તે બાવનની બા'ર છે.

માંડવીથી ડાબે હાથ ચોકસીની પોળ, પછી
ઘડિયાળી પોળ-નાકે અંબાજી હજૂર છે;
નાકની દાંડીની સામે સીધેસીધા ચાલ્યા જાઓ,
સયાજી ઇસ્કૂલ ત્યાંથી જરાયે ના દૂર છે.

સયાજી ઇસ્કૂલ ભાઈ, સંભારું છું સકારણ,
ભણ્યો છું હું એમાં, એનું ઋણ તો અપાર છે;
કુંભકાર જેમ જેણે ટીપણાથી ટીપી ટીપી
ઘડયો મારો ઘાટ, એને વંદન હજાર છે.

ભૂલું શેં શુક્કરવારી? દશેરાની ભવ્ય સવારી?
અગ્ગડ, અખાડા અને સંગીતની ગુંજને?
બળતા બપોર સમી ભવરણવાટ વિષે
સદાય હરિત રાખે હૈયાકેરી કુંજને.

નગર પિયારા! તારે પ્રાણ હજી સ્ફુરી રહ્યા
પ્રેમાનંદી માણતણા રમ્ય રણકાર છે,
દયારામ નગરી-ડભોઈ નથી દૂર, એની
ગરબીના સૂર ઉર પૂરે ઝણકાર છે.

શરદની રાતે અહીં પોળતણા ચોકઠામાં
સરખી સાહેલીઓએ કંઠ જ્યારે ખોલ્યો છે,
કાયાના કરંડિયામાં પોઢેલો આ પ્રાણ મારો
મોરલીના નાદે ત્યારે નાગ જેમ ડોલ્યો છે.

નાગરવેલીના જેવી નાજુકડી નાર વાંકી
વાંકો એનો અંબોડો ને વાંકાં એનાં વેણ છે;

સભાની અદબ રાખી, વાણીને લગામ કરું,
કે'તો નથી એટલું કે કેવાં એનાં નેણ છે.

લલિત લાજાળુ નારતણાં શાં કરું વખાણ ?
રસોઈની વાનીમાંયે એવી હોંશિયાર છે,
અરધીક પોળ લગી મચી જાય છીંકાછીંક
એવો એનો ટેસદાર દાળનો વધાર છે !

[દાળતણી વાત જ્યારે નીકળી તો ભેગાભેગી
એક આડવાત યાદ આવે સે'જ સે'જમાં,
દિવસો મસ્તાન હતા જિંદગીના જ્યારે અમે
સૂઈ રે'તા ઓટલે ને ખાઈ લેતા લૉજમાં.

એક દી સંજોગ એવો ભૂંડો બન્યો ભાઈ મારા !
કોનું મોઢું જોયું હશે ઊઠતાં પ્રભાતમાં ?
લૉજ વિષે દાળતણો સબડકો લેવા જતાં
બીડીતણું ઠૂંઠું ભેગું આવી ચડયું હાથમાં. ]

અહીંની અનેક પોળ મહીં ઘર ભાડે રાખી,
ખટ માસે બદલતા, રસિક એ વાત છે;
મંડળી અમારી ઘર ગોતવાને ઘૂમે ત્યારે
ગુસપુસ બોલે લોક : 'જુદી આ જમાત છે !'

'ખાલી ઘર છે કે અહીં ?' પૂછતાંની વાર, જોઈ
દીદાર અમારા સામો સવાલ પુછાય છે :
'કુંવારા કે પરણેલા ?' ઠેર ઠેર એની એ જ
શંકાભરી નજરોની મોકાણ મંડાય છે !

નાયક ટોળીનો થઈ ઠાવકો ભજાવે વેશ :
'ઘરવાળાં પિયરમાં, થોડા દીની વાર છે.'
લખ્ખણ અમારાં જોઈ, ગાજી ઊઠે લોકનાદ:
પોળમાંથી કાઢો, આ તો વાંઢાની લંગાર છે !

રાજમ્હેલ જોવા પાવલી ખટાવી અમે
પલંગમાં પોઢવાની કરી લેતા પેરવી;
મ્યૂઝિયમ જોવા જતાં નજર ચુકાવી અમે
આરસની સુંદરીને હાથ લેતા ફેરવી.

કાચના પિયાલા અમે રોશનીમાં ચોરી લીધા,
ગ્રંથાલયે ઘૂસી જઈ ફોટા ફાડી લીધા છે;
થાંભલે ચડીને ગોળા વીજળીના ગેપ કીધા,
એવાં એવાં કામ અમે બાહોશીનાં કીધાં છે.

કોને યાદ કરું ? કોને વિસારું ? કિતાબ થાય
એકથી સવાયા એક એટલા પ્રસંગ છે;
અધ્યયનકાળ મારો વીત્યો જે લાખેણો અહીં,
નમૂનાનાં બતાવ્યાં મેં એક-બે આ નંગ છે.

છીછરાં નીરમાં હોય શું ના'વું ? તરવા તો મઝધારે જાવું;
ઓર ગાણામાં હોય શું ગાવું ? ગીત ગાવું તો પ્રીતનું ગાવું.

## અડવાની અમૂઝણ □ હરિકૃષ્ણ પાઠક

રાત-દિવસ અભ્યાસમાં રહેતો અડવો લીન,
બાબર-બદરૂદ્દીન બધાંયને વાંચ્યા કરે.

રામમનોહર લોહિયા, જે. પી., ગાંધી, બુદ્ધ
ક્યાંક ક્યાંક અવરુદ્ધ; સો ટચ સોનું ક્યાં મળે

માર્કસવાદીઓ મોળિયા, લેનિનવાદી રૂઢ,
માઓપંથી મૂઢ : ક્યાંક કરાર વળે નહીં.

ક્યાંક ધર્મ આડો નડે, સત્તા સંપદ ક્યાંક;
કાઢે કોનો વાંક ? સમજ્યું કંઈ સમજાય નંઈ.

ચર્ચા ખાતર ચર્ચવું એનોયે શો અર્થ ?
ઊગ્યા કરે અનર્થ – રાજી થૈ લણવો પડે.

ડાબી-જમણી બેઉ પા ડાબું -જમણું દુઃખ,
સ્વર્ણમધ્યનું સુખ પોથીમાંનાં રીંગણાં.

સાદી સીધી સમજણે અંદર જે સમજાય
– માની ક્યમ લેવાય, આધારો જો ના મળે ?!

## ☐ સુરેશ દલાલ

સુરેશ જોષી ગયા
હવે હવામાં મધુમાલતીનાં રહ્યાં, ડૂસકાં રહ્યાં.
બૉદલેર ને ટાગોર વચ્ચે સદા જીવ વ્હેરાતો,
વિષાદનાં વાદળથી એમનો રંગ-મંડપ ઘેરાતો.
ચીલો ચાતરી, ચીલો પાડીને તમે સ્વયંભૂ થયા.

કિલ્લો સળગ્યો, વન તૂટયું ને નદી ઝાંખરી શોષાઈ ગઈ.
અંધકારના અરણ્યરણમાં ત્રાડ વાઘની તોળાઈ
કહી કાનમાં વાત કેટલી
તોય લાગે છે એમ જ અમને
કે કેટલાં સપનાં જાણે વણકહ્યાં બધાંયે વહી ગયાં.

તૂટેલા ઝાંઝરની ઘૂઘરી લઈને મૃણાલ રડે છે
કોઈ અજાણ્યા પ્રયાણ માટે વહાણ એ ઊપડે છે
ગદ્યકાવ્ય ને કાવ્યગદ્યના કલાગુરુ તમે થયા.

## ☐ મરીઝ

એક જ જવાબ દે મારો એક જ સવાલ છે,
આ મારા પ્રેમ વિશે તારો શું ખ્યાલ છે.

વર્તમાનમાંથી નીકળી ભાવિ તરફ જવું,
બાકી કશી જીવનની ગતિ છે ન ચાલ છે.

આ આજના ભરોસે મને માન આપ ના,
કોને ખબર કે શું મારી આગામી કાલ છે.

પૂરાં કરો વચન જે દીધાં આજકાલનાં,
મારીય જિંદગાની હવે આજકાલ છે.

બસ એક નજર સચેત–તો વૈભવ બધા મળે,
બસ એક નજર ચૂકો તો બધું પાયમાલ છે.

એવા કોઈ વિરાટની સંગત મળે તો વાહ,
જે પોતે દીન હોવા છતાં પણ દયાલ છે.

## હળવા તે હાથે □ માધવ રામાનુજ

હળવા તે હાથે ઉપાડજો રે અમે કોમળ કોમળ,
સાથેરે ફૂલડાં ઢાળજો રે અમે કોમળ કોમળ...
આયખાની આ કાંટ્યમાં રે અમે અડવાણે પગ,
રૂંવેરૂંવે કાંટા ઊગિયા રે અમને રૂંધ્યા રગેરગ;
ઊના તે પાણીડે ઝારજો રે અંગ કોમળ કોમળ,
ખેપનો થાક ઉતારજો રે અમે કોમળ કોમળ...

પે'ર્યાં ઓઢયાંના ઓરતા રે છોગે છેલ ગુલાબી,
આંખમાં રાત્યું આંજતા રે અમે ઘેન ગુલાબી;
કૅડિયે કોયલ ગૂંથજો રે અમે કોમળ કોમળ,
ફૂમતે મોર ગે'કાવજો રે અમે કોમળ કોમળ....

હાથ મૂકી મારે કાળજે રે પછી થોડુંક લળજો :
– ભવ ભવ આવાં આકરાં રે અમને જીવતર મળજો !
– ભવ ભવ આવાં આકરાં રે અમને જોબન ફળજો !
કેવા જીવ્યાના અભરખા રે હતા કોમળ કોમળ !
ફૂલના પોઢણ સાથરા રે કેવા કોમળ કોમળ !

## ઠરી ગયા શબ્દો ! □ ચંદ્રકાન્ત શેઠ

ઠરી ગયા શબ્દો !
એક ભારેખમ હિમ
આંખ, કાન, નાક – બધાં વાટે ઉતરે છે મનમાં.
સૂરજ કોઈ કાળી બિલાડી થઈ
ભરાઈ બેઠો છે
દાદરાની જર્જરિત સીડી પાછળ.
પહેલે પગથિયે જઈ પગ દીધો
ને દાદરો જમીનદોસ્ત !
ઊંચાઈની વાત વેરાઈ ગઈ વેરાનમાં....

હવે તો કો'ક એકલદોકલ થોર પર થરકતું કાંટાળું મૌન.....
– થીજી ગયેલ શબ્દોના બરછટ પડઘા જેવું મજબૂર છતાં
મજબૂત !

## વસંતઋતુનું વર્ણન □ દલપતરામ

રૂડો, જુઓ, આ ઋતુરાજ આવ્યો, મુકામ તેણે વનમાં જમાવ્યો;
તરુવરોએ શણગાર કીધો, જાણે વસંતે શિરપાવ દીધો.

જૂનાં જૂનાં પત્ર ગયાં ખરીને, શોભે તરુ પત્ર નવાં ધરીને;
જાણે નવાં વસ્ત્ર ધર્યાં ઉજાળી, સમીપમાં લગ્નસરા નિહાળી.

આંબે, જુઓ, મૉર અપાર આવ્યો, જાણે ખજાનો ભરી મ્હોર લાવ્યો;
જે કોકિલા ગાન રૂડું કરે છે, વસંતના શું જશ ઉચ્ચરે છે ?

## એક નામેરી વૃદ્ધને મળતાં □ નલિન રાવળ

ખીલી સમી ખોડાઈ ગઈ મારી નજર
મારા ઉપર
હું વૃદ્ધ આંખોમાં ભરી મણએક ઘેરી ઊંઘની ઊંડી અસર
(જ્યાં અગ્નિનું અંજન સ્વયં હું આંજતો)
અંધારના મખમલ મુલાયમ પોત શા
મારા સુંવાળા વાળ
આજે રૂખડા
સુક્કા તણખલા ઘાસના ટુકડા સમા
અહીં તહીં જરી ફરકી રહ્યા
જાડી કશી બેડોળ ક ઁ રે દોરડા જેવી ડઠર
મારી નસો સૌ સામટી ઊપસી રહી
(જેની મહીં વેગે વહેતા મત્ત મારા રક્તમાં
શત સૂર્યની ઉષ્મા હતી).....
'મળશું કદી' કહી તે નલિન ચાલ્યો ગયો.
કોલાહલોની ભીંસથી તૂટુંતૂટું થઈ આ રહ્યા
રસ્તા પરે
'મળશું નકી' બબડી કશું હું મૂઢ
વર્ષો વીસ મૂકી ક્યાંક મારાં ભૂલમાં
હું ભૂલમાં આગળ અને આગળ કશે ચાલ્યો જતો...

## અંતઘડીએ અજામિલ ☐ હસમુખ પાઠક

નારાયણ, ઓ નારાયણ, આમ આવ. આ અંધારામાં
દીવો કર. કોડિયું બુઝાયું છે. ભયાનક ઓળા યમરાજના દૂત જેમ
ઊતરી આવી મને ભૂતકાળની ખાઈમાં ખેંચી રહ્યા છે.
મને ભય છે, દીકરા, આ રાત હું નહિ કાઢું.
જ્યાં હોય ત્યાંથી આમ આવ, નારાયણ !

ન સંતાઈશ, નારાયણ, બારણા બહાર ન સંતાઈશ.
ખુલ્લા બારણામાં જોઉં છું અંધારાની પાળ બાંધતો
તારાઓનો પ્રકાશ, પાછળ તું છુપાયેલો. આવ
નારાયણ, કોડિયામાં તેલ પૂર, દીવો કર; સંતાઈશ
નહિ, નારાયણ, સંતાઈશ નહિ.

શું તું માને શોધે છે, નારાયણ, તારી માને શોધે છે ?
એ તો દૂર દૂર તારાઓના પ્રકાશમાં ભળી ગઈ, તે હવે
આ ઓરડામાં પાછી કેમ કરી આવે ? આ વસંતની
હવામાં મળી ગઈ, એ કેમ કરી માટીનું રૂપ ફરી ધરે ?
શું તું માને શોધે છે, નારાયણ, તારી માને શોધે છે ?

આજે ચંદ્ર નહિ ઊગે, નારાયણ, આજે ચંદ્ર નહિ ઊગે.
સૂર્યની સાથે ચાલ્યો ગયેલો ચંદ્ર કાલે પાછો ફરશે
ત્યારે સવારના તડકામાં એ ચંદ્રને કેમ કરી તારવીશ, નારાયણ ?
તારાઓ જ્યાં અનંત અવકાશની સીમાઓ આંકી રહ્યા છે,
ત્યાં આજે ચંદ્ર નહિ ઊગે, નારાયણ, આજે ચંદ્ર નહિ ઊગે.

આજે પંખી સાવ સૂઈ ગયાં છે, નારાયણ, પંખી સાવ સૂઈ ગયાં છે.
ભય છે કે પ્રીત, થાક છે કે આનંદ,
શું છુપાયું છે આ શાંતિમાં તે નથી જાણતો હું,
નારાયણ ! આજે પંખી સાવ સૂઈ ગયાં છે, નારાયણ,
પંખી સાવ સૂઈ ગયાં છે.

તું બહુ રાહ જોવરાવે છે, નારાયણ, બહુ રાહ જોવરાવે છે.
તોફાની તું, વૃદ્ધ બાપની વેદનાને વાચા આપી
રહ્યો છે તે હવે જલદી આવ, નારાયણ !
તું બહુ રાહ જોવરાવે છે, નારાયણ, બહુ રાહ જોવરાવે છે.

દોડતો દોડતો આવ, નારાયણ દોડતો દોડતો આવ.
તારાં નાનાં નાનાં પગલાં સંભળાવ, કાળી કાળી તારી
આંખોનું તેજ પીવરાવ, કાલી કાલી તારી બોલીમાં
નવરાવ, નારાયણ! દોડતો દોડતો આવ, નારાયણ,
દોડતો દોડતો આવ.

તારા રૂપને ઓળખું છું, નારાયણ, તારા રૂપને ઓળખું છું.
નથી સમજતો તે તારામાં છુપાયલા અરૂપને, નારાયણ!
નથી જેને પામી શકતો તેને જોવા ચાહું છું, તેથી
સાદ કરું છું, નારાયણ! તારા રૂપને ઓળખું છું, નારાયણ,
તારા રૂપને ઓળખું છું.

આવ, આવ, નારાયણ, હજી આમ ઑરો આવ,
ઑરો આવ.....

## સમય ◻ મનોજ ખંડેરિયા

બસ રાત ને દિવસ અહીં દોડયા કરે સમય
ઘડિયાળના કાંટા ઉપર હાંફ્યા કરે સમય

તારા વિચારમાંહી મને મગ્ન જોઈને
ઊભીને શાંતિથી મને જોયા કરે સમય

ત્યારે જ કોઈ વાત નવી બનતી હોય છે
લોલક હલ્યા કરે અને થોભ્યા કરે સમય

'કેવોક રંગ આવશે?' એવા વિચારમાં
મેંદી મૂકેલ હાથને જોયા કરે સમય

દિવસો વીતે છે શૂન્યતાના ટાપુ પર હવે
નીરસ જીવનનો ટુકડો ચાવ્યા કરે સમય

## સમજ્યો'તો □ શેખાદમ આબુવાલા

ઝંજીરને માળા સમજ્યો'તો
ને ફૂલને જ્વાળા સમજ્યો'તો
બેચાર દિવસના યૌવનમાં
પથ્થરને સુંવાળા સમજ્યો'તો

કુદરતનો એમાં વાંક નથી
પ્રેમીની જુદાઈ કારણ છે
હું એટલે શીતળ રાતોને
ધગધગતા ઉનાળા સમજ્યો'તો

મંઝિલની તમન્ના પૂછી શું
જખ્મોને ઉઘાડા કરવા છે
ઠોકરને મુલાયમ માની'તી
રસ્તાને રૂપાળા સમજ્યો 'તો

સચવાઈ મનોહરતા - તેથી
જીવનની વિષમતા દૂર થઈ
જીવનના ઉઘાડા ભેદોને
જીવનથી નિરાળા સમજ્યો'તો

એ દીપની જ્યોતિ છે પળમાં
એ છીપનું મોતી છે પળમાં
હું મારાં મનોહર આંસુને
કાં આંખના ચાળા સમજ્યો'તો

## હૃદય □ પ્રિયકાન્ત મણિયાર

દિનરાતની કાવડમહીં આ અંધ મારા શ્વાસને,
ઉચ્છ્વાસને -
ભાવિ કેરાં તીર્થ કાજે લૈ જતું કેવું હૃદય
જાણે શ્રવણ -

## જય ! જય ! ગરવી ગુજરાત ! □ નર્મદ

જય ! જય ! ગરવી ગુજરાત !
જય ! જય ! ગરવી ગુજરાત !
દીપે અરુણું પરભાત,
ધ્વજ પ્રકાશશે ઝળળળળ કસુંબી, પ્રેમશૌર્યઅંકિત,
તું ભણવ ભણવ નિજ સંતતિ સહુને પ્રેમભક્તિની રીત -
ઊંચી તુજ સુંદર જાત,
જય ! જય ! ગરવી ગુજરાત !
ઉત્તરમાં અંબામાત,
પૂરવમાં કાળીમાત,
છે દક્ષિણ દિશમાં કરંત રક્ષા કુંતેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ પશ્ચિમકેરા દેવ.
છે સહાયમાં સાક્ષાત
જય ! જય ! ગરવી ગુજરાત !
નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય,
વળી જોય સુભટના જુદ્ધરમણ ને, રત્નાગર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો દે આશિષ જયકર ;
સંપે સોહે સહુ જાત ;
જય ! જય ! ગરવી ગુજરાત !
તે અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ;
તે રંગથકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત !
શુભ શકુન દીસે, મધ્યાહ્ન શોભશે, વીતી ગઈ છે રાત;
જન ઘૂમે નર્મદા સાથ
જય ! જય ! ગરવી ગુજરાત !

## એક ક્ષણ □ માધવ રામાનુજ

એક ક્ષણ જો યુદ્ધ અટકાવી શકો -
ટેન્ક પર માથું મૂકી ઊંઘી લઉં.....

## નેજવાંની છાંય તળે □ હરિકૃષ્ણ પાઠક

નેજવાંની છાંય તળે બેઠો બુઢાપો,
એનું ઝાડ જેમ ઝૂલ્યું છે મંન.
કરચલીએ કરમાયાં કાયાનાં હીર,
તોય ફૂલ જેમ ખૂલ્યું છે મંન.
આંગણામાં ઊગ્યો છે અવસરનો માંડવો
ને ફરફરતો તોરણનો ફાલ,
એવું લાગે રે ઘડી ઊગી છે આજ ફરી
વીતેલી રંગભરી કાલ !
છોગાંની શંકાએ માથે ફેરીને હાથ
ખોળે ખોવાયેલું ગવંન.
ઠમકાતી મંદ ચાલ ઘરમાં ને બારણે
ને છલકાતું એ જ નર્યું રૂપ,
કંકુનાં પગલાંમાં મ્હોરી ગૈ વાત
જેને રાખી'તી માંડ માંડ ચૂપ !
શમણાંને સાદ કરી, હુક્કો મંગાવ્યો જરી,
ઘૂંટ ભરી પીધું ગગંન.
નેજવાંની છાંય તળે બેઠો બુઢાપો
એનું ઝાડ જેમ ઝૂલ્યું છે મંન.

## નિયતિ □ ભારતભૂષણ અગ્રવાલ □ સુશી દલાલ
(હિંદી)

જ્યારે હું તને કાગળ લખવાનો વિચાર કરું છું
ત્યારે લાગે છે
જાણે કોઈ ખેતર
કોઈ પક્ષીને ચિઠ્ઠી મોકલતું હોય
કે જે દાણા તું ઉઠાવીને લઈ ગઈ
એ પાછા આપી દે.

શું થશે આ કાગળનું ?
નહીં તું ચણવાનું છોડશે
નહીં હું ઊગવાનું !

## આપની યાદી ☐ કલાપી

જ્યાં જ્યાં નઝર મ્હારી ઠરે યાદી ભરી ત્યાં આપની;
આંસુ મહીં એ આંખથી યાદી ઝરે છે આપની!

માશૂકોના ગાલની લાલી મહીં લાલી, અને
જ્યાં જ્યાં ચમન જ્યાં જ્યાં ગુલો ત્યાં ત્યાં નિશાની આપની!

જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર;
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની!

તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં;
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની!

આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમાં;
આ દમ-બ-દમ બોલી રહી ઝીણી સિતારી આપની!

આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા;
યાદી બનીને ઢાલ ખેંચાઈ રહી છે આપની!

દેખી બૂરાઈ ના ડરું હું, શી ફિકર છે પાપની?
ધોવા બૂરાઈને બધે ગંગા વહે છે આપની!

થાકું સિતમથી હોય જ્યાં ના કોઈ ક્યાં એ આશના:
તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની!

જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને;
અહેશાનમાં દિલ ઝૂકતું, રહેમત ખડી ત્યાં આપની!

પ્યારું તજીને પ્યાર કોઈ આદરે છેલ્લી સફર:
ધોવાઈ યાદી ત્યાં રડાવે છે જુદાઈ આપની!

રોઉં ન કાં એ રાહમાં એ બાકી રહીને એકલો?
આશકોના રાહની જે રાહદારી આપની!

જૂનું નવું જાણું અને રોઉં હસું તે તે બધું:
જૂની નવી ના કાંઈ તાજી એક યાદી આપની!

ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી:
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની!

કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાખું બધી;
છે આખરે તો એકલી ને એ જ યાદી આપની!

## એતબાર ના રહા □ શૈલેન્દ્ર

દોસ્ત-દોસ્ત ના રહા, પ્યાર-પ્યાર ના રહા
*જિન્દગી હમેં તેરા એતબાર ના રહા, એતબાર ના રહા*
અમાનતે મેં પ્યાર કી ગયા થા જિસકો સૌંપ કર, વો મેરે દોસ્ત તુમ હી થે,
તુમ્હીં તો થે
જો જિન્દગી કી રાહમેં, બને થે મેરે હમસફર, વો મેરે દોસ્ત તુમ હી થે,
તુમ્હીં તો થે
સારે ભેદ ખૂલ ગયે, રાજદાર ના રહા, જિન્દગી હમેં તેરા એતબાર ના રહા,
એતબાર ના રહા

*ગલે લગી સહમ-સહમ ભરે ગલે સે બોલતી, વો તુમ ન થી તો કૌન થા ?*
*તુમ્હીં તો થી*
*સફર કે વક્ત મેં પલક પે મોતિયોં કો તોલતી, વો તુમ ન થી તો કૌન થા ?*
*તુમ્હીં તો થી*
*નશે કી રાત ઢલ ગઇ, અબ ખુમાર ના રહા, જિન્દગી હમેં તેરા એતબાર ના રહા,*
*એતબાર ના રહા*

દોસ્ત-દોસ્ત ના રહા, પ્યાર-પ્યાર ના રહા

## ફાગણિયાનાં ફૂલ □ દિનેશ કોઠારી

ફાગણિયાનાં ફૂલ
ઉરને એવાં ડંખે, જેવી કદી ન ડંખે શૂલ,
ફેરેફેરે મ્હેક મધુરવી ચટકે,
હરીફરીને નજર ત્યાં જ બસ અટકે,
નેન મીંચતાં કાન મહીં કૈં બોલે રે બુલબુલ.
મલય-લહરમાં મનની માયા વેરે,
એકમેકથી અદકાં સરવે હેરે,
'શરસંધાને કયું મૂકવું ?' અનંગ પણ વ્યાકુલ.

## ગીતાના શ્લોક □ ભગવતીકુમાર શર્મા
(ગઝલ)

રેતમાં વહેતી નદીનો ભાવ છે આવો કશોક :
એક કાંઠે શૂન્યતા ને એક કાંઠે લોકલોક

ચાલ, સમજૂતી કરી લઈએ બધી સમજીને ફોક :
તું નહીં ખડખડ હસે ને હું ન પાડું મૃત્યુપોક

આ ગણ્યાગાંઠયા ટહુકા, વૃક્ષ તો ક્યાંયે નથી;
છે સમયના ડ્રોઈંગ રૂમે પંખી નામે વૉલક્લૉક !

માનસર, મોતી, કમળ, આકાશ, સઘળું રાતુંચોળ
કોણે મરડી હંસની પશ્ચિમે આ મસૃણ ડોક ?

માત્ર મરહૂમ કોઈ યોદ્ધાનું અહીં પૂતળું બચ્યું
ધ્વસ્ત આજે છે નગરનો વસ્તીથી ઊભરાતો ચૉક

એ જ છે સૂની સફર ને એ જ છે છેલ્લો મુકામ
એ જ આંસુ, એ જ દીવો, એ જ છે ગીતાના શ્લોક

## સંસ્કાર □ અસદ જૈદી □ ધનવિદ્યા મહેતા
(હિંદી)

વચ્ચેના કોઈ સ્ટેશન પર
પડિયામાં પૂરી-શાક ખાતાં ખાતાં
તે છુપાવે છે પોતાનાં આંસુ
જે અચાનક શરૂ થવા માંડે છે
        પેટના દુ:ખાવાની જેમ
અને પછી સંતાડીને ફેંકી દે છે ક્યાંક ખૂણામાં
પોતાનો પડિયો
વિચારે છે : મને એક સ્ત્રીએ જન્મ આપ્યો હતો
હું આમ જ દરવાજામાંથી નીકળીને નહોતો ચાલ્યો આવ્યો

## વીરની વિદાય ☐ ન્હાનાલાલ

મ્હારા કેસરભીના કન્થ હો !
સિધાવોજી રણવાટ....

આભ ધ્રૂજે, ધરણી ધમધમે, રાજ !
ઘેરા ઘોરે શંખનાદ :
દુંદુંભિ બોલે મહારાજનાં, હો !
સામન્તના જયવાદ :
મ્હારા કેસરભીના કન્થ હો !

આંગણ રણધ્વજ રોપિયા હો !
કુંજર ડોલે દ્વાર :
બન્દીજનોની બિરદાવલી હો !
ગાજે ગઢ મોઝાર :
મ્હારા કેસરભીના કન્થ હો !

પુર પડે, દેશ ડૂલતા હો !
ડગમગતી મ્હોલાત :
કીર્તિ કેરી કારમી, રાજ !
એક અખંડિત ભાત :
મ્હારા કેસરભીના કન્થ હો !

નાથ ! ચ્હડો રણઘોડલે રે,
હું ઘેર રહી ગૂંથીશ
બખ્તર વજ્રની સાંકળી, હો !
ભરરણમાં પાઠવીશ :
મ્હારા કેસરભીના કન્થ હો !

સંગ લેશો તો સાજ સજું, હો !
માથે ધરું રણમ્હોડ :
ખડ્ગને માંડવ ખેલવા,
મ્હારે રણલીલાના કોડ :
મ્હારા કેસરભીના કન્થ હો !

આવન્તાં ઝાલીશ બાણને, હો !
ઢાલે વાળીશ ઘાવ :
ઢાલ ફૂટયે, મહારા ઉરમાં, રાજ !

ઝીલીશ દુશ્મનદાવ :
મ્હારા કેસરભીના કન્થ હો !

એક વાટ રણવાસની રે,
બીજી સિંહાસનવાટ :
ત્રીજી વાટ શોણિતની સરિતે,
હો ! શૂરના સ્નાનનો ઘાટ :
મ્હારા કેસરભીના કન્થ હો !

જયકલગીએ વળજે, પ્રીતમ !
ભીંજશું ફાગે ચીર :
નહીં તો વીરને આશ્રમ મળશું
હો ! સુરગંગાને તીર :
મ્હારા કેસરભીના કન્થ હો !

રાજમુગટ ! રણરાજવી ! હો !
રણઘેલા ! રણધીર !
અધીરો ઘોડીલો થનગને, નાથ !
વાધ, રણ, મહાવીર !
મ્હારા કેસરભીના કન્થ હો !
સિધાવોજી રણવાટ....

## □ રામકૃષ્ણ પરમહંસ

આ રહ્યું તારું પુણ્ય, આ રહ્યું તારું પાપ;
બન્ને લઈ લે અને મને કેવળ
તારા તરફનો વિશુદ્ધ પ્રેમ આપ.

આ રહ્યું તારું જ્ઞાન, આ રહ્યું તારું અજ્ઞાન;
બન્ને લઈ લે અને મને કેવળ
તારા તરફનો વિશુદ્ધ પ્રેમ આપ.

આ રહી તારી પવિત્રતા અને આ રહી તારી અપવિત્રતા;
બન્ને લઈ લે અને મને કેવળ
તારા તરફનો વિશુદ્ધ પ્રેમ આપ.

આ રહ્યો તારો ધર્મ અને આ રહ્યો તારો અધર્મ;
બન્ને લઈ લે મા !
અને મને કેવળ તારા તરફનો વિશુદ્ધ પ્રેમ આપ.

□ નરસિંહરાવ દિવેટીઆ

મંગલ મંદિર ખોલો,
દયામય !
મંગલ મંદિર ખોલો.

જીવન વન અતિ વેગે વટાવ્યું
દ્વાર ઊભો શિશુ ભોળો;
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લો, લો,
દયામય !
મંગલ મંદિર ખોલો !

નામ મધુર તમ રટયો નિરંતર
શિશુ સહ પ્રેમે બોલો;
દિવ્ય તૃષાભર આવ્યો બાલક,
પ્રેમ - અમીરસ ઢોળો,
દયામય !
મંગલ મંદિર ખોલો !

જીવન □ અનંતકુમાર પાષાણ □ સુધી દલાલ
(હિંદી)

છોડો હવે, આવું તો જીવનમાં થાય છે,
જે ક્યારેક મળે છે, તે ક્યારેક છિનવાય છે.

પરંતુ એનાથી ડરીને
સંધ્યાના સિંદૂરિયા પ્રકાશમાં
મ્હોરેલા તુલસીની
નીચે દીવો
પેટાવવાનો થોડો જ બંધ કરાય છે ?

ભગવાન વાત સાંભળે, ન સાંભળે,
તો પણ મંદિર તો મંદિર જ છે,
એમાં જે રોજ સાંજે દીવો નથી પેટાવતો
એ તો ઘરે પાછા ફરતાં પોતાના જ માર્ગમાં
અંધારું ફેલાવે છે.

## નાનકડી નારનો મેળો ☐ વેણીભાઇ પુરોહિત

હાલો પરોઢિયે ખોલ્યાં છે પોપચાં,
તેજના ટશિયા ફૂટે રે લોલ :
ઘમ્મર વલોણે ગાજે ગોરસિયાં,
ખીલેથી વાછડાં છૂટે રે લોલ.

હાલોને સહિયર ! પાણીડાં જઈએ,
વીરડે વાતું કરશું રે લોલ :
વાટકે વાટકે ભરશું રે લોલ.

આખાબોલું તે અલી અલ્લડ જોબનિયું,
હૈયે ફાગણિયો ફોરે રે લોલ :
ઘૂમટો તાણીને હાલો ઉતાવળી,
ઘરડા બેઠા છે ગામચોરે રે લોલ –
હાલોને સહિયર.

નેણનાં નેવાં ને ઊટકે આંજણિયાં,
હથેળી હેલને માંજે રે લોલ :
ચકચકતી ચૂની ને ચકચકતું બેડલું,
એકબીજાને ગાંજે રે લોલ.
હાલોને સહિયર.

સાસુએ માગ્યાં ઊનાં પાણી ને
સસરે દાતણ માગ્યું રે લોલ;
કાચી નીંદરને કાંઠેથી સપનું
મુઠ્ઠી વાળીને ભાગ્યું રે લોલ.
હાલોને સહિયર..

હાલો પરોઢિયે ખોલ્યાં છે પોપચાં
તેજના ટશિયા ફૂટે રે લોલ :
મેળો જામ્યો છે અહીં નાનકડી નારનો,
આપણી વાતું નો ખૂટે રે લોલ –
હાલોને સહિયર.

## મંગલમ્ □ રસિકલાલ પરીખ

આર્યોએ હિતદૃષ્ટિથી જગતને જોઈ વ્યવસ્થા કરી,
વર્ણો ને પુરુષાર્થ આશ્રમતણી, જેથી કરી માનવી
આપોઆપ ચડે ક્રમે ક્રમે ધરી ઉત્કર્ષને સાધતો;
એવો મંગલ આર્યધર્મ-મહિમા સાધો સદા મંગલમ્.

ચારે આશ્રમમાં ગૃહસ્થ ઉપરે જીવે બધા આશ્રમો;
ગાર્હસ્થ્યે દૃઢતા અને સુભગતા દાંપત્ય-પાયા પરે;
દાંપત્યે રતિ તો પરસ્પર તણી આસ્થા વિશે ખીલતી;
એ આસ્થા તમ દંપતી -હૃદયમાં સાધો સદા મંગલમ્.

ચક્ષુરાગ થકી રુચે પ્રથમ જે, સાંનિધ્ય જેનું ગમે
હૈયે ઝંખન થાય જેમનું સદા, જેના વિના ના ગમે;
એ રીતે હૃદયે વસે પ્રણયમાં, પ્રેમી કહ્યાં તેમને;
દાંપત્યે સહચારધર્મ મધુરા ! તે તો મહદ્ મંગલમ્.

પહેલાં એક, પછી બને દ્વય, અને અદ્વૈત સાધે પછી;
લીલા અદ્‌ભુત સૃષ્ટિમાં વિલસતી, જેને પિછાણી શક્યાં
લક્ષ્મીવિષ્ણુ, ઉમામહેશ્વર, અને શ્રીરામ સીતાસમાં –
તેઓ મંગલ દૃષ્ટિથી નીરખજો આ દંપતિને સદા.

## વિકટ છે આ સઘન અંધકારનાં ઝૂંડ □ કેદારનાથ અગ્રવાલ
(હિંદી) □ ધનવિદ્યા મહેતા

વિકટ છે આ સઘન અંધકારનાં ઝૂંડ
તો પણ હું ચાલ્યો આવીશ
તારી પુકારના બનેલા પથ પર થઈને
તને મળવા

નદીને કહીને :
કે એ વહે, જ્યાં વહે છે
દીવાને કહીને :
કે એ બળે, જ્યાં બળે છે
ફૂલને કહીને :
કે એ ખીલે, જ્યાં ખીલે છે

## ☐ નાથાલાલ દવે

રજા ત્યારે હવે દિલબર! અમારી રાત થઈ પૂરી
મશાલો સાવ બૂઝી, તેલ ખૂટયું, વાત થઈ પૂરી;
અમારી રાત થઈ પૂરી.

ભરાયો જામ રાત્રિનો ઉપર તરતા હતા તારા,
ગયા ડૂબી બધા, ડૂબ્યો વળી મહેતાબ આસ્માને,
તમારો કંઠ થાક્યો, ગાન થંભ્યું, વાત થઈ પૂરી;
અમારી રાત થઈ પૂરી.

અનેરી એક રાત્રિની અમે માંગી હતી મહોબત,
સવારે તો જવાનું હા! જુઓ વાગી રહી નોબત;
અમારી ઊપડી વણઝાર, હારો ઊંટની ચાલી,
અને છેલ્લી હવે પ્યાલી -

હવે છેલ્લી ચૂમી, ને ભૂલવી આ બેહિસ્તની ઝાંખી,
તમારા પેરની હિના, ગુલાબી ઓઠની લાલી.
ભૂલી જાવી બદન કેરી અહા! અણમોલ કસ્તુરી,
અમી ખુશ્બો, અને સુરખી તમારી આંખની ભૂરી,
અમારી રાત થઈ પૂરી.

જુઓ મસ્જિદમિનારે એ ઝલક આફ્તાબની આવી;
પુકારે બાંગ મુલ્લાં મસ્ત રાગે વાત થઈ પૂરી,
અમારી રાત થઈ પૂરી.

અમે જઈશું ત્યહાં દિલબર! નહિ સાકી, નહિ શરબત,
ન આ ઝુલ્ફો તણી ખુશ્બો, નહિ મ્હેફિલ, નહિ લિજજત;
અમે મિસ્કીન મુસાફર-ગાનના શોખીન-નહિ ઈજજત.
અમારા રાહ જુદા ને છતાં આ દર્દ કાં થાતું?
તમારા ગાનમાં ડૂબી જિગર મારું થયું ગાતું,
અને આ વાત થઈ પૂરી.

રજા ત્યારે હવે દિલબર! અમારી રાત થઈ પૂરી.

☐ સરોદ

અવગતની એંધાણી,
એ સંતો, અવગતની એંધાણી,
કે ચાતક પીએ એઠું પાણી.

રાજના રાજ એવા મેઘરાજાને ઘર
એની પરબ મંડાણી;
સોનેરી દોરથી ને હેમલા હેલથી
રૂપેરી ધાર રેલાણી :
હે સંતો, તોય તરસ ન છિપાણી
કે ચાતક પીએ એઠું પાણી !
માનસર છોડીને આવ્યો શું હંસલો
માછલીએ મન આણી !
ચતુર ચકોરની ચૂકીને ચાંદની
આગિયે આંખ ખેંચાણી !
હે સંતો, આતમજ્યોતિ ઓલવાણી
કે ચાતક પીએ એઠું પાણી !
કળિયુગ કેરો વ્યાપ્યો મહિમા,
સંતની નિષ્ફળ વાણી;
દાસીય નોતી મનમોલમાં એ થઈ
માયા આજ મહારાણી !
હે સંતો, આવે પ્રલય લો જાણી,
કે ચાતક પીએ એઠું પાણી.

☐ જશવંતી દવે

(સંસ્કૃત)

આલિંગી પિયુને સૂતી હતી પ્રિયા શય્યામહીં પ્રેમથી
કાને ત્યાં પડયું નામ અન્ય સખીનું બોલાયું પ્રેમીમુખે,
જાવાનો તહીંથી વિચાર કરીને ઢીલો કર્યો પાશને
કિંતુ ખેંચી શકી નહિ સ્તનભર દાબ્યો પિયુવક્ષથી.



CORSO, GINSBERG, AND FERLINGHETTI



JANICE BLUE



**SYAMALI, the favourite mud-house of the Poet**



**JACK HIRSCHMAN**



દીપક મહેતા

## ઘોડો □ અનંતકુમાર પાષાણ □ સુશી દલાલ
(હિંદી)

ઊંચે રહેલાં પાંદડાં ખાવા માટે
વર્ષો સુધી ઊંચી ડોક રાખી
ઘોડો જિરાફ બની ગયો,
અને આજીવન પેટ ભરીને
પાંદડાં ખાતો રહ્યો.

પણ એ ઘોડો જ ન રહ્યો.

પણ જે ઘોડાએ પોતાનું
વ્યક્તિત્વ બદલવાનો
ઈન્કાર કરી દીધો
એને ભૂખે મારી નાખ્યો
પણ એ ઘોડો રહીને જ મર્યો.

તમે એમ કહી શકો છો કે –
ઘોડો જ રહેવામાં એવી તે કઈ કમાલ છે ?

## વધારે ખાવ □ જોઉ કૉરી □ હસમુખ દવે
(અંગ્રેજી)

સૂત્રો કહે છે, 'ખાવ વધારે ફળ !
'વધારે માછલી, વધારે માંસ, વધારે બ્રેડ !'
પણ હું બેકારીના ભથ્થા પર નભું છું
આ મારું ત્રીજું વર્ષ છે, અને હું પરણેલો છું.

તેથી મને નવાઈ લાગે છે કે
પસાર થતી વખતે હું જ્યારે એ સૂત્રો જોઈશ
ત્યારે મને અનુકૂળ આવે એવું એક જ હશે
'ખાવ વધારે, લોહિયાળ ઘાસ !'

## શિયાળાનું આ તળાવ □ આઇ ચિંગ □ હસમુખ દવે
(ચાઈનીઝ)

શિયાળાનું આ તળાવ -
સમગ્ર માનવ ઉદાસી અનુભવેલા
વૃદ્ધના હૈયા જેવું એકલવાયું
શિયાળાનું આ તળાવ -
કાળી મજૂરી કરીને નૂર ગુમાવેલી
વૃદ્ધની આંખો જેવું સૂકું અને ઊંડું ઊતરેલું
શિયાળાનું આ તળાવ -
આછા, ભૂખરા અને ઉષ્મા-વિહોણા
વૃદ્ધના વાળ જેવું વેરાન
શિયાળાનું આ તળાવ -
ખિન્ન આકાશમાં ચીમળાઈને વળી જતા
વૃદ્ધ જેવું હતાશ.

## બીજાઓનો, અને મારો દિવસ □ કેદારનાથ અગ્રવાલ
□ ધનવિદ્યા મહેતા

(હિંદી)

દિવસ છે
    કોઈક બીજાનો
    સોનાનું હરણ,
મારો છે
ભેંસની ચામડીનો
મરેલો દિવસ
આમ જ કહે છે
    વૃદ્ધ રામદહિન :
    આમ જ કહે છે
એની ઘરવાળી :
જ્યારથી
    ચાલ્યો ગયો છે
    એમનો લાડલો.

સૂર્ય ભડકે બળે છે □ ઇઅન કેમ્પબેલ □ હસમુખ દવે
(અંગ્રેજી)

આકાશમાં સૂર્ય ભડકે બળે છે
વાદળની સેરો ધીરે ધીરે ઘસડાતી જાય છે
બગીચામાં સ્વપ્નાળુ માખીઓ
વૃક્ષોની વચ્ચે ફૂલોમાં ગણગણે છે
અને આકાશમાં સૂર્ય ભડકે બળે છે

હવે સૂર્ય પશ્ચિમમાં છે
નાનાં બાળકો આરામ લેવા આડાં પડે છે
અને બગીચામાં યુગલો
હાથ પકડે છે અને અંધારાની રાહ જુએ છે
અને સૂર્ય પશ્ચિમમાં છે

હવે સૂર્ય નીચે ડૂબી રહ્યો છે
રમતાં બાળકો જાણે છે કે હવે જવાનો સમય થયો છે
ઉપર ઊંચે એક ટપકું દેખાય છે
એક નાની કળી ખીલે છે અને પછી નજીક ઢળી પડે છે
અને સૂર્ય નીચે ડૂબી રહ્યો છે.

હવે સૂર્ય પૃથ્વી પર આવ્યો છે
મૃત્યુના અઢળક વાદળમાં લપેટાઈને
મૃત્યુ આવે છે આંખને આંધળી કરી મૂકતા
નરકની ગરમીના ઝબકારમાં, અને પાછળ છોડી જાય છે રાખનો
એક ધબ્બો
જ્યારે સૂર્ય પૃથ્વી પર આવે છે.

હવે સૂર્ય અદૃશ્ય થઇ ગયો છે
બધે જ અંધકાર, આક્રોશ, વેદના ને ભય છે
માણસોના ગૂંચવાયેલા દૃષ્ટિહીન ભંગાર
ફાંફાં મારતા ઘૂંટણિયે ઘસડાય છે અને વેદનાથી રડે છે
અને સૂર્ય અદૃશ્ય થઇ ગયો છે.

## પરિપ્રશ્ન ☐ રાજેન્દ્ર શુક્લ

કીડી સમી ક્ષણોની આ આવજાવ શું છે ?
મારું સ્વરૂપ શું છે, મારો સ્વભાવ શું છે ?

ઋતુઓના રંગ શું છે, ફૂલોની ગંધ શું છે ?
લગની, લગાવ, લહરો – આ હાવભાવ શું છે ?

લયને ખબર નથી કૈં, આકાર પણ અવાચક,
શું છે રમત પવનની, ડાળીનો દાવ શું છે ?

પર્વતને ઊંચકું પણ પાંપણ ન ઊંચકાતી,
આ ઘેન જેવું શું છે, આ કારી ઘાવ શું છે ?

પાણીની વચ્ચે પ્રજળે, કજળે કળીકળીમાં,
એનો ઇલાજ શું છે, આનો બચાવ શું છે ?

ચિંતા નથી કશી પણ નમણા નજૂમી, કહી દે,
હમણાં હથેળી માંહે આ ધૂપછાંવ શું છે ?
ફંગોળી જોઉં શબ્દો ને મૌન ને ફગાવું –
નીરખી શકું જો શું છે હોવું, અભાવ શું છે ?

હર શ્વાસ જ્યાં જઈને ઉચ્છ્વાસને મળે છે,
સ્થળ જેવુંયે નથી તો ઝળહળ પડાવ શું છે ?

## ☐ રાવજી પટેલ

આપણને જોઈ
પેલા બગીચામાં લીલોતરી સળવળે.
આપણને જોઈ
પેલાં પતંગિયાં હજીય તે ઊડયા કરે !
આપણને જોઈ
પેલી ડાળીઓ ટહેરી લે છે ફૂલ-મોડ.
આપણને જોઈ
પેલા ઝૂમાં આણી સારસની એક જોડ !
આપણને જોઈ
પેલાં છોકરાંઓ વર-વહુ બન્યા કરે.
આપણને જોઈ
પેલાં ઘરડાંને ચપોચપ દાંત ફૂટે !

## અરજ □ પૂજાલાલ

તને મુજ નિમંત્રણો પ્રણયપૂર્ણ છે નિત્યનાં;
રહ્યો છું પ્રભુ! વાટ જોઈ તુજ હું ઘણાં વર્ષથી,
સમુત્સુક સદા રહે હૃદય: માંડ આદિત્યનાં
પ્રભાત પગલાં, વધાવી લઉં હું લળી હર્ષથી:
સુમંડિત કરંત આંગણ મહોત્સવી મંગલે
પ્રવેશ પ્રિય! પ્રાર્થના મનુજ-મંદિરે, સ્નેહનું
સુખાસન સુહાવ; આંખ ઊભરાઈ જાતા જળે;
પખાળું પદ, અર્પું અર્ધ્ય મુજ આત્મ સર્વસ્વનું.
ન હોય મુજ ભાગ્ય આવું યદિ, તોય વંદિ તને
કરું અરજ, 'હે પરાવર પ્રભુ! સ્વયં તું ભલે
પરિશ્રમ ન લે; પરંતુ તવ દિવ્ય કો દૂતને
અહીં સદ્ય મોકલી, મિલન-મુક્તિદાયી પેલે,
મને અમૃત ધામમાં તવ વિલંબ કીધા વના
સમીપ લઈ લે, ટળે સકળ કાળની વેદના.'

## આ વરસાદમાં □ રાજેન્દ્ર શર્મા □ ધનવિદ્યા મહેતા

તડકો બહુ દિવસોથી નીકળ્યો નથી
આ દિવસોમાં
ઘરમાંથી નીકળતાં જ
એ કાળી છત્રી ઉઘાડવામાં આવતી
મારા માથા પર
એકધારો ટપકતો ડર
એકધારો ટપકે છે

એક દિવસ
મારા ઘરનું રેશન ખલાસ થઈ જશે
એક દિવસ
મારો ચંપલ તૂટી જશે કાદવમાં
મારી દીકરી
મને શોધવા ઘરમાંથી નીકળશે
એક બીજી ઉઘાડી કાળી છત્રી લઈને

એક દિવસ
વરસાદમાં

## અમરતલાલ □ ઉદયન ઠક્કર

અમરતલાલ બહુ ચીવટથી કવિતા લખતા
અને લખ્યા પછી નોટબુકમાં ઉતારી લેતા.

એમને ઘણી વાર એક ભયાનક સ્વપ્ન આવતું.
સ્વપ્ન પણ કેવું ?
તો કે પોતે જાણે મરકીના રોગમાં મરી ગયા.
ને પોતાની કવિતાઓ છપાઈ કે વંચાઈ નહીં.
અરે, કોઈને હાથ જ ન ચડી.

પણ અમરતલાલ તો ઘણું લાંબું જીવ્યા.
(મારા મિત્ર હતા.)
પોતાની જિંદગી દરમ્યાન તેમણે
પોતાના કાવ્યસંગ્રહને
જન્મતો, જુવાનજોધ થતો, પ્રૌઢ બનતો,
અને મરતો જોયો.

## તેજોમય અંધત્વ □ ગીતા પરીખ

અંતરમાં આનંદ જાગે અંતરમાં આનંદ,
ગુંજે આજે રોમરોમમાં નવું ગીત, નવ છંદ – જાગે૦

આજ વિલાઈ નેણ પરેથી જગની ઝાકઝમાળ,
દૂર થઈ પાંપણપડદેથી ઈંદ્રધનુની જાળ;
આંજે ના મુજ નૈણ સૂર્ય કે શશી, તારલાવૃંદ,
રંગલીલા નિરખું નવ તોયે જરી ન મુજને રંજ – જાગે૦

બિડાયેલાં નેણાંએ મેલ્યો તેજતિમિરનો ભેદ,
અજવાળે આનંદ ન માણ્યો, અંધારે નવ ખેદ;
મનમંદિર કેરા દીપકનું તેજ નહીં અવ મંદ,
ઝળહળ સઘળું થાય, અહો હું અંધારે નહિ અંધ ! – જાગે૦

☐ નરસિંહ મહેતા

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તત્ત્વમાં તેજ તું, શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે.

પવન તું, પાણી તું, ભૂમિ તું, ભૂધરા ! વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એ જ આશે.

વેદ તો એમ વદે, શ્રુતિ-સ્મૃતિ શાખ દે : કનકકુંડળ વિશે ભેદ ન્હોયે.
ઘાટ ઘડિયા પછી નામ-રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે.

ગ્રંથ ગરબડ કરી, વાત નવ કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મન-વચન-કર્મથી આપ માની લહે, સત્ય છે એ જ : મન એમ સૂઝે.

વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એ જ પાસે;
ભણે નરસૈંયો : એ મન તણી શોધના : પ્રીત કરું, પ્રેમથી પ્રગટ થાશે.

આંસુ ☐ ઇન્દુકુમાર ત્રિવેદી

પાનખરની રાતમાં
ઠંડી મહીં
સૂમસામ ઘરના ઓરડે
બેઠેલ બે જણ
(દંપતી આધેડ વયનાં)
તાપ તપતાં ક્યારનાં સગડી કને.
ઝાંખાં રમકડાં વીજ-દીવા તેજમાં નાનાં કબાટે કાચના ઝૂરે.
દૂરે
થીજી ગયા ડામર સમા અંધારમાંથી કોતરેલો પૂલ ઊંઘે.
માર્ગ પર
વર્ષો થકી વીંટળાઈને ઊભેલ
પેલાં આંબલી ને પીપળાંના પાન ખરતાં પાન....
સહસા
બાળ કો' રડતું, ઊઠયું જાગી
સૂના એ ઓરડામાં એકની એ આંખથી
આંસુ ખર્યું,
સગડી મહીંના શેષ એ અંગારને ઠારી રહ્યું.

## લગ્નનું ઘર ◻ સનાતન

કિશોરો વસ્ત્રોમાં નવીન બનીને છેલછબીલા
રમે પત્તાં ભેળાં સમવય થઈ મંડપ તળે;
શિશુ નાનાં ભોળાં અહીંતહીં દડે કંદુક સમાં
રજોટાઈ ધૂળે ધૂળ થકીય થાતા મલિન જે.

પણે બારીમાંથી નીરખી રહી છે વાગવધૂઓ;
ઘૂમંતા ટોળામાં શરમ થકી જેની નજર ના
થતી ઊંચે· તેવા તરુણવય વ્યાહેલ પતિઓ;
અગાશીના ખૂણે નવપરિણીતો બે મળી રહ્યાં.

બજે વાજાં, સાથે સૂરબસૂર શા બ્રાહ્મણતણા!
અને વચ્ચે વચ્ચે ઊઠતી બૂમ પાકગૃહ થકી,
જલે ચૉરી તેની ઊઠતી ધૂણી પૂરંત દૃગને,
મચે ચોપાસે શો કલબલ દધિગર્જન સમો.

પરંતુ કન્યાનું દિલ અહીંથી ક્યાંયે દૂરદૂરે
અજાણ્યા સાથીની મધુર સ્મૃતિમાં મત્ત ધબકે.

## મુસાફરો ◻ વિનોદ અધ્વર્યુ

અમે બધા તો
મુસાફરો કેવળ થર્ડ ક્લાસના!
ઠાંસી ભરેલા અમ આમવર્ગમાં
ધસી ઘૂસીને,
બે (એક વા!) પાય મૂકી મુસીબતે,
ફૂટપાયરી પરે,
રહ્યા મજા ભોગવી વાયુયાનની!

કો બારણાને, સળિયા ગ્રહી, કે
જાણ્યા-અજાણ્યા સહપાન્થ કેરાં
કોણી-ખભો-કૉલર કોટ-જે ચડયું
હાથે- ગ્રહીને
લટકી, ટકીને
મુસાફરી રોજ અમે કરી રહ્યા.
પસાર છો કૈં વનવૃક્ષ, ખેતરો,
રસ્તા, નદી, રોજ સવારસાંજે -
ના યાદ કૈં!
ધ્યાન અમારું તો બધું ઠર્યું છ
થાક્યા પ્રસ્વેદભીના
છૂટી જતા હાથ અને ઘડી ઘડી
સરી જતા પાય સમાલવામાં.

## ☐ રાજેન્દ્ર શાહ

હો સાંવર થોરી અઁખિયનમેં જોબનિયું ઝૂકે લાલ,
નાગર સાંવરિયો.
મોરી ભીંજે ચોરી ચુંદરિયાં તું ઐસો રંગ ન ડાલ,
નાગર સાંવરિયો.

તું નંદલાલરો છકેલ છોરો
મૈ હું આહીર બેટી રી;
ફૂલનહાર ગલેમેં, દૂજી
હાર રહેગી છેટી રી;
હો સાંવર લીની કેસર ઝારી, મૈને લીનો ગુલાલ;
નાગર સાંવરિયો.
હો સાંવર થોરી અઁખિયનમેં જોબનિયું ઝૂકે લાલ,
નાગર સાંવરિયો.

હો બાજે ઢોલક, ડફ, બાંસુરિયાં,
વસંતરો રત ગૌવ રી,
હો કોઈ કીસીકી સુન નહિ પાવૈ
અપની ધૂન મચાવૈ રી,
હો રંગરંગમેં હિલમિલ રુમઝુટ ખેલત ભયે નિહાલ,
નાગર સાંવરિયો.
હો સાંવર થોરી અઁખિયનમેં જોબનિયું ઝૂકે લાલ,
નાગર સાંવરિયો.

## ☐ ચિનુ મોદી

પથ્થરો પોલા નીકળશે શી ખબર ?
ને મિત્ર બહુ ભોળા નીકળશે શી ખબર ?
એમની આંખો ભીંજાઈ'તી ખરી
આંસુઓ કોરાં નીકળશે શી ખબર ?

## વિખૂટા મિત્રને ☐ રમણિક અરાલવાળા

સ્મરીસ્મરી અનેરી ઉચ્ચ ગત સખ્યગાથા હવે
નથી જ લવવું, નથી જ કવવું, ન વા નેત્રને
સહી સ્મરણખંડ લેશ કરવાંય ભીનાં, અને
ન વિસ્મરણનુંય તે સ્મરણ માત્ર ચાહું સખે!

અપાર અનુરાગના મધુર બાગમાં ઊઘડયાં
સુમિષ્ટ મુકુલો સમસ્ત જગમાં ઉછાળ્યાં, હવે
ચિતા ચિર વિરાગની અતલ આત્મએકાંતમાં
ભલે પ્રજળીને જતી કજળી છેક ધીરિધીરિ!

વિશાળ જગ છે, અસંખ્ય પથ છે, પ્રવાસીય તે
અનંત; પણ ના મને સુહૃદસ્નેહઝંખા; સખે!
તને જ તજતાં તજી સભર સખ્યસંવેદના.

ધરાતલ તણા બનેલ એય ધૂમકેતુ! તને
હવે શું અવરોધ, બોધ? અફ્સોસ! જા, હું હવે
કરીશ બમણે બળે ખતમ આપણી કૂચને.

## હાઈકુ ☐ સ્નેહરશ્મિ

કેડે દીકરો,
ભારો માથે, અમીની
ચોગમ ધારા

ફરતી પીંછી
અંધકારની: દીપ
નહીં રંગાય.

નવવધૂએ
દીપ હોલવ્યો: રાત
રૂપની વેલ.

રાજારાણીની
છબી ઓથે ગરોળી
કરે શિકાર.

## એક વિનંતી □ દયારામ

મારે અંતસમય અલબેલા ! મુજને મૂકશો મા !
મારા મદનમોહનજી ! છેલા ! અવસર ચૂકશો મા ! મારે.
હરિ ! હું જેવોતેવો તમારો ! મુજને મૂકશો મા !
શ્રીગુરુસોંપ્યો સંબંધ વિચારો, અવસર ચૂકશો મા ! મારે.
મારા દોષકોષ સંભારી મુજને મૂકશો મા !
શરણાગતવત્સલ ગિરિધારી ! અવસર ચૂકશો મા ! મારે.
હરિ ! મારે ધર્મ નથી કોઈ સાધન, મુજને મૂકશો મા !
નથી સત્સંગ, સ્મરણ, આરાધન, અવસર ચૂકશો મા ! મારે.
શ્રીપતિ ! સર્વાત્મા ! સર્વોત્તમ ! મુજને મૂકશો મા !
મારા પ્રાણજીવન ! પુરુષોત્તમ ! અવસર ચૂકશો મા ! મારે.
સમર્થ કરુણાસિંધુ શ્રીજી ! દયાને મૂકશો મા !
મારે ઓથ નથી કોઈ બીજી ! અવસર ચૂકશો મા ! મારે.

## મેઘની ધારા □ કૃષ્ણલાલ શ્રીધરાણી

કૂદી આભથી ઊંડા 'આવી નાચે મેઘની ધારા
ડાળેડાળ ડોલે !
ડાળેડાળ ડોલે ! નાચે પાંદડાં મંજરી !
મોરલા ગાતા મેઘમલ્હારા !...કૂદી ૦

નાચે દળ ફૂલડાં કેરાં !
નાચે નવ શ્વેત પારેવાં !
માળામાં જોડલાં હૂંફે સૂતાં ભેળાં !
ઘરોઘર નેવલાં રુએ : નદીએ નાળે
ઘોડલા દોડે પૂર બહારા.....કૂદી ૦

કોટિ કોટિ ભાવના નાચે ઉરસાગરે નવ કવિના !
હજારો ગીતડાં ગાજે મેઘના તાલે ભીનાં ભીનાં !
અરે જો મેઘલો જાણે !
કવિનું સુખ પિછાણે !
અરે તો વરસ્યો એથી વરસે ઝાઝું મનડું માને !
દિગન્તે ચમકે સાળુ-કોર નિશાની
ઉર કવિને કાવ્યતારા !... કૂદી ૦

## ઓઝલમાં નાખ મા □ ઇન્દુલાલ ગાંધી

પ્રભુજીને પડદામાં રાખ મા
 પૂજારી, તારા -
 આતમને ઓઝલમાં નાખ મા.

વાયુ વીંઝાશે ને દીવડો હોલાશે એની,
 ભીતિ વંટોળિયાની ભાખ મા,
આડે ઊભો તારો દેહ અડીખમ
 બાપુ, ભળી જાશે ખાખમાં.
 પૂજારી તારા -
 આતમને ઓઝલમાં નાખ મા.

ઊડીઊડીને આવ્યાં પંખી હેમાળેથી
 થાક ભરેલો એની પાંખમાં;
સાત સમુંદરને પાર કર્યા એનું
 નથી રે ગુમાન એની આંખમાં
 પૂજારી તારા -
 આતમને ઓઝલમાં નાખ મા.

આંખનાં રતન તારાં છોને હોલાય
 છોને હીરા લૂંટાય તારા લાખના;
હયાનો હીરો તારો નહિ રે લૂંટાય કો'થી
 ખોટા હીરાને ખેંચી રાખ મા
 પૂજારી તારા -
 આતમને ઓઝલમાં નાખ મા.

## આ યુવાની □ જયંતીલાલ દવે

આ યુવાની, આ ખુમારી, આ નજાકત, આ નજર!
કેટલાં દિલ હચમચાવી નાખશે કોને ખબર!!
કિન્તુ માસૂમ ફૂલ જેવા રૂપને ક્યાં ખ્યાલ છે?
જિંદગી બરબાદ કરશે કાં ભ્રમર, કાં પાનખર!!!

## અર્થ મળે છે ☐ પન્ના નાયક

સાંજનો સમય : દરિયાકાંઠો : પાંખ પસારીને ઊડતાં દેવદૂત જેવાં
પંખીઓ
પાંખની ઉપર પ્રસરેલું આકાશ અને આંખની નીચે દરિયાનો રંગ
આ દૃશ્યને જોઈજોઈને એક ક્ષણ હું પંખી થઈ જાઉં છું
ખભાને વળગેલા મારા હાથ પાંખ તો નથી થઈ ગયા ને ?
જોઉં છું મને ક્યાંય ચાંચ તો નથી ફૂટી ને ?
થાય છે કે હું મારા ઈંડામાંથી બહાર આવું છું
અને ઊડું છું આકાશમાં મારા કોઈ પંખી સાથે.
સાથેરહીને ઊડવાનો આનંદ ઉઘાડી આપે છે એક નવું આકાશ.

હું સાંજે પાછી વળું છું ત્યારે મારા વૃક્ષમાં આકાશ લઈને આવું છું.
પણ આકાશમાં જાઉં છું ત્યારે આકાશને વૃક્ષ કરી દઉં છું.
કેટલાંય સ્વપ્નોનાં સોનેરી તણખલાં લઈને મેં એક માળો રચ્યો છે
આકાશ અને વૃક્ષની વચ્ચે જે અવકાશ છે એ જ મારો માળો.
સાંજને સમયે પોતાની પાંખ પર ચંચલ આકાશને લઈને ઊડતાં
પંખીઓને જોઈ
મારા અસ્તિત્વને એક અર્થ મળે છે અને એ થઈ જાય છે સ્વયં પક્ષીતીર્થ.

☐ જશવંતી દવે

(સંસ્કૃત)

જોતાં રવિ કમળ, પોયણી ચંદ્ર જોતાં
આકાશમાં ઘનઘટા વળી જોઈ મોર
ધારન્ત એવી બહુધા ન વિકાસલક્ષ્મી
જેવી મુખો હકીમનાં, ધની રોગી થાતાં.

મુક્તિ □ કેદારનાથ સિંહ □ ધનવિદ્યા મહેતા

(હિંદી)

મુક્તિનો કોઈ રસ્તો ન મળ્યો ત્યારે
હું લખવા બેસી ગયો છું

હું લખવા ઇચ્છું છું 'ઝાડ'
એ જાણવા છતાં કે લખવું એટલે ઝાડ થઈ જવું
હું લખવા ઇચ્છું છું 'પાણી

'માણસ' 'માણસ' હું લખવા ઇચ્છું છું
એક બાળકનો હાથ
એક સ્ત્રીનો ચહેરો

હું પૂરેપૂરી તાકાતથી
શબ્દોને ફેંકવા ઇચ્છું છું માણસની તરફ
એ જાણવા છતાં કે માણસનું કાંઈ નહીં થાય
હું ભરી સડક પર સાંભળવા ઇચ્છું છું એ ધડાકો
જે શબ્દ અને માણસની અથડામણથી પેદા થાય છે

એ જાણવા છતાંયે કે લખવાથી કાંઈ નહીં થાય
હું લખવા ઇચ્છું છું.

ઉતાવળ □ ઇ. પ્ર. કપુરાકર

આ સ્ટેશને પોલીસ પંચક્યાસ
નિશ્ચેષ્ટ સૂતા શબનો,
નિહાળતાં રૂંવે રૂંવે કંપ....
પરંતુ જંપ
અહીં ન દીસે પળનોય કોઈને !
શી પૂરવેગે ઘુમરાઈ રે'તી
આ માનવી જીવનની ઉતાવળ
જિજીવિષાની !
તહીં તો નિશાન

એ દેહની ઓળખ કાજ ન્યાળવા
છેડો ધીમે ચાદરનો ખસેડતાં....
એ આકૃતિ....
કાગળ કોટના.... ને
બાંધેલ કાંડે ઘડિયાળ....
રે આઠને પચ્ચીસ !
ટ્રેન વેળ....
વાગી રહે વ્હીસલ....
ને ઉતાવળે
ઑફિસને મારગ હું....

## ચશ્માં પહેરતાં ☐ યશવંત ત્રિવેદી

વચ્ચેનાં વરસોમાં એવું થતું હતું કે ચશ્માંના ગ્લાસ જ દેખાતા હતા ને
પાછળનું જગત નહોતું દેખાતું.
હવેનાં ટીખળી વરસો ગ્લાસ કાઢી લે છે પછી દેખાય છે ફક્ત ફ્રેઈમ !

નાનપણમાં મલોખાનાં ચશ્માં પહેરતાં ત્યારે ગમ્મત થતી
કે ચશ્માં હતાં પણ નંબર નો'તા !

અમારા શિક્ષક એમનાં ચશ્માં બતાવીને કહેતા :
આ ડાબો ગ્લાસ તે દુ:ખ અને જમણો તે સુખ.
સુખદુ:ખનું સરળ કોષ્ટક ભણાવીને એ ગુજરી ગયા પછી મને વિચાર
ફૂટેલો
કે એમની બન્ને આંખોમાં
અમે ફાળો કરીને જમણા ગ્લાસ જડાવી દીધા હોત તો !
પણ એથીય વધુ ગમ્મત તો ત્યારે જામી જ્યારે મને ખબર પડી કે
ઑપ્ટિકલ કંપનીએ સાહેબની બન્ને આંખોમાં
ભૂલથી ડાબા ગ્લાસ જ બેસાડી દીધા હતા
ને જમણા ગ્લાસનો તો માત્ર એમને ભ્રમ જ હતો !
વળી ત્રીજી ગમ્મત મારી દાદીમાનાં ચશ્માંની થઈ.
એ પહેરું ત્યારે ધુમ્મસ જ દેખાય.
એ મને હસીને કહેતી : મોટી ઉંમરે જ બધું ચોખ્ખું દેખાય.

પછી મોટી ઉંમરે કવિ થઈને શબ્દોનાં ચશ્માં પહેરવા માંડયો છું.
પણ ત્યારથી દરેક શબ્દનો એક જ અર્થ વાંચી શકું છું : પીડા.
મને એમ કે હજી ધીરે ધીરે હું વસ્તુઓને પૂરેપૂરી જોઈ શકીશ
પણ કાં તો સમય થયો નથી અથવા તો કાચી ઉંમરે વહી ગયો છે !

જોકે સમયને અને કાચને અવિનાભાવ સંબંધ છે.
કાલે આણેલાં ચશ્માંથી આજે મને જોઉં છું
તો હવે મને જ ઓળખી શકતો નથી.
– વળી મારાં ચશ્માંના નંબર બદલાયા લાગે છે !

શ્વેતા માટે એક કવિતા □ રાજેન્દ્ર શર્મા □ ધનવિદ્યા મહેતા

(હિંદી)

પોતાની આસપાસની બધી જ ચીજવસ્તુઓ સાથે
તારે વાત કરવી છે
તું ઇચ્છે છે ને શ્વેતા
કે તેઓ તારી સાથે વાત કરે
બોલે હસે થોડું
રમે તારી સાથે

હજી તો તું ખૂબ ખૂબ નાની છે શ્વેતા
અને જાણતી નથી
કે આપણી દુનિયામાં
ઘણી બધી ચીજવસ્તુઓ હંમેશાં ચૂપ રહે છે
ઘણી બધી ચીજવસ્તુઓ પોતાના કોઈ પણ ઉપયોગ અંગે
ફરિયાદ નથી કરતી
ઘણી બધી ચીજવસ્તુઓને ખબર જ નથી હોતી
કે એમની સાથે શું થઈ રહ્યું છે
તું પોતાનો
એમનામાં સમાવેશ નહીં કરી લેતી શ્વેતા
તારી પાસે ભલે ગમે તેટલું નાનું
પણ પોતાનું એક શરીર છે
સાચેસાચા હાથ, પગ,
મોઢું, નાક, કાન અને આંખવાળું
એક સંપૂર્ણ અને માનવીય શરીર

□ વસિષ્ઠ □ જશવંતી દવે

(સંસ્કૃત)

વિષ વિષયવૈષમ્ય
વિષ તો ના ખરે વિષ;
વિષયો હણતા જન્મો
એક દેહ હરે વિષ.

□ રમેશ ગુપ્તા

મારા ભોળા દિલનો હાય રે શિકાર કરીને
ચાલ્યાં ગયાં આંખોથી આંખો ચાર કરીને-બીમાર કરીને

મેં વિનવ્યું વારંવાર કે દિલ સાફ કરી દો, કંઈ ભૂલ હો મારી તો એને માફ કરી દો
ના-ના કહી નો-હા કહી મુખ મૌન ધરીને, ચાલ્યાં ગયાં આંખોથી આંખો....

એક બોલ પર એના મેં મારી જિન્દગી વારી, એ બે-કદરને ક્યાંથી કદર હોય અમારી ?
આ જોઈને ને રોઈને દિલ મારું કહે છે, શું પામ્યું કહો જિન્દગીભર આહ ભરીને ?
ચાલ્યાં ગયાં આંખોથી આંખો ચાર કરીને - બીમાર કરીને

છોને થઈ તકરાર, હજુ પ્યાર બાકી છે, બન્ને દિલોમાં પ્રેમનો ઝંકાર બાકી છે
સંસારના વ્હેવારનો વેપાર બાકી છે, બન્ને દિલોના મળવા હજુ તાર બાકી છે
અભિમાનમાં ફુલઈ ગયાં જોયું ના ફરીને
ચાલ્યાં ગયાં આંખોથી આંખો ચાર કરીને- બીમાર કરીને મારા ભોળા....

ગઝલ□ નયન દેસાઈ

સાદ પાડી કોઈને એકાંતના તળિયે અમે
લ્યો, હવે આવી ઊભા આંખોના ઝળઝળિયે અમે

દૂરથી બોલાવતું આકાશ પણ ના સાંભળે
કેટલાં વરસો પછી આ ગામના ફળિયે અમે

જો સ્મરો તો કોઈ ઘટના, ને અડો તો એક ભીનાશ
ઝિલમિલાતા હોઈએ, આંસુની આંગળિયે અમે

એક પારેવાનું બારીમાં રૂપાંતર થઈ ગયું
સાંજ-પડછાયા-પ્રતીક્ષા સૌમાં તરફડિયે અમે

કૈંક પગલાં રાહ જોતા'તાં અમારી તટ ઉપર
એકઠા કરતા રહ્યા પરપોટા મધદરિયે અમે

## □ સાસરિયું અને મૈયરિયું

(લોકગીત)

મારી સાસુના ઘરમાં ગધેડાં,
    મારી સાસુના ઘરમાં ગધેડાં.
    મંય* છાશના રેલા જાય રે, સાસુડી કેમ સાંભરે ?
મારી સાસુએ માથાં ચોળિયાં,
    મારી સાસુએ માથાં ચોળિયાં.
    મંય વીંછી મેલ્યા ચાર રે, સાસુડી કેમ સાંભરે ?
મારી માડીના ઘરમાં ભેંસો,
    મારી માડીના ઘરમાં ભેંસો.
    દૂધના રેલા જાય રે, માડુલી મને સાંભરે !
મારી માડીએ માથાં ચોળિયાં,
    મારી માડીએ માથાં ચોળિયાં.
    મંય દૂધના રેલા જાય રે, માડુલી મને સાંભરે !
મારી માડીએ માથાં ગૂંથિયાં,
    મારી માડીએ માથાં ગૂંથિયાં.
મંય કેવડા મેલ્યા ચાર રે, માડુલી મને સાંભરે!

---

* મહીં, અંદર.

□ હીરા પાઠક

વિશીર્ણ હૈયે, વિકલાંગ વેશે,
વણખૂટ વેળા, વિજનાન્ધકારે,
નોંધારચોધાર રુવે, સકંપ-
અરુંપરું એકલ એ વિલોકે;
ઝંખેઝૂરે; જીવત ?
'ના' જીવ ટાળે.
આ—લોકથી ત્યાં પરલોકતીરે,
રહી રહી હે પ્રિય !
    સાદ કરે પુકારે !

## પ્રયોગશાળામાં કામ કરતાં…□ ઈવા ગેયસ્ટોન □ ઉત્પલ ભાયાણી (અંગ્રેજી)

પ્રયોગશાળામાં કામ કરતાં
બીજું કંઈ નહિ તો તમે ચોક્કસ છો.
મને મારું સફેદ આવરણવાળું વંધ્યત્વ ગમે છે
હું ભયને એડ્રેનલિન❁ની પરિભાષામાં ગણું છું
સસલાના મત્ત ફાંનો મને કેફ ચડ્યો છે
આંતરડાના રેષાઓને હું સમારું છું, અરેય,
શરમાળ મુલાકાતીની જેમ બારી પર ટકોરા મારતા
સૂર્યાસ્તને અલબત્ત હું સાંભળી શકું છું
હું ઘરે જઈશ, ઈંડાં ફીણીશ અને વાંચીશ.
પરંતુ ઈથરના યથાર્થની બરણીઓમાં ઝબોળેલા
મારા રબ્બરના હાથ હવે નશાના ગર્ભની જેમ
નામની માગણી કરે છે
કોશોના સમૂહ પુષ્કળ છે
અલબત્ત હું અચાનક ઊંચે જોઈને
શિશુ સહજ હસી શકું છું
એ દરમિયાન હું આ છિદ્રાળુ માખણને
પથ્થર સામે જોખું છું
મારા સફેદ આવરણવાળા વંધ્યત્વ જેમ.

---

❁ (મૂત્રપિંડ પાસેની ગ્રંથિઓમાંથી નીકળતો એવો રસ કે જેનાથી રક્તવાહિનીઓ સખ્ત બની જાય છે અને ચામડી સફેદ થાય છે)

## નવ ને અવ□ હરિવલ્લભ ભાયાણી (સંસ્કૃત)

પ્રભાતે પરિરંભમાં નવ ન કહ્યારે સખી
ખડાં અપ વચ્ચે વનો, સરિત, પર્વતો, સાગરો.

## સંવાદ □ ચાર્લ્સ ટોમ્લીનસન □ ઉત્પલ ભાયાણી
(અંગ્રેજી)

છોકરી : એ એની ધરી પર ફરે છે
છોકરો : એમ કહેવું કે એ ગોળ છે એ તેના પેટાળમાં શું છે
એની ઉપેક્ષા કરી ગણાય કોષોનું પારદર્શક માળખું,
ઝબકારાનું નક્ષત્ર
છોકરી : એણે ક્ષિતિજ પ્રકટ કરી છે
છોકરો : થીજેલા મૂળ તત્ત્વ દ્વારા એ તેની આસપાસ ફરે છે
એનું વહન કરે છે, એને શુદ્ધ બનાવે છે : શુદ્ધ
સફેદીને છેદતી તાણેલી રેખા
છોકરી : એનામાં અંતર રહેલું છે
છોકરો : એ જે નજીક છે એને અંતર આપે છે એ બોલતી
રચનાનું નિશ્ચલ જીવનમાં રૂપાંતર કરે છે, પરસાળના
ખૂણાની જેમ, વિખુટા પાડે છે
છોકરી : એ તો દુનિયાનો નકશો છે.
છોકરો : ચળકાટોને જુદા પાડતી કાળી રૂપરેખા જે આમ તો
ઓગળી ગઈ હોત એક માત્ર જ્યોત
છોકરી : જો એણે પાત્રો જાળવી રાખ્યાં હોત તો–
છોકરો : તેઓ સૂક્ષ્મ લાગત એમની સ્પષ્ટ હિલચાલ નૃત્ય
કરતાં મોઝેક
બંને : એકરાગથી એમણે સ્પષ્ટીકરણ કર્યું હોત ફળના
અંતરનું, રત્નના હૃદયનું.

## સરવાળો □ ભાનુશંકર વ્યાસ

*ફૂલડાં*
*ચૂંટયાં કર્યાં છે*
*ગગનથી*
*આફતાબનાં;*

*પાન*
*ઉથલાવ્યા કર્યાં છે*
*ગહનની*
*કિતાબનાં !*

## જાણું છું ☐ વિપિન પરીખ

રવિવારનું છાપું હાથમાં આવે કે તરત પહેલાં જોઈ લઉં છું :
ધનુરાશિ માટે આવતું સપ્તાહ શું શું લાવે છે.
જાણું છું, થોડાંક વારોનાં, નામની આમતેમ ફેરબદલી હશે.
ગયા અઠવાડિયે ગુરુ તો આ અઠવાડિયે શુક્રવાર શુભ હશે.
"તા. ૧૯ મીએ અચાનક ધનલાભનો યોગ સારો છે."
છેલ્લાં ત્રણ વરસથી આ વાંચી વાંચીને જ લૉટરી લેતો આવ્યો છું.
આપેલી તારીખોમાંથી એકે ફળી નથી.
છતાં એકાદ chanceઆવી પણ જાય !
કહે છે : કોઈ મધુર સમાગમનો આ અઠવાડિયે યોગ છે.
હસવું આવે છે–
બે છોકરાંનો બાપ અને માથે ટાલ,
અને હવે આકર્ષણ-પરિચય !
તો પણ સારું લાગે છે.
થોડાંક સ્વપ્નો... જૂઠાં હોય તો પણ !!
લખે છે : "તમારા ઉપર ઘેરાયેલાં વાદળ વીખરતાં જશે.'
જાણું છુ :
અકાશમાં કોઈ પણ વાદળ હંમેશ માટે ક્યારેય ટકતું નથી.
છતાં જુઠ્ઠાં વાક્યોનો વરતારો પણ થોડોક આધાર તો આપે જ છે !
શનિવારની સાંજે અઠવાડિયાનું સરવૈયું કાઢતાં ક્રોધથી બોલી પડાય છે :
'સાલાઓ તદ્દન જુઠ્ઠા છે... એક શબ્દ પણ સાચો પડતો નથી !
છતાં
આવતા રવિવારે વહેલી સવારે મારી નજર સૌ પ્રથમ
આ જ પાના ઉપર બિલાડીની જેમ તૂટી પડશે–
એ પણ જાણું છું !

## નિશાની ☐ પ્રબોધ જોષી

મારા મુખે મલકાટ જે તે છે નિશાની દર્દની;
શોભા દુકાનોમાં વધે, જો હોય ધંધો ખોટમાં·

## ઇચ્છાકુંવરી □ સરૂપ ધ્રુવ

આલબેલ ! આલબેલ !
નવટાંક સુખડી ઘાલમેલ ઘાલમેલ !
ઘંટાકર્ણના છેદાયેલા કાન
અને અલ્લલટપ્પુ, ભીમ જેવા કૂતરાના મોંમાંથી
ટપકતા ગળપણ જેવું આ આપણું કંઇ -
કંઇ તે કંઇ ન્હે -
આપણું કહ્યું તોય શું
ને તાપણું કહ્યું તોય શું ?
છત્રી ઓઢ્યાથી કંઇ વરસાદ થંભી જવાનો છે ?
ને તોયે ઈધરઉધર ને અધ્ધરપધ્ધર ઇચ્છાઓનો
પરદેશી ટિકિટસંગ્રહ - તો કે અધધધ એકવીસ મણ.
હાથમાં દરિયાનો બરફગોળો
અને પગમાં સ્વિટ્ઝરલેન્ડના સ્કેટિંગશૂઝ !
ધન્ય છે મા ઇચ્છાકુંવરી, તમને !
મેં તો કયાંરનાય ચૂંદડીચોખા
ગાંઠે બાંધી રાખ્યાં છે.
મણિયારાની ઇકોતેર પેઢીને મૂલવી રાખી છે ને
ઘૂઘરિયું ઘડાવી રાખી છે.
છોડ નહિ, વાડ નહિ પણ ખેતરનાં ખેતર ખરીદીને
મેંદી સિંચી રાખી છે -
વ્હાણું વાતાંક્ને
ચપૂ ઊઠતાંક્ને
મેં તો કીડીને કણ ને હાથીને મણ નીરી રાખ્યાં છે.
પાંદડે પાણી પાઈને સૂકાં તોરણ લીલાં કરી રાખ્યાં છે.
જાણીજોઈને મેં તો અણજાણ્યા ને અણમાગ્યા
આકારો પર લગાડી દીધાં છે નામનાં લેબલ -
અને પછી એ પોર્ટ્રેઈટ ગૅલેરીને આપી દીધું છે
બાપદાદાનું નામ.
સામદામનું દંડકારણ્ય ભેદી નાખ્યું છે -
તેમ છતાંય જો હજીયે મારાથી
સાવ પોતાના જેવું ન થવાય તો પછી,
બોલો શ્રી ઇચ્છામાત કી જે !

□ સ્વપ્નસ્થ

ઝંખે છે ભોમ. પાણી પાણી ઓ, મેહુલા !
ઝંખે છે ભોમ પાણી પાણી
તુને શું આગ આ અજાણી ? ઓ, મેહુલા !
મેલાં આકાશ, જાણે મૃત્યુની ખીણ ખડી,
સૂરજની ચેહ ત્યાં ચેતાણી, ઓ, મેહુલા !
હજીયે ખડા ન ખેંચાણી ? ઓ, મેહુલા !
રૂંધ્યા છે વાયરા ને રૂંધી રતૂમડી
મેલી દિશાઉં ધૂંધવાણી... ઓ, મેહુલા !
તોયે ના આરજૂ કળાણી ? ઓ., મેહુલા!
ઉજ્જડ ટીંબાની વાડ ખાલી ભેંકાર પડી,
સીમે આ શોકસોડ તાણી - ઓ, મેહુલા !
તોયે ન પ્યાસ પરખાણી ? - ઓ, મેહુલા!
ભાંભરતાં ભેંસ ગાય, પંખી ગુપચૂપ જોય
ચાંચો ઉઘાડી... બિડાણી... ઓ, મેહુલા !
જાગી ન જિંદગીની વાણી ? - ઓ, મેહુલા!
મારી માનવની આંખ જોતી ક્ષિતિજે કરાળ
તારી ના એક રે એંધાણી ઓ, મેહુલા!
તારી કાં એક ના એંધાણી ? - ઓ, મેહુલા!

વ્યાસ □ જશવંતી દવે

*(સંસ્કૃત)*
અહીં મૃત્યુ, અહીં વ્યાધિ અહીં વિપદ્ અહીં જરા
હણતી ચાર અંગોથી લોકોને આ અનિત્યતા.

☐ કાફીલ આઝર

બાત નિકલેગી તો ફિર દૂર તલક જાયેગી
લોગ બેબજહાં ઉદાસીકા સબબ પૂછેંગે
યે ભી પૂછેંગે કે તુમ ઈતની પરેશાં ક્યું હો.
ઉંગલિયાં ઉઠેંગી સૂખે હુએ બાલોંકી તરફ
એક નજર દેખેંગે ગુજરે હુએ સાલોંકી તરફ
ચૂડિયોં પર ભી કઈ તન્ઝ કિયે જાયેંગે
કાંપતે હાથોં પે ભી ફિકરે કસે જાયેંગે
લોગ જાલીમ હૈ હર ઈક બાતકા તાના દેંગે
બાતોં બાતોં મેં મેરા જીકર ભી લે આયેંગે
ઉનકી બાતોંકા જરા સા ભી અસર મત લેના
વરના ચહેરે કે તાસુરસે સમજ જાયેંગે.
ચાહે કુછ ભી હો સવાલાત ના કરના ઉનસે
મેરે બારેમેં કોઈ બાત ના કરના ઉનસે,
બાત નિકલેગી તો ફિર દૂર તલક જાયેગી

લાલજી ☐ જગદીશ

આમ કાં પાછો પડે છે લાલજી ?
દાદરો કોનો ચડે છે લાલજી ?
ઊંચકે છે પગ અને મૂકે નહીં,
કયાંક પોતાને નડે છે લાલજી.
એકલા જીવી જવું ના આવડે,
તો તને શું આવડે છે લાલજી ?
ક્યાંય એને થીંગડું મળતું નથી,
ભરબજારે આથડે છે લાલજી.
કોઈ કયાં છે એને છાનો રાખવા !
એટલે તો કયાં રડે છે લાલજી ?

□ રાજેન્દ્ર કૃષ્ણ

તુમ ન જાને કિસ જહાં મેં ખો ગયે
હમ ભરી દુનિયા મેં તન્હા હો ગયે
તુમ ન જાને કિસ જહાં મેં ખો ગયે
મૌત ભી આતી નહીં, આસ ભી જાતી નહીં
દિલ કો યે ક્યા ગયા, કોઈ શૈ ભાતી નહીં
લૂંટ કર મેરા જ઼હાં, છુપ ગયે હો તુમ કહાં
તુમ કહાં, તુમ કહાં, તુમ કહાં....
તુમ ન જાને કિસ જહાં મેં ખો ગયે

એક જાં ઔર લાખ ગમ, ઘુટ કે રહ જાએ ન હમ
આઓ તુમકો દેખ લેં, ડૂબતી નજરોં સે હમ
લૂટ કર મેરા જહાં છુપ ગયે હો તુમ કહાં
તુમ કહાં, તુમ કહાં, તુમ કહાં...

તુમ ન જાને કિસ જહાં મેં ખો ગયે
હમ ભરી દુનિયા મેં તન્હા હો ગયે.

□ ફૈયાદ હશમી

તસવીર તેરી દિલ મેરા બહલા ન સકેગી
યે તેરી તરહ મુઝસે તો શરમા ન સકેગી.
મૈં બાત કરુંગા તો યે ખામોશ રહેગી
સીનેસે લગા લૂંગા તો યે કુછ ન કહેગી
આરામ વો ક્યા દેગી જો તડપા ન સકેગી
યે આંખે હૈ ઠહરી હુઈ ચંચલ વો નિગાહેં
યે હાથ હૈ સહમેં હુએ ઔર મસ્ત વો બાહેં
પરછાઈ તો ઈન્સાન કે કામ આ ન સકેગી
ઈન હોઠોં કો 'ફૈયાદ' મેં કુછ દે ન સકુંગા
ઈન જુલ્ફોંકો મૈં હાથમેં ભી લે ન સકુંગા
ઉલઝી હુઈ રાહોં કો યે સુલઝા ન સકેગી.

## શબનું ગીત □ માર્ગરેટ એટવુડ □ નીતા રામૈયા

બત્તી બુઝાવેલ વહાણની જેમ, એક દાણચોરની જેમ
હું તમારી રાત્રિમાં પ્રવેશું છું

આ ફાનસ, મારી આંખ
અને મારું હૃદય બુઝાઈ ગયાં છે

તમને ન ખપતું
કશુંક હું તમારા માટે લાવું છું:

હું જેમાં સપડાયેલ છું
તે દેશના સમાચાર,

તમારા ભાવિના સમાચાર:
થોડી વારમાં જ જતો રહેશે તમારો અવાજ
(હું અવગણું છું તમારી ચામડી,
તમારાં ફેફસાં, તમારી લિસ્સીલસ ધારણાઓ

તો હવે ગીત લલકારો
તમને પસંદગી મળી છે તો
(મારું શરીર ઘણું ઝડપથી મારી
સામે થયું, તે કંઈ દુ:ખાન્તિકા નહોતી
(મારે થવું'તું
એક વૃક્ષ કે એક તારકવૃંદ

(થઈ ગયો શિયાળાનો કોટ બાળકોને
શેરીના નાકે જોયેલો લાગતો હતો તે
(હું બની જાઉં છું આ ભ્રમણા
પાસે રહ્યા છતાં દૂરના આભાસનો જાદૂ

(આ અંધ જાતિવાચક નામ, તમારા
સ્વપ્નની કિનારીએ ચૂંથાયેલો આ પાટો
નહીંતર મારી જેમ તમે પણ સરી જશો
તમે ક્યારેય નહીં કહેલા તે શબ્દોથી ભારેખમ

સંઘરેલા પ્રેમથી સૂજેલી
એક સ્મૃતિથી બીજી સ્મૃતિ સુધી

મારું બે સ્થળોમાં અસ્તિત્વ છે,
અહીં અને તમે જ્યાં છો ત્યાં.

મારા માટે પ્રાર્થના કરજો
હું જે છું તે માટે નહીં પણ હું છું તે માટે.

## કચક્કડાની ચૂડી રે □ વિનોદ જોશી

કચક્કડાની ચૂડી રે મારું કૂણુંમાખણ કાંડું,
સૈયર શું કરીએ ?
ફળિયે રોપ્યો લીંબુડીનો કાચો છોડ કાચો છોડ
કાચો રે પડછાયો એમાં
તકલાદી થડ ફરે,
ખડખડ કરતું પડે પાંદડું
ભણકારા અવતરે;
ખરબચડી કેડી પર પાની પરવાળાની માંડું
સૈયર શું કરીએ ?
આઘે મારગ ઠેબે આવ્યું રાતું ફૂલ રાતું ફૂલ
રાતું રે અજવાળું એમાં
લીલો સૂરજ તરે,
પડતર પાંપણના તોરણથી
ખરખર નીંદર ખરે;
સપનાનું સાંબેલું લઈને ઉજાગરાને ખાંડું
સૈયર શું કરીએ ?

## શબનું ગીત □ માર્ગરેટ એટવુડ □ નીતા રામૈયા

બત્તી બુઝાવેલ વહાણની જેમ, એક દાણચોરની જેમ
હું તમારી રાત્રિમાં પ્રવેશું છું

આ ફાનસ, મારી આંખ
અને મારું હૃદય બુઝાઈ ગયાં છે

તમને ન ખપતું
કશુંક હું તમારા માટે લાવું છું :

હું જેમાં સપડાયેલ છું
તે દેશના સમાચાર,

તમારા ભાવિના સમાચાર :
થોડી વારમાં જ જતો રહેશે તમારો અવાજ
(હું અવગણું છું તમારી ચામડી,
તમારાં ફેફસાં, તમારી લિસ્સીલસ ધારણાઓ

તો હવે ગીત લલકારો
તમને પસંદગી મળી છે તો
(મારું શરીર ઘણું ઝડપથી મારી
સામે થયું, તે કંઈ દુઃખાન્તિકા નહોતી
(મારે થવું'તું
એક વૃક્ષ કે એક તારકવૃંદ

(થઈ ગયો શિયાળાનો કોટ બાળકોને
શેરીના નાકે જોયેલો લાગતો હતો તે
(હું બની જાઉં છું આ ભ્રમણા
પાસે રહ્યા છતાં દૂરના આભાસનો જાદૂ

(આ અંધ જાતિવાચક નામ, તમારા
સ્વપ્નની કિનારીએ ગૂંથાયેલો આ પાટો
નહીંતર મારી જેમ તમે પણ સરી જશો
તમે ક્યારેય નહીં કહેલા તે શબ્દોથી ભારેખમ

## □ લોકગીત

બેન પાડોસણ પાતળી, કાંઈ દેવતા હોય તો આલ,
અપવાસ કરવો છે.
અધમણ કેરો ભાત રાંધ્યો, પચ્ચીસ સેરની દાળ,
અપવાસ કરવો છે.
બેઠીએ બેઠીએ રોટલા ટીપ્યા, ટીપ્યા ડાલાં ચાર,
અપવાસ કરવો છે.
નાહી ધોઈને જમવા બેઠી, ગોરસ કાઢયાં આઠ,
અપવાસ કરવો છે.
એટલું આરોગીને ઢોલિયે-પોઢયાં, આવ્યા ઘરનો નાથ,
અપવાસ કરવો છે.
હાંલ્લીમેંથી ભઈડકાં લેજો, ગોળીમાંથી છાશ,
અપવાસ કરવો છે.
થોડું ખાઈને તમે ધરાજો, માંહી છે મારો ભાગ,
અપવાસ કરવો છે.

## એમદાવાદ-૧૯૬૯ □ અબ્દુલકરીમ શેખ

(ગાંધી જન્મશતાબ્દી વર્ષ)

મને લાગે લંકા બળતું અમદાવાદ અહીં આ !
સુણું બારે દ્વારે તુરબત થકી શાપ ઊઠતો :
"ઊડી જા પારેવા-નગર અમદાવાદ – અહીંથી !
કરી તારું કાળું દફન કરી દે નામ ! ગીધડા !
નથી તું પારેવું, ખંરી પડ હવે ડાળ થકી કો' !
નથી સુક્કું પાને ખળ ખળ વહી જા ગટરમાં !
પડી કૂવે ડોઝું ગરક કરી દે છેક તળિયે !
મને તારી સ્હેજે નથી પડી ! નથી જન્મસ્થળ તું !"
ધરા ગર્ભે પેસી પણ છુપવશે કેમ સત તું ?
ધરાને માથે તું ક્યમ બની ગયું પાપ નકરું !
વંસાવ્યું, વાવ્યું, તે અહમદ હતો શાહ દિલનો,
હશે કહેતો : 'મારી કબર પણ રહે ક્યમ દીધી ?'
હિતેન્દ્રો, મોરારો ! નગર ફરતો કોટ ન રહ્યો,
છતાં ખાદી ટાંકે હજી પણ તમે ગોદડી સીવો ?"

## નદીની છાતી પર...☐ યૉસેફ મેકવાન

અને નદીની છાતી પર સૂરજનો હાથ
અને એ હાથમાંથી ફૂટે નગર
અને એ નગરમાં ઊગે રેતીનું ઝાડ
અને એ રેતીના ઝાડમાં માછલીઓનો માળો
અને એ માછલીઓના માળામાં પરપોટાનાં ઈંડાં
અને એ પરપોટાનાં ઈંડા ફૂટે ફટાક્
અને એ...ય ફટાક્ સટાક્ કિનારા ચાલે બેય...
અને એ કિનારાના પગની પાની પલળે
અને એ પાનીમાંથી પવન ઝરે
અને એ પવનની લબાક્ લબાક્ લબકારા લેતી જીભ
અને એ લબકારની જીભથી પાણી છોલાય કુણાં કુણાં
અને એ કુણાં કુણાં પાણી પર નજર તરે
અને એ નજર તરે તરે ને હોડી થઈ જાય...
અને એ હોડી જાય... સૂનકાર ચિરાય...
અને ત્યાં અંધકાર ઊઘડે ઊઘડે ને બિડાય...
અને એ સમય પીગળતો... ગળતો... ળતો જાય

અને એમ નદીની છાતી પર એક નદી ઊગતી જાય...

## ☐ શોભિત દેસાઈ

સ્વપ્નની ધરતીને ખેડી હોય છે
યાદની ભીની પછેડી હોય છે

શૂન્યતાની વાત નીકળે ને પછી
આપણી લાચાર મેડી હોય છે

કોઈ દિશાસૂઝ વગર તીરો છૂટે
બસ, મુસીબત આમ તેડી હોય છે

શબ્દની ગાડીમાં સાવ જ મન વગર
મારી ઇચ્છાને ઢસેડી હોય છે

□ હર્ષદ ચંદારાણા

ઝાંખોપાંખો સાંજતણો અજવાસ ને આઘે કોઈ બોલાવે
આંખો ખોડી ઊભું સૂકું ઘાસ કે આઘે કોઈ બોલાવે

પથ્થર પર આ ઝરણું લપસી જાય ને આઘે કોઈ બોલાવે
ફીણફીણમાં સૂરજ જો વીખરાય કે આઘે કોઈ બોલાવે

થરથર કંપે આતુર નમતી ડાળ ને આઘે કોઈ બોલાવે
મલયપવનની હૈયે લાગે ઝાળ કે આઘે કોઈ બોલાવે

ફાળ ભરંતી ટેકરીઓની હાર ને આઘે કોઈ બોલાવે
ટોચટોચની વચ્ચે ખુલ્લાં દ્વાર કે આઘે કોઈ બોલાવે

અધીર મારા પ્હેલાં દોડયો જાય ને આઘે કોઈ બોલાવે
લંબાતો પડછાયો પ્હોંચે ક્યાંય કે આઘે કોઈ બોલાવે

નભ સાથે જીવ થાતો લાલમલાલ ને આઘે કોઈ બોલાવે
દરવાજાને હડસેલીને ચાલ કે આઘે કોઈ બોલાવે

રખડુ □ એન્થની પિસિઓન □ ઉત્પલ ભાયાણી
(અંગ્રેજી)

પદાર્થ વિજ્ઞાની
વત્તે ઓછે અંશે
સુખી છે. એને કોઈ ઘર નથી

એની બધી નિસરણીઓ
સીધેસીધી નીચે ઊતરી જાય છે
અને જેનું નામ નથી એના પર હક જમાવે છે.

□ રવીન્દ્રનાથ ટાગોર

આજિ વસંત જાગ્રત દ્વારે,
તવ અવગુંઠિત કુંઠિત જીવને
કોરો ના વિડંબિત તારે.
આજિ ખુલિયો હૃદયદલ ખુલિયો,
આજિ ભુલિયો આપન પર ભુલિયો,
એઈ સંગીતમુખરિત ગગને
તવ ગંધ તરંગિયા તુલિયો.
એઈ બાહિર-ભુવને દિશા હારાયે
દિયો છડાયે માધુરી ભારે ભારે.
એકિ નિબિડ વેદના વન-માઝે-
આજિ પલ્લવે પલ્લવે બાજે-
દૂરે ગગને કાહાર પથ ચાહિયા
આજિ વ્યાકુલ વસુંધરા સાજે,
મોર પરાને દખિનવાયુ લાગિછે,
કારે દ્વારે દ્વારે કર હાનિ માગિછે-
એઈ સૌરભવિહ્વલ રજની
કાર ચરણે ધરણીતલે જાગિછે.
ઓહે સુંદર, વલ્લભ, કાંત,
તવ ગંભીર આહ્વાન કારે.

□ રવીન્દ્રનાથ ટાગોર

અંતર મમ વિકશિત કરો, અંતરતર હે-
નિર્મલ કરો, ઉજ્જ્વલ કરો, સુંદર કરો હે.
જાગ્રત કરો, ઉદ્યત કરો, નિર્ભય કરો હે,
મંગલ કરો, નિરલસ નિ:સંશય કરો હે.
યુક્ત કરો હે સબાર સંગે, મુક્ત કરો હે બંધ,
સંચાર કરો સકલ કર્મે શાંત તોમાર છંદ,
ચરણપદ્મે મમ ચિત નિસ્પંદિત કરો હે,
નંદિત કરો, નંદિત કરો, નંદિત કરો હે.

ભણકારા □ બ. ક. ઠાકોર

મંદાક્રાંતા] [સૉનેટ

આઘે ઊભાં તટધુમસ જેમાં દ્રુમો નીંદ સેવે,
વચ્ચે સ્વપ્ને મૃદુ મલકતાં શાંત રેવા સુહાવે;
ઊંચાંનીચાં સ્તનધડક શાં હાલતાં સુભ્ર વારિ,
તેમાં મેળે તલ સમ પડે ઊપડે નાવ મ્હારી.
માથે જાણે નિજ નરિ જુવે કાંતિ તો સૃષ્ટિ સૂતી.
ચોકી જાગે, કુસુમવસને તેથિ જ્યોત્સ્ના લપાતી;
ને બીડિલાં કમલમહિં બંધાઈ સૌંદર્યઘેલો
ડોલે લેટે અલિ મૃદુ પદે, વાય આ વાયુ તેવો.

ત્યાં સૂતેલો લવું નવલ અર્ધા અનાયાસ છંદ,
કે આંદોલૂં જરિ લય નવે બીનના તાર મંદ,
તેમાં આ શી-રજનિ ઉરથી, નર્મદા વ્હૅનમાંથી,
સ્વર્ગંગાની રજત રજ, કે વાદળી ફેનમાંથી,
–પુષ્પે પાને વિમલ હિમમોતી સરે, તેમ છાની
બાની ભીની નિતરિ નિગળે અંતરે શીય, સેહ્‌ની!

મારું હૃદય □ દિનેશ કોઠારી

મારું હૃદય તે નીડ ના કે આજ ત્યાં ગુંજન કરો
ને કાલ પલટાતાં જરી મોસમ, તમે અળગાં સરો!

## હે ફાલ્ગુની ☐ મનોહર ત્રિવેદી

પુષ્પો ઝરે ડાળખી....
પંખીના લયમાં સવાર તરતી એવી તરે ડાળખી....

કણ્ઠે લૈ ટહુકો : ઉઘાડ નભનો ઊડે લઈ પાંખથી
પર્ણોમાં ઊતરી રતાશ કુમળી એ સૂર્યની આંખથી
રંગોની સુરભીસમેત ક્ષણમાં આવી અહીં પાલખી....
પુષ્પો ઝરે ડાળખી....

ઉચ્ચારે જળમંત્ર મૃણ્મય તૃણો, શાખાવતી વલ્લરી
ધીમેથી બળતી (સરોવરતટે કો સદ્યસ્નાતા પરી).
છાયાઓ ઘરની દીવાલ હળવે હાથે રહી ઓળખી....
પુષ્પો ઝરે ડાળખી....

આ વાતાયનનુંય સ્વાગતસમી મુદ્રામહીં ખૂલવું
(તારાં કર્ણફૂલોનું મર્મરભર્યું લાગે મને ઝૂલવું)
એ રે આંગણમાં પ્રવેશ કર તું હે ફાલ્ગુની, હે સખિ....
પુષ્પો ઝરે ડાળખી....

## ઝાલાવાડી ધરતી ☐ પ્રજારામ રાવળ

આ ઝાલાવાડી ધરતી
આવળ, બાવળ, કેર, બોરડી, શુષ્ક, રુક્ષ, ચોફરતી.
અહીં ફૂલ કેવળ આવળનાં :
અહીં નીર અધિકાં મૃગજળનાં :
પુષ્પ, પત્ર, પાણી વિણ કાયા ઘોર ઉનાળે બળતી ! -આ૦

જોજનના જોજન લગ દેખો,
એક નહીં ડુંગરને પેખો :
વિરાટ જાણે ખુલ્લી હથેળી સમથલ, ક્ષિતિજે ઢળતી ! -આ૦

આ તે કોઈ જનમવેરાગણ ?
કે કો ઉગ્ર તપંતી જોગણ ?
સંન્યાસિનીતણા નિર્મળ શુભ વેષે ઉર મુજ ભરતી ! -આ૦

## આધુનિક અરણ્ય □ નિરંજન ભગત

અરણ્ય, જન જ્યાં અગણ્ય પશુ હિંસ્ર શાં ઘૂમતાં;
શિલા શત,-સિમેન્ટ, કાચ વળી કાંકરેટે રચ્યું;
(અને નભ થકી ય ઇન્દ્રધનું લોહનું હ્યાં લચ્યું!)
વનસ્પતિ નહીં, ન વેલ, નહીં વૃક્ષ જ્યાં ઝૂમતાં;
વિહંગ નહીં, રેડિયો ટહુકતો પૂરે વૉલ્યુમે;
નહીં ઝરણ, શી સરે સડક સ્નિગ્ધ આસ્ફાલ્ટની;
ન પ્રેત, પણ આ ઇમારત વિચિત્ર કૈં ઘાટની;
પરીગણ ન, ટ્રામ કાર દિનરાત અહીં તહીં ઘૂમે;
સર્યા અતલથી નર્યા સજડ આમ થીજ્યા ઠર્યા
અહીં નરક નીકળ્યા મલિન ઉષ્ણ નિઃશ્વાસ? કે
કદીક નિજ સ્વપ્નબીજ અહીં વાવિયાં રાક્ષસે
વિશાલ પરિપક્વ આ સ્વરૂપમાં શું ફાલ્યાં ફળ્યાં?
અરણ્ય? છલ આ! રહસ્ય? ભ્રમણે અટૂલો ચડ્યો
પુરંદર સ્વયં અહીં નહીં શું હોય ભૂલો પડ્યો?

☐ શિવ પંડ્યા

ઘૂઘવતી રક્તનંદાનાં ઝરણાંને
મારા રોમેરોમથી નીકળતાં હું જોઉં છું,
ધીરે ધીરે હિમશૃંગોની જેમ
ઓગળી રહ્યો છું.
કાળક્રમે
મારા પગના પાયા ઉપર
અસ્થિનો પુલ બંધાયો છે,
પુલ પરના વીજળીના ગોળા જેવા
આંખના ડોળામાંથી
હજી વિસ્મયનો પ્રકાશ
ભરમધ્યાહ્નને પણ ઓગળ્યો નથી.
જ્યારે થાંભલે થાંભલે અફળાઈને
મારા જ લોહીની છાલક
આંખ સુધી છંટાય છે
ત્યારે
મધ્યાહ્નનો સમય છતાં
મને સૂર્યાસ્તની ભ્રાંતિ થાય છે.

☐ ઇન્દુ પુવાર

આજ હવે છેલવેલો
ભરી પીવું એકાંતને
ઝૂલતી આ જૂઈવેલ
રોપી દઉં આંખ મહીં
દીવાલોના ખૂણે પડયો ઊંઘ અંધ:કાર;
કવિતાનો લય વાંચે
ઓરડાની ફર્શ પર પથરાઈ મને હવે
અક્ષરના અજવાળે
વાંચે મને કવિતાનો લય.
કવિતાનો લય તૂટયો સાંભળ્યો કદી ?
લય કદી તૂટતો નથી.
લય કદી છૂટતો નથી.
કવિતાનો લય !
ઓગળું હું એની મહીં
બરફના ટુકડાની જેમ. .
આંખમાં રોપેલી જૂઈ ફાલે તોય શું ?
શ કહો કે પ
મારે મન એ બધા છે
કવિતાનો ક

ફેર ☐ હસિત બૂચ

લાકડું તરે, તરતું માણસ;
કેટલો બધો ફેર !
પાંદડું ખરે, ખરતું માણસ;
કેટલો બધો ફેર !

ઝાડ ઊભે, ને ઊભતું માણસ;
ફેર કહો, તો ફેર !
પ્હાડ ઊંઘે, ને ઊંઘતું માણસ;
ફેર કહો, તો ફેર !

ડોલતું જળ, ને ડોલતું માણસ,
ફેર કહો, તો ફેર !
બોલતું નભ, ને બોલતું માણસ;
ફેર કહો, તો ફેર !

હોઠ હલે, ને હલતું માણસ;
આટલો બધો ફેર !
કોક મળે, ને મળતું માણસ;
આટલો બધો ફેર !

*એ બનાવવાની રીત :*
*(લાગતાં અવ જાણીતાં ભોજન કંઈ ક-સ્વાદ, કસ-વહોણાં ?*
*લાગી છે દાઢે નવલતા ?*
*સળવળે દિલ, હાથ ?-*
*અજમાવો જરા)*
*પહેલું એ કે -*
*છંદ -*
*(- કેરા ફંદથી બચવા)*
*પલાળો કો 'પ્રવાહી'*
*વા ઘૂંટો 'લયવાહી'*
*(ક્યાં સૌ ટારડાં ઘરડાં કચુક ? ક્યાં માણકી રેવાળ સરપટ ?)*
*બીજું એ કે -*
*પંક્તિ ને કડી (હાથકડી ? પગબાંધણાં ?)-*
*ને તોડીફોડી*
*કરવી લાંબી, ટૂંકી-વાંકી*
*કૌંસ ભરખી, સરખી-ખોડી*
*(ભાવની ગૂંચો, વળાંકો ભાવનાના*
*અર્થનાં કૈં આમળાં*
*ને અટપટી ગલીકૂંચીઓ અનુભૂતિની -*
*અળવીતરો સંભાર*
*શેં પુરાય*
*બીબાંઢાળ, યંત્રઉતાર, જર્જર માળિયે ?)*
*ત્રીજું એ કે -*
*અહીં ત્યહીં, કયહીં*
*(જો ગમે તો, જ્યાં ગમે ત્યાં)*
*પ્રાસ ઉપજાવો :*
*સમજવું એટલું કે -*
*શબદપિંડે નીકળતી જવ*
*ધાર તીણી*
*કોર તીખી*

કે ખૂણો વેધક,
અનેરો સ્વાદ, નવી લિજ્જત
(સૂણ્યું ના, લાખ નૂર લટકાં ?)
ચોથું એ કે -
શબ્દના રસકસ નીચોવી
ચિત્ર કરવાં
અવલનવલાં
(નોંધી લ્યો પણ :)
રંગરૂપના મેળ જે જાણ્યા-ચવાયા, વરજવા
અણપ્રીછી
અલગારી
ઘૂમરી, ભડકા, લહર, ધૂંધળાટ, ઝબકારા સરજવાં
(નમણાઈ-ત્યમવરવાઈ-થી ગરવાં)
ને છતાં બહુ લાંબી કચપચમાં ન ફસવું
ભારી ભોજનનો હવે ના ચાલ -
(પોષક કેટલાં એ ? કેટલાં પચતાં ?)
અને વળી ક્યાં હવે કોઈ આપણામાંથી કયહીંયે
સ્થાયી થઈ વસતા ? -
આજ અહીં ત્યહીં કાલ
માટે
કો તરલ પાળ -
તળ-ઉપરની ડહોળી સળવળ -
સ્વપ્ન, ભાસ, તરંગ, ખળભળ -
કેરી ભોંયે
ભાન પ્રતિરૂપની
(કયહીં પ્રતીકો તણી) ભરવી.
લખો, લેટેસ્ટ ઢબનાં હાટ કેરાં ઠામઠેકાણાં :
અગોચર કેડીઓ, પગદંડી, વણબોટયા ખૂણા કે ખાંચરા
સૌ કાવ્યની ઉપેક્ષિતા
(ના. જીવનરસની -
એક ચેતવણી :
રખે ચાળે કદી ચડશો પુરાણે
ભેદ રસ-અપરસતણે).

ને છેવટે –
છેવટ.
ખટપટ એની કેવળ એક
એમાં જોઈએ ખટકો
(કટુ નખ-દંત-ક્ષત, ચમકાર, ધક્કો
વીંછીપૂછનો ડંખ ચટકો)
એ લાગતાં જાતો ફરી કુછ
રંગ ને દિમાગ ને લટકો.
રે! આટલું જો આવડે –
પોબાર તો તો
'જૂની'વાળા
છો ને ભારે પોપચાં ઊંચકે
ધુણાવે શીશ
ભવાં જાડાં ચડાવે
ચાંચ મારે, પીઠ ઠોલે
દે કદી ઝટકો
તમતમારે
ટેઢી ચાલે, ભ્રૂ-ઉલાળે
બેફિકર ને બેધડક
કો નવલ રસવતી કારનો
બસ બાંધીને ફક્કડ ફરો ફટકો!

☐ લોકગીત

મારા સંપતિયા વેવાઈ
તમે સાંભળો છો કે નહિ?

જાન આવી છે વેવાઈ
તમે સાંભળો છો કે નહિ?

થાક લાગ્યો છે વેવાઈ
બેસવા આપો છો કે નહિ?

તરસ લાગી છે વેવાઈ
શરબત આપો છો કે નહિ?

ગરમી લાગે છે વેવાઈ
પંખા આપો છે કે નહિ?

ભૂખ લાગી છે વેવાઈ
જમવા આપો છો કે નહિ?

☐ રમેશ આચાર્ય

પાછલી રાતે
જોઉં તો : આદિવાસી
કન્યાની છાતી
શી ટેકરીઓ તાકે
રાની પશુની આંખું.

## ડબલ્યુ. બી. યેટ્સની સ્મૃતિમાં □ ઑડન □ ઉમાશંકર જોશી

*(અવસાન : જાન્યુઆરી ૧૯૩૯)*

૧

ભરશિયાળે એ અદૃશ્ય થયા.
ઝરા થીજી ગયેલા, વિમાનઘરો લગભગ સૂમસામ,.
અને જાહેર બાવલાં ખરડાયેલાં બરફથી.
મરતા દિન-મુખે પારો નીચે ઊતરેલો.
અરે, જે કાંઈ સાધન આપણી કને, તે બધાંય એક વાતે સંમત –
એમના અવસાનનો દિવસ, ધૂંધળો ઠંડો દિવસ.

એમની બીમારીથી દૂર
નિતલીલાં વનોમાં વરુઓ દોડાદોડ કરતાં.
કૃષિકન્યાશી સરિતા વણ-લોભાઈ રહી ભદ્ર-ટાપટીપિયા ઓવારાઓથી.
મૃત્યુવિલાપ કરતી જિહ્‌વાઓએ
કવિના મૃત્યુને એમનાં કાવ્યોથી છૂપું રાખ્યું.

પણ તેમને સારુ તો છેલ્લી બપોર હતી પોતા તરીકે,
આયાઓ અને અફવાઓની બપોર.
એમના શરીરના પ્રાન્તોએ બળવો પોકાર્યો,
એમના ચિત્તના ચોક ખાલીખમ થયા,
મૌને પરાંઓમાં આક્રમણ કર્યું.
એમની લાગણીનો વિદ્યુત્પ્રવાહ થંભી ગયો. એ બની ગયા પોતાનો
પ્રશંસક-ગણ.

શત શત શહેરોમાં એ હવે વિખેરાઈ ગયા છે
અને આખો વખત રહ્યું એમને અપરિચિત હેત માણખાનું,
મરેલા મનાવીના શબ્દો
જીવતાનાં આંતરડાંમાં બદલાતા હોય છે.

પણ આવતી કાલની અગત્યમાં - કોલાહલમાં-
બુર્સ શેરબજારની ફરસબંધી પર શેરદલાલો પશુશા ચિત્કાર કરે,
અને ગરીબો એમને ઠીકઠીક કોઠે પડી ગયેલી યાતનાઓ વેઠયા કરે,
અને દરેકને સ્વના કોચલામાં પોતાની સ્વતંત્રતાની લગભગ પ્રતીતિ થાય,
થોડાંક સહસ્ર માનવી વિચાર કરશે આ દિવસનો,
જેમ કોઈને વિચાર આવે તે દિવસનો, જ્યારે જરીક અનોખું કંઈ કર્યું
હોય પોતે.

અરે, જે કાંઈ સાધન આપણી કને, તે બધાંય એક વાતે સંમત –
એમના અવસાનનો દિવસ, ધૂંધળો ઠંડો દિવસ.

૨

તમે મૂરખ હતા, અમારી જેમ, તમારી બક્ષિશ ટકી રહી
-તાલેવાન બાનુઓનો લત્તો, શારીરિક અવનતિ, પોતાની જાત- એ
બધાંયની પાર.

પાગલ આયર્લેન્ડે તમને ઘાયલ કરી કવિતા ગાતા કર્યા.
હવે આયર્લેન્ડને છે એનું ગાંડપણ અને એની આબોહવા,
કેમ કે કવિતાથી કશી ઘટના ઘટતી નથી : પોતાના કથનની
ખીણમાં એ જીવતી રહે છે, જ્યાં કાર્યવાહકો
ડખલ કરવાનું કદી ઈચ્છે નહીં, દક્ષિણ સમુદ્ર ભણી એ વહ્યે જાય છે
અલગતાની ગમાણોથી, કામઢા શોકાવેગથી,
કાચાં શહેરોથી – જેમાં આપણી શ્રદ્ધા છે ને જેમાં આપણે મરીએ છીએ-
જીવંત રહે છે એ,

ઘટનાઘટનનો એક પ્રકાર, એક મોં.

૩

ધરો, સ્વીકાર કર માનવંતા અતિથિનો,
વિલિયમ યેટ્સને પોઢાડીએ છીએ અમે.
આયર્લેન્ડનું પાત્ર હવે ખાલી ખાલી,
કવિતા એની બધીય નિતારી લીધી.

અંધારના ઓથારમાં
યુરોપના ભસે છે સઘળાય શ્વાન.
અને જીવંત રાષ્ટ્રો રાહ જોઈ રહ્યાં છે
સૌ કોઈ નિજ નિજના દ્વેષમાં વિખૂટાં બની.

બૌદ્ધિક નાલેશી
તાકી રહે છે એકોએક માનવચહેરામાંથી.
અને દયાના સમંદરો સૂતા છે
પ્રત્યેક ચક્ષુમાં જકડાયેલા, થીજેલા.

અનુસરો કવિ, અનુસરો છેકં
રાત્રિના તળિયા લગણ.
તમારા અવરોધરહિત સ્વરથી
હજીય તે સમજાવો અમોને આનંદવા ;

કાવ્યકડીના કૃષિકર્મ દ્વારા
શાપમાંથી દ્રાક્ષલતામંડપ વિરચી દો,
માનવી-અસફળતાનું ગાન ગાઓ
વ્યથાના આનંદઉન્માદમાં;

હૃદયની મરુભૂમિઓમાં
રૂઝવતા ઝરાનો આરંભ કરો.
નિજના દિવસોના કારાવાસમાં
શીખવો મુક્ત માનવને પ્રશંસા કરતાં.

□ સૈફ પાલનપુરી

તમે બે વાત પૂછો છો અને લૂછો છો બે આંસુ
પરંતુ જિંદગીના એથી સધિયારા નથી બનતા;
દિલાસો આપનારાઓ, હું તમને કેમ સમજાવું ?
કે કાજલ એકઠું કરવાથી અંધારાં નથી બનતાં.

□ ક્ષણોનું આલ્બમ □ સુશીલા ઝવેરી

શૈશવના
સુકાયેલા લોહીને
પારિજાતના દ્રાવણમાં
ઓગાળી
કોઈ અદૃશ્ય હાથ
આલ્બમ આલેખાવી
અદૃશ્ય થઈ ગયો
પીંછી લઈને.

ક્ષણોના આલ્બમ સાથે
હું
ત્રણે કાળ એક સાથે
જીવું છું....

□ જ્યોતિષ જાની

હું તમને ઈશ્વર માની બેઠો
એ જ મારી ભૂલ ને ?

મને ૧૦૮ મણકા તો મેળવવા દો
એની માળા બનાવું ત્યારે જોજો....

એ માળાના મણકે મણકે
મને સ્પર્શી ગયેલા બનાવટી ઈશ્વરના કાંટા

હું કાઢી નાખીશ.

## આંસુની અવેજીમાં પૂર્ણવિરામ □ સુરેશ દલાલ

મળવા તો ગયો હતો સમુદ્રને
પણ મળી ગયો પવન !
આંબાની પીઠ પર બેસીને, ઝૂલે ઝૂલીને
એણે આંબાને ખૂંધા કરી નાખ્યા છે.
કોણ જાણે કયા યુગની બારાખડીના પાઠ
એ મારી આગળ કરી જાય છે.
ભાંગેલા કૂવાની બખોલમાંના શિશુપીપળાના
એ રહી રહીને કાન આમળ્યા કરે છે.
બપોર વેળાએ બોરસલી નીચેના હીંચકા પર
એ એકલો બેસીને ઝૂલે છે.
મધરાતે કોણ જાણે શીય વાત કરીને
એ બધી બારીઓને ખડખડ હસાવે છે,
રાતે ઊંઘના આવરણને ખેંચી લઈને એ ભાગી જાય છે.
સમુદ્રની ભરતીને મારામાં ઠાલવી દઈને
મારી ત્વચાનાં સાતેય પડને અબરખ જેવાં કરી દે છે.
આકાશ અને સાગરને એકાકાર કરી દેવાનાં બણગાં

એ આખી રાત મારા કાનમાં ફૂંકયા કરે છે.
વર્ષો પહેલાંના એક દિવસને અહીં ઉડાવી લાવી
મારી આંખમાં એ આંસુની ઝાંય વાળી દે છે.

–સુરેશ જોશી

□

'ઉપજાતિ', 'પ્રત્યંચા', 'ઇતરા'ની પછી 'તથાપિ' સુરેશ જોશીનો કાવ્યસંગ્રહ. આ સંગ્રહમાં એક કાવ્યગુચ્છ છે. એનું શીર્ષક 'ડુમ્મસ : સમુદ્રદર્શન'. આ કાવ્યગુચ્છમાંથી એક કાવ્ય પસંદ કરીને, એના વિશે વાત કરીને, એ રીતે સુરેશ જોશી સાથે જીવવાનો એક પ્રયત્ન છે.

સમુદ્ર દેખાય છે, સંભળાય છે. પવન દેખાતો નથી. કાવ્યનાયકને ઝંખના સમુદ્રને મળવાની હતી, પણ મળી જાય છે પવન. આ પવન સમુદ્રની અવેજીમાં મળ્યો છે. એનો દેખીતો વિષાદ નથી, પણ આ પવનને નિમિત્તે કાવ્યનાયકનું શૈશવ, એકલતા અને વર્ષો પહેલાંના એક દિવસની સ્મૃતિ આંખમાં આસુંની ઝાંય થઈને છવાઈ જાય છે.

આપણે જાણીએ છીએ કે 'જનાન્તિકે'માં સુરેશ જોશીએ પવનનાં અનેક રૂપો

ચિત્રિત કર્યાં છે. આ બહુરૂપી પવનને અહીં એમણે આપણી આંખ સમક્ષ મુખરિત કર્યો છે :

"પવન કવિને પડકારે એવું એક તત્ત્વ છે. આમ જુઓ તો એનાં કેટલાં રૂપ છે ! દીપની સ્થિર જ્યોતને ભેટતો પવન, લજ્જાળ યુવતીના પાલવમાં ભરાઈને એને સઢમાં ફેરવી નાખતો પવન, બંધ કરેલાં દ્વારની ફાડમાંથી અંગને સંકોચીને ચોરપગલે દાખલ થઈ જતો પવન, અવાવરૂ વાવના અંધારાના લેપવાળા પાણી પરની લીલની ઝૂલને હલાવી જતો પવન, બે મૂઢ પ્રેમી વચ્ચે ઘૂઘવાતો પવન, સૂકાયેલાં પાંદડાં વચ્ચેથી સાપની જેમ સરરર સરી જતો પવન, આકાશની નીલ જવનિકાને ઉડાડતો પવન, ઘણી વાર બેઠા બેઠા આ પવનને જોયા કરવાનું ગમે છે.
પણ ઘણી વાર એ જોયું જીરવ્યું જતું નથી. આપણે સ્પર્શેન્દ્રિયને લગભગ જૂઠી કરી નાખી છે. ઋતુઋતુએ, દિવસને જુદે જુદે સમયે પવનના સ્પર્શ માણવા જેવા હોય છે. લાંબે ગાળે બહારથી આવીને ઘર ખોલીએ ત્યારે બારણું ખુલતાંની સાથે જ આપણને ઘસાઈને ત્વરાથી બહાર છટકી જતો પવન, મુંબઈ જેવા શહેરના અંધારિયા ને ભેજવાળા ભોંયતળિયે આળસુ થઈને પડ્યો રહેતો પવન, ફેંકી દીધેલા કાગળના ટુકડા સાથે પકડદાવ રમતો શિશુપવન, ઐતિહાસિક ઇમારતના ખંડેરમાં ઘૂમરાઈને કોઈ મહાકવિના આખ્યાનકી અનુષ્ટુપમાં ભૂતકાળના સર્ગબધ્ધ

મહાકાવ્યનો પાઠ કરતો પવન, પ્રિયતમાના મુખમાંથી સખીના કાનમાં ચોરીછૂપીથી સરી જતા પ્રિયતમના પ્રથમ નામોચ્ચારના ઉષ્ણ ઉચ્છ્વાસ રૂપ પવન, નીલિમાના કપોલને છેડીને એના આનંદવિહ્વલ સ્પર્શના રોમાંચથી આપણા લોહીમાં ભરતી રેલાવી દેતો પવન..."

આંખથી જોઈએ તો પવન ન દેખાય, પણ સુરેશ જોશી જેવી કવિદૃષ્ટિ હોય તો પવન પોતાનું સ્વરૂપ પ્રગટ કરે. પવન પાસે પણ માણસની જેમ રુદ્રરમ્યસૌમ્ય સ્વભાવ છે –માણસ જેવો જ. વહેતા પવનને કવિએ અહીં શબ્દના પિંજરમાં ઝાલી લીધો છે. વાવાઝોડું એ પવનનું વિકરાળ સ્વરૂપ હોય તો સાંજને સમયે વહેતી હવાની લહેરખી એનું નજાકતભર્યું રૂપ છે. પવન પાસે પોતાની આગવી તાકાત છે. આંબાની પીઠ પર બેસીને એ આંબાને ખૂંધા કરી શકે છે. પવનને આદિ અને અંત નથી. આદિ અને અંત એ તો માણસને હોય. અનાદિ પવનની વાચા ઉકેલવા માટે કવિના કાન હોવા જોઈએ, કારણ કે કેટલાયે યુગની બારાખડીના પાઠ એ આપણી સમક્ષ મૂકે છે. આ એ જ પવન, જે આંબાની પીઠ પર બેસે અને શિશુપીપળાના કાન પણ આમળે. આ શિશુપીપળો ભાંગેલા કૂવાની બખોલમાં છે. બહુ જ આડકતરી રીતે કાવ્યનાયક જાણે કે ફ્રેકચર્ડ શૈશવનો પરિચય આપે છે. આ પવનને પોતાનું એકાંત પણ ખપે છે, અને એ બોરસલીના હીંચકા પર એકલો બેસીને ઝૂલે છે. બોરસલી સાથે એણે શીયે ગુફ્તેગો કરી હશે, કે કરી ન પણ હોય, પ્રતિભાવ મળ્યો પણ હોય કે ન પણ મળ્યો હોય, કવિ અહીં બધું અધ્યાહાર રાખે છે. એકાંત કઈ ઘડીએ એકલતા થાય છે, એનું કોઈ ગણિત નથી હોતું.

બહુ ટીખળી છે આ પવન. બારીઓને ખડખડ હસાવે છે મધરાતે અને

ખડખડાટ હાસ્ય છેવટે તો રુદનમાં જ પરિણમે છે એ આપણે ક્યાં નથી જાણતા ? રાતે ઊંઘને લઈને ભાગી જાય છે અને અનિદ્ર આંખોમાં સમુદ્રની ભરતી ઠલવાય છે. આ ડૂસકાં ભરતો પવન આકાશ અને સાગરને એક કરવાનાં બણગાં ફૂંકે છે, પણ આકાશ અને સાગર એક થતા નથી અને એટલે જ કવિએ બાકીની પંક્તિઓ સ્પેસ રાખીને લખી છે. એક થવાની ઇચ્છા અને એક ન થઈ શક્યા એની લાચારી કોઈક સળવળતી સ્મૃતિ અને આંખમાં આંસુની ઝાંય, અને કાવ્યને અંતે આવતું પૂર્ણવિરામ એ માત્ર વ્યાકરણનું પૂર્ણવિરામ નથી, પણ આંસુની અવેજીમાં સમસ્ત દરિયો જાણે કે પૂર્ણવિરામ થઈને અહીં પોઢયો છે –ભીતરથી અનિદ્રાની વ્યથા વેઠતો.

### □ સુભાષ પંડયા

માંડ કાગળની
હોડી બનાવી
પણ વરસાદ જ
. ન આવ્યો....

### □ કલ્પેશ પંડયા

ચાંદામામાને
પફ પાવડર; એની
મમ્મી જ કરતી હશે ને...

### □ પૂર્વી પારેખ (ઉંમર વર્ષ ૬)

૧.
રાત્રે
પતંગ
ઊડતો ઊડતો
આકાશમાં જાય.
તો એના પર
તારા બેસી જાય
નહીં પપ્પા ?
૨.
પપ્પા !
તમારા માથામાં
ધોળા વાળનું
ઝરણું ફૂટયું.

### □ મનહર મોદી

ઝાકળ મળે તો ? – દોડતો ઘોડો પ્રકાશનો
તરસ્યો મરે છે ખ્યાલ પણ ખોટો પ્રકાશનો

ભૂલી ગયો છું નામ હવે અંધકારનું
વેઠું છું રોજ એટલો બોજો પ્રકાશનો

એણે મને કહ્યું અને મેં સાંભળ્યું એ બસ
બીજું કશું જે હોય તે લોચો પ્રકાશનો

એના દિવસ ખરાબ હશે, આજકાલ તો
રસ્તે રઝળતો હોય છે ઓળો પ્રકાશનો

પ્રશ્નો થયાં'તા એક દિવસ અંધકારને
પાડી શકાય કઈ રીતે ફોટો પ્રકાશનો ?

માનું છું બંધ આંખ હવે ખૂલશે નહીં
વાગી ગયો છે એમને ઝોકો પ્રકાશનો

ઉત્તમ ગઝલ લખાય તો એને સલામ છે
શેરો બધાય જાળવે મોભો પ્રકાશનો

પ્રિય સુરેશભાઈ .

આવ્યો મળવા તેને કહ્યું 'બેસ દળવા' એવું તમે કર્યું. ગયે અઠવાડિયે તમને મળવા આવ્યો અને તમે 'કવિતા'ના ઑગસ્ટ અંકમાંથી ઉત્તમ કાવ્ય પસંદ કરવાનું સોંપ્યું.

આ અંકમાં અનુવાદોને ગણતરીમાં ન લેતાં ૨૬ કવિઓની ૩૯ કૃતિઓ પ્રગટ થઇ છે. (ભૂલચૂક લેવીદેવી.) તેમાંથી તમારી સૂચના મુંજબ તંત્રીની કૃતિઓ બાદ કરતાં ૨૫ કવિઓની ૩૬ કૃતિઓમાંથી કોઇ એકની પસંદગી કરવાનું કામ ધાર્યા કરતાં વધારે અઘરું બન્યું. કારણ આ ૨૫ કવિઓમાં જયન્ત પાઠક, બિપિન પરીખ, મરીઝ, ભગવતીકુમાર શર્મા, સૈફ, નલિન રાવળ, જેવી કસાયેલી કલમો. કલમો છે તો હજી ઉદીયમાન કહી શકાય એવી કલમો પણ છે. ૩૬ કૃતિઓમાં છાંદસ, અછાંદસ, ગીત, ગઝલ એમ વિવિધ પ્રકારની રચનાઓ છે. આવી અ-સમાન રચનાઓમાંથી 'ઉત્તમ' કઇ એ કહેવાનો પ્રયત્ન કરવા કરતાં મને અંગત રીતે કઇ કૃતિ સૌથી વધુ ગમી એ કહેવાનું હું વધુ પસંદ કરું. આમ કહેતી વખતે ભાવક તરીકેની મારી રુચિની મર્યાદા પણ પસંદગીમાં કારણભૂત છે એ દેખીતું છે.

આ અંકમાંનાં એક કરતાં વધુ કાવ્યો મને કોઇ ને કોઇ રીતે ગમ્યાં છે. વિજય રાજ્યગુરુનું 'સોળ વરસની છોકરીનું ગીત', નીતા રામૈયાનું 'પ્રેમ', જયંત પાઠકનું 'એક લાંબું જીવેલા કવિની સ્વગતોકિત,' અને બીજાં કેટલાંક પણ. છતાં કોઇ એક જ કૃતિ પસંદ કરતી વખતે હું મહેશ યાજ્ઞિકનું 'સખી એક તો ગામ અજાણ્યું સાવ પરિચય ઝાંખો'થી શરૂ થતું ગીત આગળ ધરવાનું પસંદ કરું. ભાવ અને કથનની સાદાઇ, સરળતા અને સહજતાને લીધે આ ગીત મને વારંવાર વાંચવાનું ગમ્યું છે.

કુશળ હશો.

લિ.
દીપક મહેતાના
પ્રણામ

## અત્યારે □ ભવાનીપ્રસાદ મિશ્ર □ સુશી દલાલ

(હિંદી)

*અને હું*
*વિલીન થઈ ગયો*
*જેમ રીતે*
*આકરા તડકામાં*
*જૂઈની સુગંધ*
*અથવા જેમ*
*ઊંડી કોઈ ખીણમાં*
*નાના કોઈ ઝરણાનો છંદ*

*અથવા જેમ*
*સૂરજ નીકળે નીકળે ત્યાં તો*
*પરોઢનો તારો*
*અથવા જેમ*
*નદીની ધારા*
*સમુદ્રમાં*
*અને તું છે આ આકરો તડકો*
*ઊંડી ખીણ અથવા વમળ*
*અને સૂરજ અને સમુદ્ર.*

કવિતા - કાળની લીલા
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૧૫
વર્ષ ૨૦ : અંક ૧ : ઑક્ટોબર, ૧૯૮૬.
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)

પ્રિય
અને
(ભૂલ:
કૃતિઓ
કવિઓ
કસાયે
છાંદસ
રચના:
ગમી :
પસંદગ
'સોળ
સ્વગતો
યાજ્ઞિક
કરું. ભ
છે.



**તસવીર :** જગન મહેતાના સૌજન્યથી : (૧) ધૂમકેતુ અને ઉમાશંકર જોશી, (૨) સુરેશ જોશી.


**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઇનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ :** દેશમાં ૩૬ રૂપિયા. પરદેશમાં સીમેલ રૂ. ૭૦/-, ઍરમેલ રૂ. ૧૧૫/-
આ અંકના છૂટક ૨૦ રૂપિયા.
બહારગામનં લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફટથી મોકલવા વિનંતી છે.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઇ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઇ દેસાઇ, સ્ટેટ્સ પીપલ્સ પ્રેસ, મુંબઇ-૧.

# મીરાં કે' - □ રમેશ પારેખ

મીરાં કે' પ્રભુ અરજી થઈને ઊભાં છીએ લ્યો, વાંચો
પગથી માથા લગી હાંસિયો પાડી લખિયા વાંક
આજુબાજુ લખી બળતરા વચ્ચે લખિયો થાક
ચપટીક ડૂમો લખતાં લખતાં જીવ પડી ગયો કાચો
મીરાં કે' પ્રભુ બહુ કરચલી પડી ગઈ છે માંહી
અક્ષર કોણ ઉકેલે જેના ઉપર ઢળી હો શાહી ?
વડી કચેરી તમે હરિવર, હુકમ આપજો સાચો.

૨૭૦૭૩

## સ્વ. સુરેશ જોશીને □ લલિત ત્રિવેદી

આ ઝાંઝ ને પખાજને મૂકીને ક્યાં ગયા ?
આ સરઘસી રિયાઝને મૂકીને ક્યાં ગયા ?
દરરોજ ઔર ઔર લાઉડ થૈ રહ્યો હતો
અંદરના એ અવાજને મૂકીને ક્યાં ગયા ?
ઉચ્છ્વાસ કે નિ:શ્વાસ પણ પોતાના નહિ અલગ
શ્વાસોના આ સમાજને મૂકીને ક્યાં ગયા ?
ખૂંખારી ના શકાય કે ઘુમટોય ના તણાય
આ દર્દનાક લાજને મૂકીને ક્યાં ગયા ?
અહિયાં હજીય એવું છે કે થાય છે સવાર
પાંપણના આ રિવાજને મૂકીને ક્યાં ગયા ?
હું પણ હવડ હવાની કચેરીની ફાઈલ છું
સાહેબ ! કામકાજને મૂકીને ક્યાં ગયા ?

## □ પન્ના નાયક

જ્યારે
પંખીઓ બેસે છે
ને
ડાળીઓ ટહુકે છે
ત્યારે
વૃક્ષના કાવ્યમાં
મને લયબદ્ધ આવર્તનો દેખાય છે
અને
હું સ્વયં
લયબદ્ધ થઈ
થઈ જાઉં છું
કાવ્યવૃક્ષ...!

## આવો તો □ યૉસેફ મૅકવાન

કાયાના બંધમહીં વરસ્યાં વાદળ,
એવાં વરસ્યાં વાદળ કે –
પાણી ઋતુનાં ચઢયાં અંગઅંગ રાજ !
આંખોના મોરલાએ કીધા ટહુકાર,
એવા કીધા ટહુકાર કે –
લીલીના ઘરે હું – ફૂટે રે લાજ !

ભીંજવે દહાડો એવી ભીંજવે રાતડી
વટ મારો કોરોકટ તડકો હો !
ચેન-બેચેન મને ઘેરી મારામાં
શીદ રમે અડકો-દડકો હો !
આખ્ખું આકાશ કૂણી પાંપણે તોળાય
એવું પાંપણે તોળાય કે –
એનીયે પારના હું સાંભળતી સાજ ! કાયાના.

બોલું હું બોલ ત્યાં અંદરથી મ્હોરતી
મ્હેક મારી સેર સમી ઊઠતી હો !
તૂટું તૂટું ને વળી સંધાઇ જાઉં હું
એમ મને મારાથી લૂંટતી હો !
અજવાળાં ગમતાં ને ગમતાં અંધાર
એવાં ગમતાં અંધાર કે –
આવો તો આવકારું તમને હો રાજ ! કાયાના.

## કવિતા □ હરીશ જસદણવાલા

શબ્દને
વરદાનમાં પાંખો મળી;
આભમાં પંખી હવે ઊડતાં નથી !

ગઝલ □ અશોકપુરી ગોસ્વામી

દરિયો હતો; હોડી હતી; ને ખારવો હતો,
એવે સમે ખુદા તને પડકારવો હતો.
એવા પ્રયાસમાં હું સતત જીતતો ગયો,
જીતેલ દાવને ફરીથી હારવો હતો.
રણમાંય મજા થાત; ખામી આપણી હતી,
રણને જ આપણે બગીચો ધારવો હતો.
જીત્યાનો અર્થ હાર પણ ક્યારેક થાય છે,
એવી જ હારથી તને ઉગારવો હતો.
ઊંચકી શકું, એનાથી વધુ ભાર લૈ ફર્યો,
થોડોક ભાર, હે ગઝલ! ઉતારવો હતો.

A New Dress □ **Rachel Korn**

(Yiddish)
Today for the first time
after seven long years
I put on
a new dress.

But it's too short for my grief,
too narrow for my sorrow,
and each white-glass button
like a tear flows down the folds
heavy as stone.

# ગીત □ પૂનમભાઇ સોલંકી

આંબાનાં પાંદડાંને ધ્રાસકો રે ધ્રાસકો
પંખીની જાત એક છોકરી ને છોકરીના ધૂપે ધોયેલ વાળ -
વાળ મહીં સુખડનો કાંસકો રે કાંસકો
કલગી ઝૂલે ને ઝૂલે, મોર છડીદાર ચોરપગલું ભરે ને ગૂંચ ઉકલે
આખી વસંત સખી ! ઢાલવજે દર્પણમાં, ફાગણનું ફૂલ એક ઉઘલે
છાતીમાં છોળે અબીરધૂળ ઢગલી રે ઢગલી રે ઢગલી રે
લૂંટે રે કોક મને બાચકો રે બાચકો
આંબાનાં પાંદડાંને ધ્રાસકો રે ધ્રાસકો
વાયુની જેમ મારો છોગાળો છંદ નર્યો અળવીતરો ભમે વંન વગડે
સમજણ લઈને એને કયાં જઈને ખોળીએ ઝીણાં ઝીણાં સપનાંની સગડે
લાખ સવા લાખનું સૂપડું ને સૂપડામાં સૂપડામાં સૂપડામાં
મોતીનાં આંસુડાં ઝાટકો રે ઝાટકો
આંબાના પાંદડાંને ધ્રાસકો રે ધ્રાસકો

□ સુરેશ દલાલ

કપાયેલી પાંખે
પંખીને
આખું જગત
પીંજરું લાગે.

અલ્લાહ!

□ અમૃતા પ્રીતમ

□ જયા મહેતા

(પંજાબી)

અલ્લાહ! આ કોણ આવ્યું છે
કે તારી જગાએ જીભ પર
હવે એનું નામ આવ્યું છે...
અલ્લાહ! આ કોણ આવ્યું છે

અલ્લાહ! આ કોણ આવ્યું છે
કે લોકો કહે છે
મારી તકદીરના ઘરેથી
મારો પયગામ આવ્યો છે...
અલ્લાહ! આ કોણ આવ્યું છે

અલ્લાહ! આ નસીબ ધરતીનું
કે એના સૌન્દર્યની લીલા લલામને
ખુદાની એક સલામ આવી છે...
અલ્લાહ! આ કોણ આવ્યું છે

અલ્લાહ! આ દિવસ મુબારક છે
કે મારી જાત પર
હવે ઇશ્કનો આરોપ આવ્યો છે...
અલ્લાહ! આ કોણ આવ્યું છે

અલ્લાહ! નજર પણ ચકિત છે
કે આજે મારા રસ્તામાં
આ કેવો મુકામ આવ્યો છે...
અલ્લાહ! આ કોણ આવ્યું છે

અલ્લાહ! આ કોણ આવ્યું છે
કે તારી જગાએ જીભ પર
હવે એનું નામ આવ્યું છે...

## કાચી સમજણનું ગીત □ યૉસેફ મેકવાન

આપણામાં સમંજણનો દરિયો જો હોત
– તો છીછરાં પાણીમાં આમ અધવચ્ચે ડૂબ્યા ના હોત !

કાચી કેરીનો ખાટો ખાટો રે સ્વાદ
આવે છે એવા એ દિવસો રે યાદ;
દિવસોના દિવસો એ તૂટી ગયા
અધકચરાં સોણલાંઓ લૂંટી ગયા...

ભડકો નીકળ્યો રે મારા અણઘડ સંબંધો
ઝંખી'તી મેં તો રે જ્યોત...આપણામાં.

આપણે તો એકલા રે એકદંડિયો મ્હેલ,
આયખાની ભરી ભરી તોય ખાલી હેલ;
શબદોનાં ફૂલોની છેતરી ગઈ ગંધ,
કોના વિશ્વાસ રાખું કોરા અકબંધ !
શ્વાસોનાં હલ્લેસાં, શ્વાસોની હોડી છે
શ્વાસોની મંઝીલ છે મોત...આપણામાં.

## પુરાણ-ગઝલ □ નીતિન વડગામા

રામ લક્ષ્મણ જાનકી ને મંથરા.
શાપ દશરથને હતા આગોતરા.

રામ લક્ષ્મણ જાનકી ને મંથરા,
આજ ચોધારે રુવે છે ઊંબરા.

રામ લક્ષ્મણ જાનકી ને મંથરા,
કેડથી વાંકા વળેલા કાંગરા.

રામ લક્ષ્મણ જાનકી ને મંથરા,
અર્થના વનવાસ લાગે આકરા.

રામ લક્ષ્મણ જાનકી ને મંથરા,
શબ્દાના ધોબી બધા છે નૂગરા.

# આ નદીના પાણીથી □ વેણુ ગોપાલ

## □ જયા મહેતા

(હિંદી)
ભલે
પાણીને તટની જેમ તટસ્થ થઈને પણ
જોઈ શકાય છે, અડી શકાય છે, પણ
ઓળખી તો નથી શકાતું. ઊછળતી
લહેરોના ભીતરી આંદોલનને તો
જાણી નથી શકાતું. તળિયેની
માટી તો મુઠ્ઠીમાં નથી ભરી શકાતી.

જ્યારે
આપણે તો ફક્ત એટલું કરીને જ
એટલે કે ડૂબકી-ખોર બનીને જ
નથી રહી જવું -
પાર પણ કરવી છે એને
આ નદીને.
બની શકે તો નાવની જેમ. નહીં તો નાવિકની
જેમ. અને
એમ પણ ન થઈ શકે
તો પછી કોઈ તરવૈયાની જેમ. નહીં -
કોઈ યાત્રીની જેમ નહીં. હરગિઝ. કારણ કે
યાત્રા કોઈ પણ હોય, નિર્દોષ નથી હોતી
ક્યારેય. એમાં હંમેશા એ સંભવિત હોય છે
કે આપણને બેચેન કરી દે, આર્દ્ર આંખો અને
હલતા રૂમાલ. અને આપણે
મઝધાર સુધી પહોંચતાં પહેલાં જ
પાછા ફરવાની વાત વિચારવા લાગીએ. આપણે તો
આપણી ચાકુ ચલાવતી કે ધારા કાપતી ભુજાઓમાં
વ્યસ્ત રહેવું છે. અને આક્રમક
ખૂબસૂરતીની તરલતામાં ડૂબી જવું છે.
ખોવાઈ જવું છે. સુખી થઈ જવું છે, કંઈક એવી રીતે

કે કાંઇ પણ યાદ ન આવે. અને આપણે ફક્ત
આગળ વધતા રહીએ. ચૂપચાપ. એ તરફ. જ્યાં ન તો
ચિંતાભરી આંખો હોય અને ન હલતા રૂમાલ.
ફક્ત કિનારો હોય. સૂમસામ. પણ
ફળદ્રુપ.
એવો ફળદ્રુપ
કે એની માટીમાં ઘર અને સમાજ જ નહીં –
પણ આખો ને આખો દેશ
ઉગાડી શકાય
આ નદીનાં પાણી સીંચી સીંચીને.
તો આપણે પાર કરવી છે આ નદી. નાવ
કે નાવિક કે તરવૈયાની જેમ. એ
જાણતા હોવા છતાંયે
કે તટની જેમ તટસ્થ થઈને પણ
રહી શકાય છે. પાણીને
જોતાં જોતાં અને અડતાં અડતાં.

## તું – હું □ યૉસેફ મેકવાન

(ગઝલ)

આ ફૂલ – પતંગ હું શાંત સમીર
બે સાથ શ્વસંત. એમાં તું સુગંધ

તું રશ્મિ સળંગ તું પૃથ્વી અબોલ
હું સૂર્ય તગંત. એની હું વસંત

તું સાંજ – સવાર તું વારિ અગાધ
હું આભ અનંત હું પ્યાસ અનંત

# કોણ બચે છે □ વેણુ ગોપાલ □ જયા મહેતા

(હિંદી)

જ્યાં અત્યારે
કવિ છે
કવિતા છે
ત્યાં
જંગલ છે અને અંધારું છે અને છે
ધોખાબાજ દિશાઓ.
દુશ્મન-સેનાઓથી બચવાના પ્રયત્નોમાં
ભટકતા ભટકતા
તેઓ અહીં આવી ફસાયા છે, જ્યાંથી
અત્યારે
નથી આગળ વધી શકાય તેમ અને
નથી પાછા ફરી શકાય તેમ.
અને અત્યારે
આ જંગલમાં
કવિની ભૂખની નજર કવિતા પર છે
અને કવિતાની ભૂખની
કવિ પર.
કેટકેટલા દિવસ થયા
એક દાણોયે નથી ગયો એમના મોઢામાં
- અને હવે એ નક્કી છે
કે જંગલમાંથી એ જ
નીકળી શકશે - જે
બીજાને મારીને
પોતાનો ખોરાક પ્રાપ્ત કરે
અને તાકાત મેળવે
અને
ભવિષ્ય જ બતાવશે
કે જંગલમાંથી નીકળવા
અને દુશ્મન સાથે લડવા
કોણ બચે છે
- કવિ કે કવિતા?

## તડકાનો ટુકડો □ અમૃતા પ્રીતમ

□ જયા મહેતા

(પંજાબી)

મને એ ક્ષણ યાદ છે –
જ્યારે તડકાનો એક ટુકડો
સૂરજની આંગળી પકડીને
અંધારાનો મેળો જોતો
એક ભીડમાં ખોવાઇ ગયો...

વિચાર આવે છે : ભયનો
અને સૂનકારનો એક સંબંધ હોય છે
હું એની કાંઇ થતી નથી
પણ એ ખોવાયેલા બાળકે
મારો હાથ પકડી લીધો...

તમે કયાંય નથી મળતા
હાથને સ્પર્શી રહ્યો છે
એક નાનકડો ગરમ શ્વાસ
નથી હાથથી ખુશખુશાલ થતો
નથી હાથને છોડતો...

અંધારાનો પાર નથી
મેળાના કોલાહલમાં પણ
એક ખામોશીની દુનિયા છે
અને તમારી યાદ એ રીતે
જાણે તડકાનો એક ટુકડો...

□ સુરેશ દલાલ

ફ્લાવરવાઝમાં ગોઠવેલાં ફૂલો પરથી
બગીચાનો અંદાજ કરવો
મને ગમતો નથી.

## કાળા વરૂની વિરુદ્ધ □ વેણુ ગોપાલ □ જયા મહેતા

(હિંદી)

જુઓ
જંગલ આજે પણ એટલું જ ખૂબસૂરત છે. પોતાની
આશાભરી લીલાશ સાથે
વરસાદમાં ઝૂમતું. એ
કાળા વરૂના હોવા છતાં
જે શિકારની શોધમાં
ઝાડીઓમાંથી નીકળીને ખુલ્લામાં આવી ગયું છે.

સસલાં અને પંખીઓ અને છોડવાઓની દૂધિયાં વત્સલ નજરોથી
જંગલને જોઇ લેવું
એ ખરેખર
એક કાળા વરૂની વિરુદ્ધ ઊભા રહી જવું છે જે

ફક્ત
પોતાના વરૂ હોવાના કારણે
જંગલની ખૂબસૂરતીનું દાવાદાર છે.

વરૂઓ આપણને એ વાર્તા સુધી પહોંચાડે છે
જેને
વસંતની પહેલાં
ક્યારેક ને ક્યારેક તો શરૂ થવાનું હોય જ છે અને
એ પણ બહુ સંભવિત છે
કે આવી બીજી પણ કેટલીયે વાર્તાઓ
કથાવાચકના કંઠમાં હજી પણ
સુરક્ષિત હોય. જાણવું એટલું તો જરૂરી છે
કે દરેક વાર્તાનો એક અંત હોય છે. અને
એ જાણતાં જ
ભવિષ્ય તમારી તરફ હસીને જોશે. ત્યારે
એટલું તો કરજો
કે પાસે ઊભેલા માણસને ઇશારો કરી દેજો
જેથી તે પણ
વરૂના ડરથી ધ્રૂજવાનું છોડીને
જંગલની સનાતન ખૂબસૂરતીને
જોવા માંડે.

## એ શબ્દો બોલ્યો નહીં □ લૂઇ સેરનુડા □ સુરેશ દલાલ

(સ્પેનિશ)

એ શબ્દો બોલ્યો નહીં
માત્ર નજીક જ સરક્યો
જિજ્ઞાસુ શરીર

જે જાણે નહીં કે ઇચ્છા એ પ્રશ્ન છે
જેનો જવાબ હોતો નથી
એક પાંદડું છે જેની ડાળી હોતી નથી
જે આકાશનું અસ્તિત્વ કદી હોતું નથી
એની નીચે એ દુનિયા છે.

વેદના તો એનો રસ્તો કાઢે છે હાડકાંઓમાંથી
નસોમાં એ એટલી ઊપસતી આવે છે
કે એ ત્વચાને તોડીને જ રહે
સપનાંના ફુવારાઓ લોહીમાંસને સાકાર કરે છે
અને વાદળોને પ્રશ્નો પૂછે છે.

પસાર થતાં થયેલો આછો અમથો સ્પર્શ
પડછાયાઓમાં અચાનક ઝડપથી દૃષ્ટોદૃષ્ટ
આટલું પૂરતું છે એક શરીરને બેમાં વિભાજિત કરવા માટે,
સ્વપ્ન અને સ્વપ્ન, માંસ અને માંસ,
આકારમાં સરખા, પ્રેમમાં સરખા, ઇચ્છામાં સરખા
બરાબર અર્ધા
બીજા સ્વપ્નિલ શરીરને
ભીતર લઇ લેવા માટે લોભી

જો આ એક માત્ર ઝંખના પણ હોય –
તો પણ ઇચ્છા એ પ્રશ્ન છે
જેનો જવાબ અજાણ્યો છે.

## યાતનાના ફોટા લઈ શકાતા નથી □ સુરેશ દલાલ

તો કોઈ આંખે ચડે
એને કોરી નજરે જોયા કરું છું
જોયા કરું છું
ખરી ગયેલાં પાંદડાં
કોઈક લીલાંછમ
તો કોઈક પીળાં પડી ગયેલાં
લીલાં હોય કે પીળાં હોય
પાંદડાંની નિયતિ
જમીન સાથે જ જડાયેલી હોય છે.
આ એક અડવા કપાઈ ગયેલા
ઝાડને જોઉં છું
કાં તો એ
આખેઆખું ઢળી પડયું હોત
તો સારું થતે
અથવા
વધુ સારું થતે
જો એ અખંડ રહ્યું હોત.
એની સુકાઇ ગયેલી ડાળીઓ
આમ તો કશુંયે બોલતી નથી
પણ કાળના કઠિયારાના
કુહાડાના જખમ
બોલ્યા વિનાયે
ઘણું બોલે છે
જ્યારે કશું જ નથી બોલી શકતાં
ત્યારે એને
આપણે મૌન કહીએ છીએ
એને મૌન જ્યારે
વળતું થાય છે
ત્યારે એ ગીત બને છે.
જેમાં કોઈ માણસ નથી હોતો
એવાં પ્રકૃતિનાં દૃશ્યો

જોયા કરું છું.
કે
અને
દરેક હૃદયમાં
તને સાંકળ્યા કરું છું.
આ એક સરોવર
એની બેય બાજુ ઝૂકેલાં ઝાડ
ઝાડને પ્રતિબિંબિત કરે એવું
પારદર્શક જળ

અને
આ જળની મધ્યમાં
એક ખાલીખમ હોડી
મારાં હૃદય જેવી.
આ હોડીમાં
આપણે સાથે બેસી શક્યાં હોત
કિનારા પરના વૃક્ષ પર
પંખી થઇને ટહુકી શક્યાં હોત
આ સરોવરના જળની જેમ
વહી શક્યાં હોત.
આ એક નિર્જન રસ્તો છે
આ રસ્તા પર
એટલાં બધાં ઝાડ છે
કે
એ વનની વાટ થઇ શક્યો હોત
પણ
આખું આખું બળતો સ્ટ્રીટલેમ્પ
વૃક્ષોના જૂથને વન થવા દેતો નથી
કાં તો વન થવું સારું
કાં તો નગર
પણ વન અને નગરની વચ્ચે
વ્હેરાયા કરવું અને વૃક્ષોની વચ્ચે
સ્ટ્રીટલેમ્પ થઇને બળવું
એના જેવી કોઇ યાતના નથી.
એવું કેમ બને છે

કે યાતનાની વાત કરું છું ત્યારે
યાતના ઘડીકમાં તારો ચહેરો લઈને
તો ઘડીકમાં મારો ચહેરો લઈને
પ્રગટ્યા કરે છે ?
એવું નથી કે
તું મને નહીં મળીને યાતના આપે છે
એવું પણ છે
કે તું મને મળીને પણ યાતના આપે છે
આ યાતનાનાં પંખીઓ
ભરબપ્પોરે મારા સમુદ્ર પર
ઊડતાં જ હોય છે
અને
મારા સમુદ્રને ડહોળતાં હોય છે.
સમુદ્રમાંથી માછલી પકડી શકાય છે
પણ સમુદ્ર પર ઊડતાં પંખીઓને
પકડી શકાતાં નથી.
પંખીઓના ફોટા લઈ શકાય છે
પણ યાતનાના ફોટા લઈ શકાતા નથી.
ઘણી વાર થાય છે કે
તારાથી છૂટી જાઉં
અને મેળવી લઉં
મારી મુક્તિનો અર્થ
પણ
મુક્તિનો અર્થ પણ
એક અનંત યાતના થઈને પ્રગટે છે.
નથી બંધાઈ શકતો
નથી છૂટી શકતો
હું ધીમે ધીમે
મારામાં જ ખૂટી જાઉં છું.
–ધીમે ધીમે ઓલવાઈ જતી
સિગારેટની જેમ.

## મારે એક કવિતા લખવી છે □ નીતા રામૈયા

મારે એક કવિતા લખવી છે
સાવ સાચા અનુભવની વાત
તેમાં કરવી છે
નહીં પોચટ નહીં બરડ
નહીં કાલી નહીં ઘેલી
સડસડાટ કહેવાઈ જાય તેવી
જે કોઈ વાંચે તેના દિલ સોંસરી ઊતરી જાય તેવી
થર્મોમીટરની રૂપેરી રેખાને ફેર ચડે
સ્ટેથોસ્કોપને ઉબકા આવે
કાર્ડિયોગ્રામ હડિયું કાઢ્યા કરે
સાસ અધ્ધર ચડી જાય
નાડી પોબારા ભણી જાય
ધ્રબક ધ્રબકનું ત્રાગું લબડી પડે
દુનિયા ગડથોલું ખાઈને અંધારી ખીણમાં ઊંધે માથે લટકે
હાડકાંનાં પોલાણમાં હિમાલયનાં શિખરો રચાય
રગેરગમાં ગંગાજળ ફરી વળે
તો જ આવી કવિતા લખાયને

મારે એક કવિતા લખવી છે
સાવ સાચા અનુભવની વાત
તેમાં કરવી છે.

## □ જશવંતી દવે

*(સંસ્કૃત)*
છતે આટલી સામગ્રી પુણ્ય તેં ન કર્યું જરા
એથી ક્રુદ્ધ થઈ જાણે દાંતોને પાડતો યમ.

## નાગદેવતાને પ્રાર્થના □ માર્ગરેટ એટવુડ □ નીના શમૈયા

હે નાગદેવતા, તમે કવિતા માટે
વાદ છો વિવાદ છો :

પવન શમી ગયો હોય તેવા સમયે
સૂકાં પાંદડાંમાં સળવળાટ,
જે સમય નથી તેના સોંસરવી

સરકતી એક નાજુક
રેખા, સમયને સર્જતી,
અચાનક અદૃશ્ય. પથ્થર નીચેના પેગંબર.

હું તમને જોઈ ન શકું તેમ છતાં
મને ખબર છે તમે ત્યાં છો.

કાળી રેતીમાં તમે લિસોટો
પાડો છો તે હું જોઉં છું, સવારે

હું જોઉં છું
જે હણાઈ રહ્યું છે તેનું કેન્દ્ર, આંખ ઉપર
જોરથી ફટકો. હું જીવ લેવાતો જોઉં છું.

હે પ્રલંબિત શબ્દ, હિમવંત અને સંપૂર્ણ.

**□ પન્ના નાયક**

મને ખબર નથી
હજી
કેટલી સવારસાંજ
કેટલાં વર્ષ
હું
મારી કાંડાઘડિયાળને
ઑફિસના ઘડિયાળ સાથે
મેળવ્યા કરીશ !

## આંધળો □ નિરંજન ભગત

કે શું હજુ હું ગર્ભમાંથી નીકળ્યો ના બ્હાર
તે મારા જનમને કેટલી છે વાર ?
કે શું ઝાળ પણ ઝંપી ગઈ છે ચેહમાં
તે હું હવે વસતો નથી મુજ દેહમાં ?
તે કંઈક એની આંખથી આ આંખમાં છે ભૂલથી જોવાઈ ગયું ?
જેથી અચાનક આમ મારું તેજ બસ ખોવાઈ ગયું.
મેં આ જગતની કેટલી કીર્તિ સુણી'તી સ્વર્ગમાં તે
આવવાની લ્હાયમાં ને લ્હાયમાં
હું કીકીઓ ભૂલી ગયો ત્યાં કલ્પદ્રુમની છાંયમાં
ત્યારે જગતનું રૂપ જોવાનું મને કેવું હતું સપનું
હવે ચશ્મું થવા ચાહે સળગતો આ સૂરજ રે તોય શા ખપનું ?
ઊંચે માથું ઉઠાવી આભ સામે પણ હવે ધરવું નથી,
આ એકમાંથી એ બીજા અંધારમાં સરવું નથી.
ને કોણ કહે છે ચન્દ્રસૂરજતારલા એ સૌ જલે ?
એ તો પલક અંધારનું હૈયું હલે !
મેં જોઈ લીધો છે જગતનો સાર
કે અહીં તેજની ભીતરમાં વસ્યો અંધાર.
હું તો નીંદમાં ચાલી રહ્યો, ફિલસૂફ છું, એવું કશુ કહેશો નહીં;
તો આંધળો છું એમ કહીને આંધળા રહેશો નહીં !

## પ્રતીક્ષા □ મંગળ રાઠોડ

મૌન - માટીનો
પિંડ લઈને હું
બેઠો છું ક્યારનોય...
કોણ જાણે
ક્યારે જન્મશે
કવિનો શબ્દ !

## એક નારી સ્વાતંત્ર્યવાદી કવિતા □ નીના રામૈયા
(એ ફેમિનિસ્ટ પ્રોએમ)

મને
તારી
પરવા નથી
એવું નથી
મને
તારી
પરવા છે
એવું ય નથી
કારણ કે
હું પહેલાં
હું છું
હું
તારી છું  મારી છું
એમ
તને  મને
પ્રતીતિ કરાંવવા
તું  મને
તારી ડાબલીમાં
પૂરી દેવા
આવે તો
મને
ભૂતની જેમ
હવામાં
ઓગળી જતાં
આવડે છે
તારી
ઢાંકણીમાં
ડૂબી મરવાની
મારી
તૈયારી નથી

ભર દરિયે
ડૂબકી મારીને
પછી
તરવાની
મજા મજા મજા
માણવા
ચાલ
તું
આવે છે
મારી સાથે
મજા મજા મજા
માણવા
ચાલ
તું
આવે છે
મારી સાથે ?

## ગઝલ □ મેઘબિંદુ

માનો નહીં કે આપના પ્રત્યે લગાવ છે.
ફિકર કરું છું આપની મારો સ્વભાવ છે.

જોઈ મને શાને કરો છો બંધ બારણાં
સમજી ગયો છું આપને મુજ પર અભાવ છે.

પૂછયું તમે મેં એટલે સાચું કહી દીધું
સંબંધ ના બીજું કશું પણ માથાવાવ છે.

કોને ખબર ક્યારે હવે પકડાઇ જઈશ હું
જીવનમરણનાં ખેલમાં મૃત્યુનો દાવ છે.

ઇચ્છાઓ એમની સતત પૂરી કર્યા છતાં
મારા વિશે તો એમની કાયમની રાવ છે.

એ મૃત્યુને ના તોય કોઇ ઓળખી શક્યું
કે કેટલાય યુગોથી એની આવજાવ છે.

## □ જતીન્દ્ર આચાર્ય

જ્યારે લોકોને
ચોરે ને ચૌટે
પ્રેમ પ્રેમ પ્રેમ
એમ
લવતાં સાંભળું છું
ત્યારે મને
ભાદ્રપદમાં પાધરમાં
ડ્રાઉં ડ્રાઉં કરતાં
દેડકાંની
યાદ આવે છે

## ગઝલ □ પ્રવીણકુમાર રાઠોડ

તલવારથીયે તીક્ષ્ણ અને ધારદાર હો
લખાતો શબ્દ આપણો રૂઆબદાર હો.

નક્કર પદાર્થ વેધી શકે, આરપાર હો
સર્જક બીજા જ અર્થ માંહે શિલ્પકાર હો.

આવેશની આ પાર અને પે'લી પાર હો
સ્ખલિત થયા વિના પ્રવાહ જોરદાર હો.

એકાદ ધડકનોને ચિરંજીવ બનાવતી
આખીયે રીતભાત સતત મારમાર હો.

પરિતપ્ત સપ્ત સૂર ગુપ્ત જે વસે કશે
પ્રગટ એ પ્રાણમાંથી પછી ધોધમાર હો.

## ....ની વચ્ચે □ લલિત ત્રિવેદી

એક મૃગ જેમ ત્રાડની વચ્ચે
રક્ત દોડે છે નાડની વચ્ચે

એક મરેલું પતંગિયું લટકે
શુષ્ક કાંટાળી વાડની વચ્ચે

લાભશુભ આડે કોઇ પડદા જેમ
દિવસ ઊગે કમાડની વચ્ચે

એક બગડેલ છોકરો છું હું
ઘરમાં ઊછર્યો છું લાડની વચ્ચે

શહેરના બાગ જેમ ખીલી છે
આ ગઝલ ધમપછાડની વચ્ચે

## વરસાદ-કાંડ □ રમેશ પારેખ

કોણ વરસાદનું કદ જુએ છે? કોણ છાંટાના નિરખે ઠઠારા?
કોણ જુએ છે રેલાની દાનત? કોણ જાણે છે ઝીણા મૂંઝારા?

આ તે ચોમાસું છે કે જુલમ છે? અમને વાગે છે ઘોંઘાટ વસમો
પડતો વરસાદ દાંડીની પેઠે: થઇ જતા સર્વ માણસ નગારાં

એક વરસાદના અર્થ થાતા, છાપરે છાપરે સાવ નોખા
ક્યાંક કહેવાય એને અડપલાં, ક્યાંક કહેવાય એને તિખારા

હોત એવી ખબર કે છે આ તો માત્ર છાંટા, નથી કાંઇ નાણું
તો તો વરસાદથી આવી રીતે વ્યર્થ ભરીએ શું કરવા પટારા?

આવે છાંટા બુકાનીઓ બાંધી, આવે વાછંટ તલવાર લઈને
છે કયો દલ્લો મારી કને કે ધાડ પાડયા કરે છે લૂંટારા?

મારી રોકડ મૂડીમાં તો કેવળ એક 'ર' છે, ને 'મે' છે ને 'શ' છે:
બાકી વરસાદના નામે લખીએ આમ હૂંડી ને કરીએ ગુજારા

## □ સુરેશ દલાલ

તારી પાસે હોઉં છું
ત્યારે તું મારાથી દૂર હોય છે.
હવે તારી પાસે રહેવાનો એક જ રસ્તો છે
—તારાથી દૂર જવાનો.

## શોભા □ ગીતા પરીખ

(હાઈકુ)

પાન ઘણાં ને
ફૂલ થોડાં, શોભાવે
અન્યોન્યને શાં!

# તાડના ઝાડને થોડાંક લાડ □ ઉશનસ્

તાડ એ કદાચ કેવળ ઝાડ નથી;
સૌ પ્હેલાં પંચમહાલમાં મેં એમને જોયા હતા
ગોમાના તટપ્રદેશમાં : ઝુંડેઝુંડ
પાવામામા ને આ તાડ
સામસામા;
ત્યાં તે આખા આકાશની છતને તોળીને
ટેકવીને ઊભા છે યુગોથી,
- કોઇ અવાવરુ પ્રાચીન સ્તંભતીર્થ સ્તો !
તારકોનાં હાંડીઝુમ્મરોમાં કરોળિયાનાં
જાળાં ન બાઝે તે માટે અહોનિશ સજ્જ
ઊભાં ઝાડુઓ જ આ હશેને ?
એ વિના તારા આટલા સાફસૂથરા ને
નવાનક્કોર ન રહ્યા હોત;
કે પછી રાક્ષસી ઊભા પંખા છે આ તાડ;
બાપા ઉનાળાની બપોરે વાપરતા
હતા તેવા જ, અલબત્ત એ ઘણા નાના
ને કોર ઓટેલા હતા;
તો આ તાડના પંખા કોણ ખાતું હશે ?
કદાચ આ રાક્ષસી પહાડો એમ કરતા હશે
ઉનાળાની રાતોમાં....
ત્યારે એટલી ઊંચાઇએ વાયરો વીંઝાતો
હશે, પણ એક આ અંતરીક્ષ વિના
કોણે એ મર્મર ધ્વનિ સાંભળ્યો હોય ?
એ કંઇ કહે તો કહી શકે;
દેવની દિવાળી, તો પૃથ્વીની પણ
દિવાળી કેમ નહિ હોય ? હશે જ...
આ ગોળ ઘટાદાર વૃક્ષો તો દારુખાનાની
લીલીલીલી કોઠીઓ હશે;
પણ આ તાડ તો ચોક્કસ દિવાળીની
લીલીલીલી હવાઇ. રોકેટ્સ જ હશે પૃથ્વીની,
જુઓને - તે છેક ઊંચે જઇને ફાટી છે

## आपले पत्र . . . .

आपले पाय चालत असतात
एका अज्ञात संकटाशी वाट
छोटेमोठे फुटत जाते
आंधळी होऊन एकेक वाट
उजळून उजळून मिसळतो
प्रकाश पुन्हा काळोखात
चिडून चिडून परत जळतात
आपलेच हे मातीचे हात
सारे काही दिसत असते
सारे काही कळत असते
वाहण्यासाठी अनावरली एक जखम
इमानाने वहात असते
अशीही एक लढाई असते
जिचा शेवट असतो पराभव
त्याला जाण्यासाठीच घ्यायचे असतात
असे काही काही अनुभव

शिरीष पै

# भयकृष्ण

करुणेरस पाझरणाऱ्या
रसाळस कराया कृष्णा?
संध्येतील हर्ष फुलांनो ;
ही भूल मनावर आवरा...

बांधिजा नदीवर रमीत
डोळ्यांत उतरती रंगा
पाण्याला सजवुनि याने ;
पाण्याचे स्वप्नतरंग...

मावळता सूर्य धराळा
ओलांडुनि जर कोसळला
संध्यांतील हर्ष फुलांनो ;
पाखरी मुकासुन उजळा...

◦ ग़ज़ल

दर्द सोये जगा गये बादल,
जब भी आये रुला गये बादल,

आस्माँ पर न एक पल ठहरे,
मेरी आँखें जो पा गये बादल,

एक चेहरे तलक गईं पींगें,
ख़ूब झूला झुला गये बादल,

एक सहरा की रेत थीं यादें,
सब के सब काम आ गये बादल,

ख़ुद से जी भर के फिर हुईं बातें,
मुझको मुझसे मिला गये बादल,

◦ सूर्यभानु गुप्त

गाणं

मी म्हणतोय गाणं
या दुःखी जनावरासाठी
माझ्या खांद्यावर
डोकं टेकून पडलेल्या.

त्याचं दुखरं काळिज
आणि ठणकणारं मस्तक
शांत करणारा ओलावा दूर
मी शोधतो आहे
जवळ असलेल्या
माझ्या आतड्यात.

घशातून निघू पाहते आहे
दुःखी जनावराची
घुसमटती गुरगुर.

वसंत आबाजी डहाके

ગોળ ગુબ્બારામાં - નીચે ખરતી· થાંજેલી
લીલીછમ ફૂલઝરીઓમાં !
એમ પણ હોય કે આ લીલા રસથી ભરી
પોચી ઊભી નવીઓને
કોઈ અધીર-ઉતાવળિયા રમતિયાળ
છોકરાએ કુતૂહલ અને આવેગથી
બાથમાં લઈને દબાવી દીધી છે
કે પચ્ચ દઈને ટોચે નીકળી આવ્યા છે
લીલાકચ્ચ પરપોટાઓ;
અથવા
બિલ્લીના ટોપ મેં ચોમાસામાં જોયા છે
મારા વાડામાં; એવું તો આ નહીં હોય ?
પણ એને કોણ ઓઢી શકે છત્રી કરીને ?
બહુ બહુ તો એ પાંખ ફૂટેલી કીડી-પરીઓ
કે પતંગિયાં
હા તે માટે જોઈએ તો કંઈક પરીપણું જ.
પણ આ તાડ-છત્રી કોણ ઓઢતું હશે ?
હા, એમાં પરીનું તો કામ જ નહીં;
એ માટે જોઈએ કોઈ રાક્ષસ,
હિડિંબ જેવો કોઈ રાક્ષસ.
પ્હાડોને પૂછીએ તો વળી કંઈ ફોડ પડે ?

## છો !□ ગીના પરીખ

(હાઈકુ)

મૂંગુ તળાવ
તરંગ ના છો, ઝીલે
એ સ્પષ્ટ બિમ્બ !

## હાથ ☐ હેમેન શાહ

કંઈ પરિમાણો નકામા લાવ્યો હાથ,
મેં નવેસરથી બીજો સિવડાવ્યો હાથ.

એ જગાથી હું તરત નીકળી ગયો,
એક સજજનને ભલે પકડાવ્યો હાથ.

સાંજ વીતી સ્નેહ-સંમેલન મહીં,
રાત આખી બેસી મેં સંધાવ્યો હાથ.

જો નથી કર્તા હું એકે કાર્યનો,
તો મને શા માટે આ પહેરાવ્યો હાથ ?

ક્યારનો શોધું છું, પણ જડતો નથી,
જે નીતરતા રૂપમાં ભીંજાવ્યો હાથ.

ડૂબતાં મેં હાથ લંબાવ્યો હતો,
એમણે ઉત્સાહથી ફરકાવ્યો હાથ.

## વિરહી-વચન

### ☐ હરિવલ્લભ ભાયાણી

(સંસ્કૃત)
અરણ્ય આ શૂન્ય-
મારા સમું,
નદીસરોવર બન્યાં કૃશ-
અમારા સમાં,
દિવસ દીર્ઘ ને તપ્ત-
ઉચ્છ્વાસ શા અમતણા

## મૂંગો ચિત્કાર... □ યૉસેફ મેકવાન

વહેલી સવારે
આમ જ ઊઠી જાઉં છું
ને ઊભો રહું છું
મારા ફ્લૅટની બાલ્કનીમાં-
અર્ધા ચંદ્રના તેજલીંપ્યા આકાશમાં
આળોટી આવે છે નજર...
તારલાઓના દ્રાક્ષિય દાણાઓને
ચગળાવે છે મમળાવે છે આંખો.
હળવી ગતિએ ફરતો પવન
અંગાંગ ચાટી ચાટી
અંધકારની ગુફામાં સરકી જાય છે.
શાંતિની શ્વેત ચાદર ઓઢી
પોઢેલા નિશ્ચિંત નગરને
જોઉં છું...
ને દિવસમાંનું તેનું વરવું રૂપ
ઝબકી જાય છે.
(ફ્લેશબૅક)
ગતિ-પ્રગતિ ? !
લોકોમાં જાગૃતિ
હૂંસાતૂંસી પ્રધાનોમાં
અપહરણો-બળાત્કારો-ખૂન-
સમાજવાદી લોકશાહીનો અર્થ
ગાંધીવાદી ખરો
ફાસીઝમેય ખરો
ને વળી પૂંજીવાદીયે ખરો ?
- સારે જહાઁસે અચ્છા
હિન્દોસ્તાં હમારા
- મારામારી-ખૂનામરકીના ચગડોળમાં
ઘૂમરાતું નગર...
દુષ્કાળ ને બેકારીના હાથમાં
ઊછળતો દડો
એટલે હું ઇન્ડિયન.

યોજનાઓની કમાનો પર
લટકાવેલા આશાનાં તોરણો
એટલે
૨૧મી સદીના પ્રવેશદ્વારે
ઊભેલો હું ?
અડવડતા નગરને જોઇ હસું છું
ને રડું છું
રડું છું ને હસું છું...
- ને ખસું છું લાચાર થઇ
હતાશ થઇ હુંયે-મારાથી.
જાતિવાદના વડની વડવાઇઓ
પકડી
હિંચોળા ખાતું મારું મન
રહેંસી રહ્યું છે મને-
ત્રાસવાદના તળિયેથી ઊંચકી
ફંગોળે લોહીની નદીઓમાં
- સામાન્ય જનની આંખો
મૂંગો ચિત્કાર બની
ટગર ટગર જોયા કરે
ભીતર ભીતર રોયા કરે...
ભળભાંખળા અજવાળે
ઊભી મોટી મ્હેલાતોના આકારો
હિપ્પોપોટેમસનાં ટોળાંઓ બની
જાણે
મારી તરફ ધસી આવતાં
હોય એમ લાગે છે.
ત્યારે ઢસકી પડતું આકાશ
મિલોના ટેકાઓથી ઝિલાશે નહિ.
એમ ચોક્કસ જ લાગે છે.
હા, ચોક્કસ
ત્યારે આંગણામાં ફૂટેલા
ગુલમહોરનાં રક્તિમ ફૂલ

મારી આંખમાં આંજી દે છે
સૂર્યનું પહેલું કિરણ...
ને મારા અસ્તિત્વની રગેરગમાં
પંખીઓના ટહુકાની પ્યાસ
સળવળી ઊઠે છે...

## પ્રતિબિંબ-હતાશાના આયનામાં □ યૉસેફ મેકવાન

ભરી ભરી દુનિયામાં હું
હાંસિયામાં કરાયેલી નોંધ જેવો છું.
મારો રેફરન્સ
કયા દિવસો જોડે ક્યાં હશે ?
પ્રેમ-પતિત્વ-પિતૃત્વ
બધું પરપોટા જેવું...
અશ્રુની ખારાશ એટલે હું
હોઠોની સ્મિત લકીર એટલે જગત
–બન્ને વચ્ચે
આવન-જાવન કરતા શ્વાસ એટલે
મોતનું ઉઘાડ-બંધ થતું જડબું...
બંધ થાય તો ?

## કવિતા □ મંગળ રાઠોડ

*તારે ત્યાંથી –*
*હું પાછો ફરું છું*
*મારા પોતાના તરફ*
*શબ્દે શબ્દે !*

## □ સુરેશ દલાલ

કોઈ મને કેમ આટલું બધું વ્હાલ કરે છે : સદશે કે નહીં
કોઈ મને કેમ આટલો બધો ન્યાલ કરે છે : ટકશે કે નહીં ?
સવાર પડે કે સૂરજની જેમ ઊગતો રહે
એક ગુલાબનો ચહેરો
હું તો મનમાં કહું છું મારી લાગણીને હવે
આટલી હદે નહીં ઉછેરો
અકળ પ્રેમની સકળ ગાથા કોઈ કદીયે લખશે કે નહીં
ગુલમ્હોર જેવા વરસો રાતા કાળા કદી પડશે તો નહીં ?
આટલા બધા આનંદ વચ્ચે
ચિંતા એક જ કોરતી રહે
વિધાતા તો પ્રેમની કુંડળી
આડી અવળી દોરતી રહે
લાંબો જીવનપંથ ને ટૂંકા શ્વાસ પડે તો કરશું રે શું ?
કોઈને કદી કયારેક જો સહવાસ નડે તો કરશું રે શું ?

## બસ ! □ ગીતા પરીખ

વસંત મ્હોરી ઊઠી અવનવા છંદે.
ખાખી બાવા જેવાં ઝાડવાંએ
નવી કુમાશ સજી,
રંગોનાં છાંટણાંએ સુગંધ રેલાવી,
એના લલિતકોમલ સ્વરોએ
કોકિલકંઠમાં સમ શોધ્યો,
અને અધખૂલી આંખોએ ધરાઈને
પીવા માંડયો અદ્‌ભુત રસ... !
પણ કયાંથી ?...
કુદરતમાંથી ?...
હૈયામાંથી ?
ના, ના,
એ તો "ટી.વી."ના પર્દા પરથી !
અહીં તો બ...ધું-બસ... ! !

## ◻ ઇન્દુ પુવાર

અમે માનતા હતા કે
બે કાંઠે ભરપૂર વહેતી નદીના
કાંપયુક્ત જળમાં વહી રહ્યા છીએ
એમ જ ગોઠીમડાં ખાતાં ખાતાં જઈ રહ્યા છીએ
વહેતા વહેતા દરિયે પહોંચ્યા છીએ
વળી ટપકયા છીએ
સમાઈએ છીએ પાછા કાંપયુક્ત જળમાં
પણ અત્યારે ઊભા છીએ રેતીના રણમાં
ઊંટની આંખમાં પાણીનું સપનું થઈને
'જીવનમાં બધાં કામો એક સાથે ના કરાય
મારું ધ્યાન માત્ર એક કામ પર કેન્દ્રિત છે.'
બે કાંઠે ભરપૂર વહેતી નદી રણમાં ઊભેલા ઊંટને કહી રહી છે.
અમને જીવન, કામ, ધ્યાન જેવા શબ્દોનો અર્થ
આજ લગી સમજાયો નથી
તેથી
વરસતા વરસાદમાં ઊભા છીએ
પલળીએ છીએ / ભીના ભીના ભદ થઈએ છીએ રીંગળ બટાકાં પલળે
છે/કોરી મોરી સડક પલળે છે
જીવન પલળે છે
કામ સળવળે છે
ધ્યાન લટકે છે
અમે પલળ્યા છીએ છતાં કોરા છીએ
કોરા છીએ છતાં કચ્ કચ્ કરતા કાકડી ખાઈએ છીએ
મોઢામાં એક નવા સંવેદનને મમળાવીએ છીએ
જીવન, કામ, ધ્યાન જેવા શબ્દો
અમારા શબ્દકોષને કાતરી રહ્યા છે
અમારા પલળેલા સમયને કાતરી રહ્યા છે
ત્યારે અમે
બીજી બે કાંઠે વહેતી કે ત્રીજી બે કાંઠે વહેતી
ભરપૂર નદીની શકયતા વિશે ઓતપ્રોત છીએ.

## બે વખત

**□ અનંતકુમાર પાષાણ □ સુશી દલાલ**

(હિંદી)

મેં બે વાર પ્રેમ કર્યો –
એક વાર જ્યારે હું સરળ યુવક હતો,
એક વાર જ્યારે હું હારેલો હતો,
પ્રૌઢ હતો,
અને મારું મોઢું પ્રત્યુત્તર આપના દર્પણમાં
પૂરેપૂરું નિરાશ્રિત હતું.

જ્યારે હું કિશોર હતો,
ત્યારે જાણે કે પૂરમાં ઊછળતી નદીને
બાહુઓથી પાર કરીને
બીજા કિનારા પર ઊભેલી એ છોકરીને
સમજાવી-પટાવીને
આ કિનારા પર લાવી શકતો હતો,
ભૂરા આકાશમાં ઊડતાં વાદળોનાં સફેદ ઝૂંડ
દેખાડી શકતો હતો.

પ્રૌઢ હતો ત્યારે કેવળ
હોડીમાં બેઠેલી એ નાવિક કન્યાને
હોડીમાં બેસાડવા માટે આગ્રહ કરી શકતો હતો.

પહેલાં એ છોકરી બહેરી હતી,
નાવિક કન્યાને મળ્યો ત્યાં સુધીમાં
હું મૂંગો થઈ ગયો હતો.

**□ સુરેશ દલાલ**

પહેલાં હું તારું નામ ફૂલ પર લખતો હતો.
હવે હું તારું નામ રાખ પર લખું છું.

## □ ઇન્દુ પુવાર

હું ખાતો પીતો થયો છે.
મોટો થયો છે/ચારે બાજુ ફેલાયો છે
વડની માફક
સમજતો થયો છે
હલકી ફૂલકી હાલાકીઓમાંથી પસાર થતો થયો છે
હવાનું રેશમી રૂપ અનુભવતો થયો છે
અંધારાની સુગંધ લેતો થયો છે
બધું થઇ ગયો છે.
હિલોળા, ઉછલકૂદ બધું શાંત સમુદ્ર છે.
તરતી હોડી છે
વ્હેલ માછલી છે
પાણી કપાય છે
એક પર્વતના ખડકોને પાણી કાપે છે
ખાડા-ખૂડી કાણાંફાણાં
કોરાઇ કોરાઇ ગુફા સુધી પહોંચે છે વાત આખી
રેતી કે રેતીના ઘરની
અથવા
સુખ સમૃદ્ધિ ઓડકારની ઘટનાઓ
ગૌણ ગણી કાઢી નાખવાની છે
આ બાજુ વ્હેલ માછલી પકડાય છે
રેશમના મહેલના પાયા હચમચી ઊઠે છે
પાણી ઉછળાય છે/અમળાય છે
સમુદ્ર છે/પર્વત છે/હવા છે
ત્યાર બાદ માછલી નામે હજી એક જીવ છે
આ બધું જોતું. અનુભવતું
હું નામનું મનુષ્યપ્રાણી
આજે પણ અવિચલ અડગ નિશ્ચલ નિયતિ થઇ
ઊભું છે ઊભું છે ઊભું છે.

## કબૂલાતનામું □ સરૂપ ધ્રુવ

છેતરાઈ ગયા'તા મારા સાહેબો !
સાવ છેતરાઈ ગયા'તા તમે....
પણ હવે મને કબૂલ કરવા દો કે,
દર્પણની લીસ્સી સપાટીના નામે અમારા ચહેરાની
ઉબડખાબડ ખાઈઓ વળોટી નહિ શકાય !
તરણાંનું વજન
કે તૂંબડાનો પરિઘ
ડુંગર કે સમદરની સચ્ચાઈને જૂઠલાવી નહિ શકે !
સડતા સણકાને બોખા મોંમાં મમળાવ્યાથી
દંતકથાના ડહાપણની દાઢ નહિ ઊગી શકે !
વ્યવસ્થિતપણે વાગોળવામાં આવતા વિચારવાયુને
કપોલકલ્પિતમાં નહિ ખપાવાય !
હવે તો કશુંક બળવાની, સડવાની, કહોવાવાની વાસ આવવા માંડી છે...
હવે તો ઊતરડી નાખવું પડશે આ તંગ મ્હોરું !
મારી અને માણસજાત વચ્ચે
પણછ ચડાવીને ઊભેલા કુરુક્ષેત્રને કબૂલવું જ પડશે !
કબૂલવી જ પડશે સ્પર્શ અને સંવેદન વચ્ચેની
સાવકી સગાઈને !
જળને જળ અને સ્થળને સ્થળ કહેવું જ પડશે !
પણ પગ નીચેથી સરકતી ભોંયને અટકાવી નહિ શકાય....
– ને મારે પણ અટકવું નથી હવે તો –
– હવે તો ગબડવું છે;
ને ગબડતાં ગબડતાં પંડનો જ પગ હાથમાં આવી જાય
તોય હવે તો પકડી રાખવો નથી મારે.
ક્યાં સુધી આ ખોટા પડી ગયેલા હાથ-પગ પર
અંધાર પછેડો ઓઢાડયે રાખવો ?!

## ☐ સુરેશ દલાલ

મને ગમતું મેવાડ કે મેડતા નથી
શ્યામ ! તમે મને કેમ તેડતા નથી ?

પૂરવ જનમનો ઉજાગરો આંખમાં
ને કેટલાંયે જન્મોનો થાક.
જગના બજારમાં કેટલો કોલાહલ
કે કાન મારા થઇ ગયા અવાક્
શ્યામ ! તમે વાંસળી કેમ છેડતા નથી.
મને ગમતું મેવાડ કે મેડતા નથી,

મ્હેલમાં મૂંઝાઉં છું ને મૂંઝાઈને ગાઉં છું
ને ઊની ઊની રેતીમાં એવી તો ન્હાઉં છું
દૂસરો ન કોઇ : બસ એક જ આ વાત
કે શ્યામ તમને હું તો પળેપળે ચાહું છું
મારા બંધનને તમે કેમ ઉખેડતા નથી ?
શ્યામ ! તમે મને કેમ તેડતા નથી ?

## અષાઢના પ્રથમ દિને ☐ કીર્તિકુમાર પંડયા

*હવે –*
*શહેરમાં*
*અષાઢના પ્રથમ દિને*
*'મેઘદૂત' નથી વંચાતું;*
*વંચાય છે*
*આગાહીઓ માત્ર હવામાનની !*

## અજાણ્યું પંખી □ મણિલાલ હ. પટેલ

પાનખરો પ્હેલાં
પીળાં વનોની સાક્ષીએ
દૂર કોઈ ગાતું હતું–
અજ્ઞાત ગીત પરિચિત લયમાં...
રીંછાળા અંધકારથી નીરન્ધ્ર વન
ચમકતી વીજળીએ
અજવાળેલી અક્ષતભૂમિને...
અનિમેશ મેઘે ભીંજવેલું
રહસ્યવૃક્ષ નખશિખ રક્તમાં
પત્રેપત્રે ટપકતા જળની જિહ્‌વાગ્રે
ઘૂંટાતો આદિમ લયકેફ
અરણ્યના અણુ અણુ પર
અંકાતું તોફાન
રેશમી કાળાશથી
ઊભરાયેલી હથેલીઓ વિવશ...

સૂરજ ગાતાં પંખીઓથી
છલકાતી સવારે
નહીં લખાયેલાં કાવ્યો પણ
મોસમી પતંગિયાં થઈને
ઊડી ચાલ્યાં હતાં ફૂલોની શોધમાં...

પીંછાં જેવી એકલતાઓ વચ્ચે
આજે, ભીંજવતો નથી આ અંધકાર
શ્રમિત ચન્દ્ર આથમણે સંભળાય
આપણે નહીં સેવેલાં શમણાં
ગરમાળાનાં ફૂલોમાં લચી પડયાં છે પાછાં...
હજીય ગાય છે કોઈ અજાણ્યું પંખી લોહીમાં
પણ કળાતું નથી કયાંય...

# મુક્તિધામ તરફ લઇ જતું ગતિપ્રેરક સૌન્દર્ય

□ **સુરેશ દલાલ**

આ વન કોનાં છે એનો મને કૈંક ખ્યાલ છે.
એનું ઘર તો જોકે ગામમાં છે;
એનાં વનોને બરફથી ઊભરાતાં જોવા હું અહીં થોડુંક વિરમ્યો
પણ એ તો પોતે આ નહીં જુએ.

વરસની સૌથી વસમી સાંજે
આસપાસમાં કયાંય ખોરડું નથી છતાંય
વન અને થીજેલા સરોવરની વચ્ચે આમ અટકવું
મારા તરવરિયા તોખારને તો બેહૂદું જ લાગશે;

ડોકું ધુણાવી એ ગળે લટકતી ઘૂઘરીઓને રણકાવે છે
જાણે કે પૂછવા કે કશી ભૂલ તો નથી થતી ને!
અહીં બીજો કોઇ પણ અવાજ હોય તો તે માત્ર
હળવા વહેતા પવનનો, પીછાં જેવા ઝરમરતા બરફનો.

વન તો સુંદર, શ્યામ અને ગાઢાં છે જ.
પણ મારે મારાં વેણ નિભાવવાનાં છે.
અને કેટલાંયે જોજન જવાનું છે.
નીંદરતાં પહેલાં, નીંદરતાં પહેલાં કેટલાંયે જોજન જવાનું છે.
('એક હિમાળી સાંજે વન પાસે અલ્પવિરામ') – રોબર્ટ ફ્રૉસ્ટ

અમેરિકન કવિતા વિશે જો વાત કરવાનું સ્હેજ પણ વિચારીએ તો વૉલ્ટ વ્હિટમન અને રોબર્ટ ફ્રૉસ્ટનાં નામ તરત જ યાદ આવે. ફ્રૉસ્ટનું આ પ્રસિદ્ધ કાવ્ય છે. ભારતમાં આ કાવ્યને પ્રસિદ્ધિ મળી, એમાં નિમિત્ત થયા જવાહરલાલ નહેરુ. એમને આ કાવ્યની છેલ્લી ચાર પંકિતઓ બહુ પ્રિય હતી.

પ્રકૃતિ વસંતમાં જ પોતાનું સૌંદર્ય પ્રગટ કરે છે, એવું નથી. આપણી પાસે દૃષ્ટિ હોય તો એની પ્રત્યેક લીલામાં, પ્રત્યેક છટામાં, એના સૌંદર્યનું અનુગુંજન સંભળાયા વિના રહે નહીં.

ફ્રૉસ્ટની કવિતા સરળ લાગે છે, પણ સરળ હોતી નથી. એના શબ્દના વનને વીંધીએ તો કાવ્યસૌંદર્ય એની રહસ્યમયતાને હળવે હળવે પ્રગટ કરે.

સ્હેજ વિચારી જુઓ. ચારે બાજુ બરફ પડતો હોય, ધરતી આખી શ્વેત ચાદર ઓઢીને નિરાંતે પોઢી હોય, સાંજનો સમય હોય, ઊતરતા અંધકારનો શ્યામ રંગ અને બરફનો શ્વેત રંગ જાણે કે એકમેકની સ્પર્ધામાં ઊતર્યા હોય અને આસપાસના બરફ છવાયેલા વનમાં કોઇક ઘર હોય, ઘરનો માલિક ઘરમાં હોય કે ગામમાં હોય,

પણ એના ઘરની આસપાસ આટલી બધી સૌંદર્યશ્રી છે એનાથી એ અજાણ છે. અને પસાર થતો પથિક આ બરફનું સૌંદર્ય માણવા માટે અલ્પવિરામ લે છે. સૌંદર્યની સૃષ્ટિમાં જીવાત્મા ભટકે છે. ચારે બાજુ શાંતિ છે. નિતાંત શાંતિ. આ શાંતિને વધારે પ્રગાઢ કરે છે થીજેલું સરોવર. આ શાંતિને સ્પંદિત કરે છે ગળે લટકતી ઘૂઘરીઓનો રણકાર. અને પીંછા જેવા બરફની ઝરમર.

કાવ્યનાયક સૌંદર્યથી લુબ્ધ છે; પણ લોભી નથી. અને એટલે જ એનો અલ્પવિરામ છે. આ સૌંદર્યને આંખમાં જેટલું સમાવી શકાય એટલું સમાવી લીધું છે. ફૂલ જોવું એ એક વાત છે. અને ફૂલને ચૂંટી લેવું, એના માલિક થવું એ બીજી વાત છે અને જે સૌંદર્યનો માલિક થઈ જાય છે એ કદાચ સૌંદર્યને સાચા અર્થમાં માણી શકતો નથી. એક બાજુ સૌંદર્ય હોય અને બીજી બાજુ કર્તવ્ય હોય તો સૌંદર્યને જમણે હાથે સલામ કરીને કે બે હાથે પ્રણામ કરીને માણસે નીકળી પડવાનું હોય છે પોતાને રસ્તે. ચિરનિદ્રા આવે એ પહેલાં જાગૃતિમાં માણેલા સૌંદર્યાનુભવને હૃદયની બચકીમાં બાંધીને આગળ ને આગળ નીકળી પડવાનું છે. સૌંદર્યનું પણ બંધન નહીં. સૌંદર્યને ઉત્કટપણે અને ઉત્તમપણે માણનારો જીવ સૌંદર્યથી બંધાતો નથી, પણ એ પોતાના કર્તવ્યનિષ્ઠ મુક્તિધામ તરફ ગતિ કરતો હોય છે પ્રગતિ કરતો હોય છે. ફ્રૉસ્ટે કવિતાની એક વ્યાખ્યા આપી હતી કે Poetry begins in delight and ends in wisdom. આ કાવ્યના મૂળમાં આનંદ છે અને એના શિખર પર શાણપણની પતાકા છે.

## બૌદ્ધિક પથ્થર □ કુન્તલકુમાર જૈન □ ગણપતલાલ ઝવેરી

(હિંદી)

*બધા*
*ભીંજાયા વરસાદમાં.*
*પથ્થર*
*ફક્ત*
*ચમકી રહ્યા*
*તમારા શબ્દોની જેમ.*

## પૃથ્વી લખે છે પૃથ્વીને

### □ અશોક વાજપેયી □ સુશી દલાલ

(હિંદી)

પૃથ્વી લખે છે પૃથ્વીને
નહીં કવિતાની જેમ
નહીં કથાની જેમ
એક અજાણ્યા શબ્દની જેમ
પૃથ્વી લખે છે પૃથ્વીને.

પૃથ્વી કલરવે છે પૃથ્વી પર
નહીં પક્ષીની જેમ
નહીં પતંગિયાની જેમ
એક અકથ્ય આનંદની જેમ
પૃથ્વી કલરવે છે

એના પર પણ જે
ઊંચકી રહ્યો છે પીઠ પર બોજો
અને
અનાજના ઓછા પૈસા મળવાથી દુ:ખી છે
એને માટે પણ
હળવી છે પૃથ્વી
ફૂલની જેમ
પાણીના બુંદની જેમ
રૂના ફાયાની જેમ.

### ઉનાળો □ સતીશચંદ્ર વ્યાસ

*તડકો ચઢી ગળા પર;*
*ચોકી કરે તરસની !*

મારી વાત

□ લીલાધર જગૂડી □ સુશી દલાલ

(હિંદી)

મારી વાત
પાવડો ઘસાઇ જવાની
કારખાનું ઉજજડ થઇ જવાની
રસ્તો તૂટી જવાની વાત છે.

મારી વાત
પથ્થર રેતી થઇ જવાની
ઝાડ
લાકડું થઇ જવાની
કોલસા
આગ થઇ જવાની વાત છે.

મારી વાત
જાણે થઇ જવાની વાત છે.

□ રમેશ ગોહિલ (૧૧ વર્ષ)

*મારા કંપાસ બોક્સમાં*
*મોટા મોટા એક્ટરોના ફોટા છે*
*પાંચ પાંચ પૈસામાં લીધેલા*
*અમિતાભ બચ્ચનના તો કેટલાય*
*મને અમિતાભ બચ્ચન બહુ ગમે છે*
*પણ જ્યારે રેડિયો પાસે બેઠો હોઉં*
*કૉમેન્ટ્રી સાંભળતો હોઉં*
*સુનીલ ગાવસ્કર ચૉગ્ગો મારે ત્યારે ખૂબ ખૂબ મજા આવે છે*
*અમિતાભ બચ્ચન*
*ફિલ્મમા પેલા ટાલિયા ગુંડાને ફેંટ મારે ને*
*જે મજા આવેને તેનાથી ડબ્બલ.*

## એક દિવસ □ નરેન્દ્ર જૈન □ ધનવિદ્યા મહેતા

*(હિંદી)*

એક દિવસ
આપણને પૂછવામાં આવશે
આપણે શું કરતા હતા ?

એક દિવસ
આપણને પૂછવામાં આવશે
આપણી ઊંઘ કેટલી લાંબી હતી ?

એક દિવસ
આપણને પૂછવામાં આવશે
આપણો અવાજ કોણ ઝૂંટવીને લઈ ગયું ?

એક દિવસ
આપણને પૂછવામાં આવશે
આપણી આંખોને એકાએક શું થયું ?

એક દિવસ
આપણી ધોરી નસ ફંફોસવામાં આવશે
એક દિવસ
હારમાં ઊભા ઊભા આપણે
પોતપોતાની સજાની
રાહ જોઈ રહ્યા હોઈશું.

## હાઇકુ □ ઉમેશ જોષી

ઊડે કાગડા
રાતના લીરા લઈ
જેવા દિવસે.

## □ યોગેશ જોષી

તાળું ખોલ્યું
ઘરનાં બારણાં ઉઘાડ્યાં,
હું
અંધારના પેટમાં.

## મલયસમીર □ બા. ભ. બોરકર □ જયા મહેતા

(મરાઠી)

કયાંથી આવ્યો અકળ હે સજની! મૃદુગતિ મલયસમીર
પળપળમાં તો કદંબકુસુમિત : કિસલયકાંત શરીર

કદીય ન જોયો તેવો દીઠો ગગને ગુલાલ અમીર
પડી અચાનક ચરણમાં, સજની! સોનાની જંજીર

મહક મહક વન, નીલ થયાં ઘન, ગુંજ્યો ધ્વનિ ગંભીર
આસપાસની છાયા જેવા મન વ્યાકુળ અને અધીર

ચંદ્ર વિના સખી ચાંદની ઊજળાં જોયાં જમુના-નીર
પલકવારમાં તુજથીયે શીતળ નયણે છલકે નીર

હશે કોઇ શું હિમકીમિયાનો અજબગજબ કારીગર
લઇ જઇશ હું નીડર થઇને આલિંગન - અધીર ?

## કેવળ ફૂલ જાણે છે
## □ અશોક વાજપેયી □ સુશી દલાલ

(હિંદી)

ફૂલોનો રંગ એવો જ હતો :
એ જ રીતે નીલ પર જાંબુડિયો, પીળા પર લાલ.
પણ ફૂલ એ જ નહોતાં.
જ્યારે કોઇ જોતું ન હોય.
ત્યારે કોઇ બદલી નાખે છે ફૂલોને.
બરાબર એવાં ને એવાં નહીં
પણ ખીલવે છે લગભગ એવાં જ ફૂલ
કે કોઇ જુએ તો કહી ન શકે
કે એ એજ ફૂલ નથી.
કેવળ ફૂલ જાણે છે કે એ નથી
અને એ છે.

# સમયની જાળમાં □ સુભાષ મુખોપાધ્યાય
## □ નલિની માડગાંવકર

(બંગાળી)

૧

કાંડા પરનું ઘડિયાળ
ચોવીસ કલાકમાં
ફક્ત એક જ વાર જોઉં છું.

નવનું
ભૂંગળું વાગતાં.

દિવસ કેમ પસાર થાય છે
રાત કેમ વીતે છે
એની હું ખબર જ રાખતો નથી.

વર્તમાનપત્રોનાં પાનાંમાં
સવાર પડે છે.
મેદાનમાં રમત પૂરી થતાં
સાંજ.

જતાં જતાં
બે બાજુની ભીંત, આળસુ અગાસીમાં
લટકતી
આકાશની જાતજાતની ભાત
કંઈ કેટલા આકાર.

તરંગો જેવા પતરાના છાપરા પર
ગલોટિયા ખાતાં બબડતાં કરાં પડે છે
તેની અત્યારે પણ
કેવી મજા આવે છે.

ટેબલ પર બુટના ખાલી ખોખામાં
જવાબની રાહ જોતો
પત્રોનો ઢગલો.
ન લખ્યાનો અપરાધ
એક-બે નિસાસામાં હળવો થાય, એવો નથી.

માછલી પકડવાનું જાદુ બનાવનારો
ઠૂંઠો માણસ –
વરસાદની આ મોસમમાંય
યાદ રાખજે
એ દેખાયો નથી.

રસ્તાના ખાડાઓ
નાનામાંથી મોટા કરતો કરતો
સમય અગાળ વધતો જાય છે.

૨.

ઘરમાં દૂધપાક બનતાં
જાણી જાઉં છું કે
મારો પણ એક જન્મદિવસ છે.

અર્ધી રાતે ટેન્... ટેન્... અવાજ સંભળાતાં
સમજી જાઉં છું
પૃથ્વી પર નવું માણસ આવ્યું.

મને જરાય ગમતું નથી
તોય સ્મશાનયાત્રામાં
મારે કોઈ કોઈ વાર જવું જ પડે છે –
બે આંખની શરમ ખાતર.

ઓળખીતા માણસોને પરાણે ખેંચી જાઉં છું
ચાની દુકાનમાં.
ચાનો ઘૂંટડો ભરતાં ભરતાં જોઉં છું,
ફૂલોથી શણગારેલી
વરરાજાની ગાડી પસાર થાય છે.

જવા દો,
કોઈક કહેતો હતો,
શું કહેતો હતો
એ જ ભૂલી ગયો છું.

કાલે અચાનક યાદ આવશે
હકડેઠઠ ભરાયેલી બસમાં.
ખ્યાલ આવતાં જોઈશ તો

મારું ઊતરવાનું સ્ટોપ
ક્યારનુંય જતું રહ્યું હશે.

૩.

ક્યારનોય વાત કહું કહું કરું છું.
ડાંડો પકડેલા હાથ પરની
એક ઘડિયાળ
મારી નજર સામે જ
કોઈક પહેરતું હતું કે કાઢતું હતું.
ઊતરવાનો વિચાર કરતાં હાથ ખેંચવા જાઉં છું ત્યાં
અચાનક ભાન થાય છે કે
એ તો મારો જ હાથ હતો
અને ઘડિયાળ અદૃશ્ય.
બસના પગથિયા પરથી ઘડિયાળ મળી ગઈ
એની સાથે
પશ્ચાત્ભૂમાં ચિત્ર વાળો
એક છોકરીનો ફોટો.
ઘડિયાળ જતાં
હું સમયના પંજામાંથી
બચી જાત.
પણ ફોટો મળ્યો એ નફાનો.
ખિસ્સામાંથી મારી ઘડિયાળ
નીચે ફગાવવા જતાં
આ ફોટો પણ ભૂલથી એની સાથે પડી ગયો હતો.
ફોટાનો કોઈ માલિક મળ્યો નહીં.
હવે મારું કામ વધ્યું.
નવના ભૂંગળા સાથે
ઘડિયાળ
અને છોકરીઓના ચહેરા સાથે
ફોટાને
સરખાવવા જતાં સમયની જાળમાં
જાણે કે હું વધુ ને વધુ જ ગૂંચવાઈ ગયો છું.

# અલગારી જીવાત્માની ઉક્તિ □ સુરેશ દલાલ

અહીં આવી છું કેવળ ગાવા પ્રભુ! તમારાં ગાન :
મને દઈ દો ભરી સભામાં એક અછડતું સ્થાન!

મને વિશાળા વિશ્વભવનમાં નહીં કશુંયે કામ ;
કોઈ અકારણ સૂરથી છલકે પ્રાણ અહો! અભિરામ!

રાત્રિના નીરવ મંદિરમાં પૂજન-વેળા જ્યારે ;
અણસારે આદેશ મને દો ગીત ગુંજવા ત્યારે!

પરોઢિયાને પવને રણકે ઝણકે સોનલ વીણા :
ત્યારે પણ આ હૈયું ઝરતું ગીત સૂરમાં ઝીણા!

મળે તમારો પાવનકારી સંગ : એ જ વરદાન :
મને દઈ દો ભરી સભામાં એક અછડતું સ્થાન!

રવીન્દ્રનાથ ટાગોર

કવિઓના કવિ રવીન્દ્રનાથ ટાગોરની આ કવિતા છે. કાવ્ય અનેક સ્વરૂપે વ્યક્ત થઈ શકે. સૉનેટ, મુક્તક, હાઈકુ - કોઈ પણ રૂપે. કાવ્યસ્વરૂપોની સૃષ્ટિમાં ગીત એ સવિશેષ અનાયાસપણું માગી લે એવો પ્રકાર છે. મંદિર પરની ધજાની જેમ પવનના તાલે તાલે એનો ફરકતો મરકતો અને ઘંટનાદ સાથે રણકતો લય છે. કાચો કવિ ગીત લખવા જાય તો ગાયન થઈ જાય અને સાચો કવિ ગીત લખે તો કાળ પણ જેને ગુંજ્યા કરે એવી કવિતા થાય.

માણસ જગતમાં જન્મે છે પછી એ એનાં પ્રયોજનો શોધતો ફરે છે. એના પ્રયોજન સાથે એના કર્મ સંકળાય છે અને કર્મ સાથે અહંકાર, અપેક્ષા, સફળતા, નિષ્ફળતા આ બધું એની ગઠરિયામાં બંધાતું જાય છે. આ કાવ્યમાં, સંસારમાં ઓતપ્રોત થયેલા અને માત્ર નિદ્રા આહાર અને મૈથુન સાથે સંકળાયેલા માણસની વાત નથી. અહીં તો કોઈ અલગારી જીવાત્માની ઉક્તિ છે. પરમાત્માને સંબોધન છે. લૌકિક સુખ પોતા માટે જે માગે તેને યાચના કહેવાય. પણ કશુંક અ-લૌકિક ઝંખે તે પ્રાર્થના કહેવાય.

ટાગોરની એ પંક્તિઓ યાદ આવે છે :

"જ્યારે કરું કામ પ્રભુ દેતા મને માન,
જ્યારે ગાઉં ગીત કરે પ્રેમ ભગવાન"

મીરાં જેવી કોઈ સ્ત્રીની ઉક્તિ હોય એવી આ ઉક્તિ છે. એમાં નરી નીતરતી ભક્તિ છે. મારું આ સૃષ્ટિમાં કોઈ પ્રયોજન નથી. દુન્યવી પ્રયોજનો તો આપણને આપણાથી અને પરમાત્માથી જોજનના જોજન દૂર લઈ જાય છે અને એનાને

વધુન વધુ વિકટ કરી મૂક છે. હુ તો અહીં કેવળ ગાવા આવી છું અને મારે તમારા સિવાય કોઇનું ગીત ગાવું નથી. મારો વિષય પણ તમે, મારો આશય પણ તમે અને મારી અભિવ્યક્તિ પણ તમે. ગાવું છે ખરું પણ શૂન્યાવકાશમાં ગાવું નથી. તમારી ભરી સભામાં એક અછડતું સ્થાન આપી દો પછી હું તમને ગાઇને તમારી સાથે સદાયે લયને તાંતણે બંધાયેલી રહીશ. તમારી સભા ભરેલી છે મારે એમાં મહત્તા પૂરવાર થાય એવી કોઇ સત્તાનું સિંહાસન નથી જોઇતું પણ એકાદ ખૂણો જ્યાં હુ મારું મયૂરાસન રચી શકું.

આ વિશાળ વિશ્વભવનમાં અનેક લોકો છે. એને અનેક કામો છે મારે તો તમને ગાવા છે એ સિવાય કશુંયે કામ નથી. તમને જોયા કરું, અકારણ સૂરથી છલકાયા કરું એથી વિશેષ અને એથી અલ્પ મને તો કશુંયે ન ખપે. કલાપીએ જે પ્રેમ માટે કહ્યું છે એ પંક્તિના કેટલાક શબ્દો ફેરવીને આપણે ગીત માટે પણ કહી શકીએ :

"ગીતને કારણો સંબંધો કંઇયે નથી
કારણ ગીતનું ગીત. કાવ્યની લક્ષ્મી તે બધી"

કારણ આવે એટલે બુદ્ધિ આવે. બુદ્ધિ આવે એટલે બુદ્ધિનો પ્રપંચ આવે. પ્રપંચ આવે એટલે સ્વાભાવિકતા સરી જાય અને ભાવિકતાને નિસ્બત સ્વાભાવિકતા સાથે જ હોય છે.

આખી દુનિયા સૂઇ ગઇ હોય, કોલાહલ શમી ગયા હોય, બજારો ઊઠી ગયો હોય ત્યારે આખી રાત નીરવ મંદિર જેવી લાગે છે. આ નીરવ મંદિરમાં માત્ર હું અને તમે, હું પણ નહીં. આ પૂજાની વેળા છે. અહંમની શરણાગતિની વેળા છે અને ખુદાની ફરમાઇશથી ગીત ગુંજવાનો આનંદ કોઇ અનેરો હોય છે. પરમાત્માનો એક અણસારો એ આંખ માથા પર ચઢાવાની વાત છે. રાતથી, જાણે કે પૂજાનો પ્રકાર હોય એમ, પ્રારંભ પામેલું ગીત સવાર લગી પણ એના ઝીણા સૂર, પારિજાતિના ફૂલની જેમ ઝરતા રહેશે. આ ગીત તો નિમિત્ત છે તમને પામવા માટે. તમારો પાવન સંગ એજ મોટામાં મોટું વરદાન.

આ ગીતમાં ભક્ત હૃદયની તન્મયતા ને તલ્લીનતા છે, આરઝૂ અને આર્દ્રતા છે. અને, ટાગોરના એક ગીતનો ઉઘાડ શામિલ કરું છું :

"રૂપથી તને વશ કરું નહીં, પ્રેમથી કરું વશ,
હાથથી તારા દ્વાર ન ખોલું, ગીતથી ખોલું, બસ !"

ટાગોરે પરમાત્માના દ્વાર પર અનેકવાર ગીત ટકોરા માર્યા છે અને વિશાળા વિશ્વભવનની ભરી સભામાં એમને કાગને પણ મીઠી ઇર્ષા આવે એવું સ્થાન આપવામાં આવ્યું છે. ટાગોર જેવા કવિઓને કારણે એક વાત હંમેશાં ઘૂંટાતી જાય છે કે કવિતા પણ આધ્યાત્મિક જ છે.

પ્રિય સુરેશભાઇ,

'કવિતા' અંક-૧૧૫ મળ્યો અને સાથે તેની ઉત્તમ કૃતિઓ પસંદ કરવાનું આમંત્રણ પણ. એ બદલ આભારી છું.

'કવિતા'નો આ અંક લગભગ સંકલન કહી શકાય અને એનો હેતુ સ્પષ્ટ છે. એક જ અંકમાં એક સાથે આટલા વિષય વૈવિધ્ય તથા સ્વરૂપ વૈવિધ્યમાં અનેક કાવ્યો મળે એ એક લ્હાવો છે.

સંકલનાને કારણે મધ્યકાલીનથી આજ સુધીના અનેક કવિઓનાં કાવ્યો વાંચવા મળ્યાં. પહેલાં વાંચેલાં-માણેલાં પણ મનમાંથી સરી ગયેલાં કાવ્યો ફરી તાજાં થયાં. કેટલાંક કાવ્યો કદાચ પહેલી જ વાર વાંચ્યાં હશે, તે પણ માણ્યાં. ગુજરાતની ઉત્તમ કવિતાનો આછો નકશો મળી રહે એવા આ અંકમાં ચાર-પાંચ નવાં કાવ્યો પણ છે. તેમાંથી અનુક્રમે લાભશંકર ઠાકરનું 'કાલગ્રંથિ' અને રમેશ પારેખનું 'હું મારી મરજીમાં ન''' વિશેષ ગમ્યાં.

– અનિલા જોષી

**પ્રથમ પારિતોષિક – રૂા. ૫૦૦/-**
**દ્વિતીય પારિતોષિક – રૂા. ૨૦૦/-**

## ગઝલ □ રશ્મિન પટેલ

માછલીની ગંધ જેવી હોય છે ઘટના બધી,
મોરબીના બંધ જેવી હોય છે ઘટના બધી.

દૃશ્યના પડદા પછીતે દૃશ્ય ઊભું હોય છે,
ભીંતના સંબંધ જેવી હોય છે ઘટના બધી.

પાળિયાને હાથ જેવું ફૂટશે – અફવા હતી,
એ પછી પણ અંધ જેવી હોય છે ઘટના બધી.

એક જંગલ નામનું ઊગે, વધે, તૂટે છતાં –
રક્તમાં અકબંધ જેવી હોય છે ઘટના બધી.

શબ્દને તોડયા પછી પણ અર્થ એના એ હતા,
ડાઘુઓના સ્કંધ જેવી હોય છે ઘટના બધી.

વધુને વધુ વિકટ કરી મૂકે છે. હું તો અહીં કેવળ ગાવા આવી છું અને મારે તમારા સિવાય કોઈનું ગીત ગાવું નથી. મારો વિષય પણ તમે, મારો આશય પણ તમે અને મારી અભિવ્યક્તિ પણ તમે. ગાવું છે ખરું પણ શૂન્યાવકાશમાં ગાવું નથી. તમારી ભરી સભામાં એક અછડતું સ્થાન આપી દો પછી હું તમને ગાઈને તમારી સાથે સદાયે લયને તાંતણે બંધાયેલી રહીશ. તમારી સભા ભરેલી છે મારે એમાં મહત્તા પૂરવાર થાય એવી કોઈ સત્તાનું સિંહાસન નથી જોઈતું પણ એકાદ ખૂણો જ્યાં હું મારું મયૂરાસન રચી શકું.

આ વિશાળ વિશ્વભવનમાં અનેક લોકો છે. એને અનેક કામો છે મારે તો તમને ગાવા છે એ સિવાય કશુંયે કામ નથી. તમને જોયા કરું, અકારણ સૂરથી છલકાયા કરું એથી વિશેષ અને એથી અલ્પ મને તો કશુંયે ન ખપે. કલાપીએ જે પ્રેમ માટે કહ્યું છે એ પંક્તિના કેટલાક શબ્દો ફેરવીને આપણે ગીત માટે પણ કહી શકીએ :

"ગીતને કારણો સંબંધો કંઈયે નથી
કારણ ગીતનું ગીત. કાવ્યની લક્ષ્મી તે બધી"

કારણ આવે એટલે બુદ્ધિ આવે. બુદ્ધિ આવે એટલે બુદ્ધિનો પ્રપંચ આવે. પ્રપંચ આવે એટલે સ્વાભાવિકતા સરી જાય અને ભાવિકતાને નિસ્બત સ્વાભાવિકતા સાથે જ હોય છે.

આખી દુનિયા સૂઈ ગઈ હોય, કોલાહલ શમી ગયા હોય, બજારો ઊઠી ગયો હોય ત્યારે આખી રાત નીરવ મંદિર જેવી લાગે છે. આ નીરવ મંદિરમાં માત્ર હું અને તમે, હું પણ નહીં. આ પૂજાની વેળા છે. અહંમની શરણાગતિની વેળા છે અને ખુદાની ફરમાઈશથી ગીત ગુંજવાનો આનંદ કોઈ અનેરો હોય છે. પરમાત્માનો એક અણસારો એ આંખ માથા પર ચઢાવાની વાત છે. રાતથી, જાણે કે પૂજાનો પ્રકાર હોય એમ, પ્રારંભ પામેલું ગીત સવાર લગી પણ એના ઝીણા સૂર, પારિજાતિના ફૂલની જેમ ઝરતા રહેશે. આ ગીત તો નિમિત્ત છે તમને પામવા માટે. તમારો પાવન સંગ એજ મોટામાં મોટું વરદાન.

આ ગીતમાં ભક્ત હૃદયની તન્મયતા ને તલ્લીનતા છે, આરઝૂ અને આર્દ્રતા છે. અંતે, ટાગોરના એક ગીતનો ઉઘાડ શામિલ કરું છું :

"રૂપથી તને વશ કરું નહીં, પ્રેમથી કરું વશ,
હાથથી તારા દ્વાર ન ખોલું, ગીતથી ખોલું, બસ !"

ટાગોરે પરમાત્માના દ્વાર પર અનેકવાર ગીત -ટકોરા માર્યા છે અને વિશાળા વિશ્વભવનની ભરી સભામાં એમને કાળને પણ મીઠી ઈર્ષા આવે એવું સ્થાન આપવામાં આવ્યું છે. ટાગોર જેવા કવિઓને કારણે એક વાત હંમેશાં ઘૂંટાતી જાય છે કે કવિતા પણ આધ્યાત્મિક જ છે.

પ્રિય સુરેશભાઈ,

'કવિતા' અંક-૧૧૫ મળ્યો અને સાથે તેની ઉત્તમ કૃતિઓ પસંદ કરવાનું આમંત્રણ પણ. એ બદલ આભારી છું.

'કવિતા'નો આ અંક લગભગ સંકલન કહી શકાય અને એનો હેતુ સ્પષ્ટ છે. એક જ અંકમાં એક સાથે આટલા વિષય વૈવિધ્ય તથા સ્વરૂપ વૈવિધ્યમાં અનેક કાવ્યો મળે એ એક લ્હાવો છે.

સંકલનાને કારણે મધ્યકાલીનથી આજ સુધીના અનેક કવિઓનાં કાવ્યો વાંચવા મળ્યાં. પહેલાં વાંચેલાં-માણેલાં પણ મનમાંથી સરી ગયેલાં કાવ્યો ફરી તાજાં થયાં. કેટલાંક કાવ્યો કદાચ પહેલી જ વાર વાંચ્યાં હશે, તે પણ માણ્યાં. ગુજરાતની ઉત્તમ કવિતાનો આછો નકશો મળી રહે એવા આ અંકમાં ચાર-પાંચ નવાં કાવ્યો પણ છે. તેમાંથી અનુક્રમે લાભશંકર ઠાકરનું 'કાલગ્રંથિ' અને રમેશ પારેખનું 'હું મારી મરજીમાં ન"' વિશેષ ગમ્યાં.

– અનિલા જોષી

**પ્રથમ પારિતોષિક – રૂા. ૫૦૦/-**
**દ્વિતીય પારિતોષિક – રૂા. ૨૦૦/-**

## ગઝલ □ રશ્મિન પટેલ

માછલીની ગંધ જેવી હોય છે ઘટના બધી,
મોરબીના બંધ જેવી હોય છે ઘટના બધી.

દૃશ્યના પડદા પછીતે દૃશ્ય ઊભું હોય છે,
ભીંતના સંબંધ જેવી હોય છે ઘટના બધી.

પાળિયાને હાથ જેવું ફૂટશે – અફવા હતી,
એ પછી પણ અંધ જેવી હોય છે ઘટના બધી.

એક જંગલ નામનું ઊગે, વધે, તૂટે છતાં –
રક્તમાં અકબંધ જેવી હોય છે ઘટના બધી.

શબ્દને તોડયા પછી પણ અર્થ એના એ હતા,
ડાઘુઓના સ્કંધ જેવી હોય છે ઘટના બધી.

કવિતા - સમયનું સૌભાગ્ય
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૧૬
વર્ષ ૨૦ : અંક ૨ : ડિસેમ્બર, ૧૯૮૬
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ.

# કવિતા

(દ્વૈમાસિક)



સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઇનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૩૬ રૂપિયા. પરદેશમા સીમેલ રૂા. ૭૦/-, ઍરમેલ રૂા. ૧૧૫/-, આ અંકના છૂટક ૬ રૂપિયા

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર/ડ્રાફટથી મોકલવા વિનંતી છે.

પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઇ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઇ દેસાઇ, સ્ટેટ્સ પીપલ્સ પ્રેસ, મુંબઇ-૧.

## पार्थसंशयः □ विनोद अध्वर्यु □ जशवंती दवे
(गुजराती)

धनुर्धरः त्वम् ? न हि, त्वत्तः अपि अधिकाः दृष्टाः
कर्णसमाः ! शिष्यः त्वं किं द्रोणस्य ? कस्तर्हि एकलव्यः ?
नरर्षभः ? अपुरुषरूपेण अपि नर्तितं त्वया !
भीष्मजयस्य ते गर्वः ? शिखंडी कथं विस्मृतः ?

जीवितं त्वया ? किं तु, रश्मयः ते कृष्णकरे स्थिताः;
तथाऽपि हृदयं मे त्वां सादरं नमति किल !
धर्मक्षेत्रे कुरुक्षेत्रे
अनिद्रितः त्वमेवासीः, अपैतुं तव संशयम्
गीता स्वयितव्याऽसीत् किं न कृष्णेन रणांगणे !
'संशयात्मा !'
संशये उत्तराणां वै सत्या सार्थकता खलु !
नो चेत् उत्तराण्यनेकानि नभसि विलीनानि नु !

## પાર્થસંશય □ વિનોદ અધ્વર્યુ

ધનુર્ધર તું ? ના, તુંથી અધિક પાર્થ ! છે દીઠા
કર્ણશા ! શિષ્ય સાચો તું દ્રોણનો ? એકલવ્ય તો ?
નરર્ષભ ? હતો નાચ્યો અપુરુષરૂપેય તું !
ભીષ્મની જીતનો ગર્વ ? શિખંડી વિસ્મર્યો કશે ?

જીવ્યો તું ? દોર તો તારા કૃષ્ણના હાથમાં રમે;
છતાંયે માનથી મારું હૈયું તો તુજને નમે !
ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે
અનિદ્રિત હતો તું જ, જેનો સંશય વામવા
પડી'તી રચવી ગીતા કૃષ્ણનેય રણાંગણે !
'સંશયાત્મા !'
સંશયે ઉત્તરો કેરી સાચી સાર્થકતા રહી !
નહીં તો ઉત્તરો તો આ હવામાં કૈં ગયા વહી !

KAVITA Regd. No. R.N. 16800/67

## □ નાથાલાલ જોશી

માનવ ધરતીનો નિત્ય-નિવાસી નથી;
ઊર્ધ્વનો પણ પ્રવાસી છે.

જગતની ઉપલક ઓળખ અને ક્ષુલ્લક સુખ એનું
જીવન-સર્વસ્વ નથી.

એની ચેતનાની દીપશિખા વ્યોમને સ્પર્શવા
ઉત્સુક છે;
દેવત્વની ઉપલબ્ધિ એની નિયતિ છે.

પૂર્ણપ્રકાશથી આલોકિત વ્યક્તિત્વ બહુ-આયામી
ઇન્દ્રધનુ બને છે.
એનું કાન્તદર્શન એ જ વૃન્દગાન !

□

વિશ્વ અમરકવિનું શાશ્વત ગીત છે. એની દરેક પંક્તિમાં કવિનું ચૈતન્ય ધબકે છે. વ્યક્ત અને અવ્યક્ત અવસ્થામાં એનું સંગીત અને સંવાદિતા લુપ્ત થતાં નથી. સર્જક જો આપણા અંતરપટલ ઉપર તેજ-પુંજ ભ્રૂક્ષેપ કરે તો સાચું દર્શન થાય.

## ઊગતો સૂરજ તને આપું છું □ જયંત પાઠક

ઊગતો સૂરજ તને આપું છું, લે- તું એને સાંજ સુધી સાચવે તો સારું
ઝળહળતી આંખોમાં જોજે ભરબપોરે ઊતરે ના સાંજનું અંધારું.

ખરતાં ફૂલોને રોજ જોવાનાં બાગમાં
ઊગ્યાં-ના-ઊગ્યાં ને ઓરાયાં આગમાં

પાંચ પાંચ પાંખડીનું આપું છું ફૂલ, એને જીવ જેમ જાળવે તો સારું
જીવતરના વ્હેણનેય વાંકાચૂકા વહીને આખર તો બનવાનું ખારું !

રસ્તા ઘણા ને ઘણી ભૂલ ને ભુલામણી
અધવચ્ચે અણધારી આફત ને તાવણી

રેશમની દોર એક આપું છું, લે- ન તૂટે, છેક લગી સાચવે તો સારું
અધવચ્ચે બાંધીને ખેંચી ન જાય પેલું અણધાર્યું મોત જો અકારું !

## લાડકડી ☐ મેઘનાદ ભટ્ટ

ફ્રોક પર ફ્રોક ચઢાવી
મોટ્ટી ઘોડાગાડીમાં એકલી બેસતી નાનકડી સોનપરી
હવે પરણી જશે.
હજી ગઇકાલ સુધી નાનીનાની વાતોમાં જીદ્ કરતી લાડકડી
અચાનક ડાહી-ડમરી નવવધૂ થઇ જશે.
....હવે
બાવીસ વર્ષના જાણીતા વસ્ત્ર પરિધાનને
પાનેતરના તારેતાર નવતર રંગોથી રંગી દેશે
અને અડધી રાત્રે
''મમ્મી-પપ્પાને ઠંડી લાગશે''ની ચિંતાથી શાલ ઓઢાડતો
એક લાડકડો હાથ
એની અનેરી હૂંફથી
અત્યંત અપરિચિત વાતાવરણનેય હૂંફાળું બનાવી દેશે
અને ત્યારે
અમને ફરી ફરી યાદા'વશે
કે
અમારા જીવનના અડાબીડમાં એક ચંદનવેલ ઊગી'તી
અમારા નાનકડા તળાવમાં માત્ર એક જ કમળફૂલ ખીલ્યું'તું.

## શોધ ☐ મંગળ રાઠોડ

હોડી જેવો
એકાદ શબ્દ
શોધું છું
વર્ષોથી,
મૌન-
સાગરને કાંઠે !

## ☐ સુરેશ દલાલ

એક હાંસિયો
કાગળમાં રહીને
કાગળની હાંસી ઉડાવે છે
જગતમાં રહીને
ઈશ્વરની ઠઠ્ઠા કરતા
માણસની જેમ.

## ....ને પછી તો ખુદ ઈશ્વર જ ખોવાઈ ગયો □ મેઘનાદ ભટ્ટ

લોકલ ટ્રેઈનના જનઅરણ્યમાં
મારા ખીસ્સા પર હાથચાલાકી કરતા પકડયો'તો મેં ઈશ્વરને.
"ચોર ચોર"ની તીક્ષ્ણ, તીણી મારી બૂમાબૂમથી
ઉશ્કેરાટથી ઉકળી ઊઠયા'ના મારા સહપ્રવાસીઓ
(ઓહ, વોટ એ ટ્રાઈટ ટ્રાઈબ માય ફેલો પેસેન્જર્સ આર !)
-અને, મુશ્કેટાટ બાંધી દીધો બધાએ મળી
સહપાન્થ મારા ભીરુસાથી એ ઈશ્વરને.
ઈશ્વરને તો આ લોકોએ નિર્વસ્ત્ર જ કરી દીધો
'ને ઈશ્વરે તો ડરના માર્યા
સમુદ્રમાં ફેંકી દીધું મારું પાકીટ !
છેક આમ પકડાઈ જવાશે એવી તો ઈશ્વરનેય કલ્પના કયાંથી ?
એ તો ખાસ્સો રડવા જેવો થઈ ગયો
તિતર બિતર થઈ ગયેલા એના ઈશ્વરત્વને સાચવી લેવાના
એકમાત્ર પ્રાણપ્રશ્નથી એનું તો ભીતર જ કોરાઈ ગયું !
"માફ કરો, દયા કરો-
 -હું તો તમારી પૃથ્વીનો અતિથિ છું.
આ તો સ્વર્ગ નથી !
 -સાંભળ્યું છે તમારી પૃથ્વી પર તો ઉભરાય છે
 દયાના દાવાનળ ઠેરઠેર !"
મારું હૃદય તો ઈશ્વરની આવી સ્થિતિ-પરિસ્થિતિ જોઈ આમેય
 પીગળી ગયું 'તું.

ત્યાં કોઈએ પૂછયું :
"શું હતું તમારા ખોવાયેલા એ પાકીટમાં ?"
"કશું નહીં-
 હતો માત્ર ઈશ્વરનો એક ફોટોગ્રાફ-"

## દીવડો □ હરિવલ્લભ ભાયાણી

(અપભ્રંશ)
દીવડે ખૂટયું તેલ અધેલો હઉં ઘરમાં ખોળું
તેજ તણો અંબાર, પિયુ ત્યાં તો બારણે ભાળું

## ગઝલ □ પ્રવીણકુમાર રાઠોડ

ફૂલ માફક પથ્થરો ગમતા હશે
આપણામાં જો મુલાયમતા હશે.
આંખને નીંદરની વચ્ચે દૂરતા,
જ્યાં લગી થોડીક પણ મમતા હશે.
હું સ્વજન એને ગણું છું વિશ્વમાં
ચાલ જેઓ નિત નવી રમતા હશે.
શી રીતે નહિ તો ગમે સંગાથમાં !
આપણામાં ક્યાંક તો સમતા હશે.
વાટ જીવનની નથી સીધી સરળ
ભોમિયા પણ ભૂલમાં ભમતા હશે.
શોધશે આખું જગત કાયમ કવિ,
જો અહીં આ શબ્દમાં ક્ષમતા હશે.

## □ વિમલા વોરા

આવું છું અને જાઉં છું
અને દુનિયાની કથા શબ્દોમાં ગાઉં છું.

જન્મની ઇચ્છા હતી કે નહીં
કશો ખ્યાલ પણ નથી
ગમતું મળે, અણગમતું મળે
ખુવાર પણ નથી કે ન્યાલ પણ નથી
બાગમાં ઊભી છતાં એવું કેમ લાગે
કે રેતીના વરસાદમાં ન્હાઉં છું.
જોયા કરું છું રોજ 'કિસ્મતના ખેલ,
ભરચક્ક છે ઝૂંપડી ને ખાલી છે મ્હેલ.
આવનજાવન આ કયારની થયા કરે
ને લખચોર્યાશી ફેરે ફસાઉં છું.

## સ્મિતા પાટિલને □ પ્રીતિ સેનગુપ્તા

શું ખર્યો એકાદ તારો
અર્ધકલ્પિત, અર્ધસર્જિત આભથી ?
ના.
　　થયો ક્ષત પૂર્ણ-ચંદ્રક, ને
વિલાઇ ચાંદની.
ઝેર ઢોળાયું બધે અંધાર કેરા સર્પનું.
કાળનો હુંકાર હંફાવી ગયો જીવન, બની
નિર્જીવ, નિરર્થક અભિનય-નાટ્યની નિપુણતા.

વય શું હતી ?
તોયે વિદેશે માન કેવું પામતી,
ને દેશમાં કૌશલ્યના સિંહાસને વિરાજતી.
આવા અદ્વિતીય વ્યાપની ઇપ્સા
　　પ્રકટ કે અપ્રકટ
કૈં કેટલાં મનમાં હશે,
　　ને ભાવ ગૌરવ-ખેદના.

જેણે રજતપટ પર કર્યાં પ્રશસ્ય અદ્‌ભુત સર્જનો
પૃથ્વીપટે
　　એણે મૂકી નવજાત અંતિમ આકૃતિ.
આરંભ એની પ્રેમકથનીનો થઇ ચૂકયો.
　　લખાશે
દંતકથની પણ ઘણી જીવન અને અવસાનની.

## ગુપચુપ □ હરિવલ્લભ ભાયાણી

(પ્રાકૃત)
નહીં સળગે
નહીં ધગતાં
ન સમસમતાં
ન ધૂંધવાતાં–
સખી ! અંગાંગ આ પ્રિયવિરહમાં
ગુપચુપ જળ્યાં કરતાં

## સ્મૃતિ-મંજૂષા ☐ હર્ષદ ચંદારાણા

મેં સ્મરણની પેટી જ્યારે ખોલી છે
કાલી-કાલી બોલીમાં એ બોલી છે

વસ્ત્ર ખરડાયેલું નીકળ્યું ને મને
યાદ આવ્યું આજ પાછી હોલી છે

ચુડીની શરણાઈઓ ગુંજી ઊઠી
બાજુબંધે બાંધી રાખ્યો ઢોલી છે

બહાર આવી ચીજ-વસ્તુએ બધી
તીડ માફક મારી છાતી ઠોલી છે

સાવ તળિયે છૂપું ખાનું ખોલીને
પત્રની થપ્પી ઉપાડી ખોલી છે.

## ભય ☐ વિપિન પરીખ

ખૂબ મલીન વસ્ત્રો છે મારાં
થયું : લાવ, નદીમાં સ્નાન કરી
પવિત્ર થઈને આવું.
પછી થયું : હું અંદર પડું ને
નદી આખીગંદી થઇ જશે તો ?
આટલાં બધાં ફૂલો છતાં
હું ભીતર પ્રવેશું ને
મંદિર આખું ગંધાઇ ઉઠશે તો ?
જવાદે, હું મંદિરમાં પણ અંદર નથી આવતો
બહાર જ ઉભો છું.
મારા પ્રણામ સ્વીકારજે !

## નામ સૂરત □ ભગવતીકુમાર શર્મા

આમ તો છે એક ભીના ભીના સ્થળનું નામ સૂરત
આંખ છે તાપી નદી ને એનાં જળનું નામ સૂરત
જન્મથી, સદીઓથી મારાં અન્નજળનું નામ સૂરત
મારા લોહીમાં ભળેલી એક પળનું નામ સૂરત
આવ, ખેડી નાખ મારી છાતીનાં ડાંગરસ્વપ્નોને,
એક અણિયાળા છતાં મહેકંત હળનું નામ સૂરત
વ્રજ વહાલું છે મને વૈકુંઠમાં શું દોડી આવું ?
રાધિકા શો હું ભ્રમર છું, મુજ કમળનું નામ સૂરત

પાઘ રાતી, પાસ પુસ્તક, તર્જની લમણે ધરેલી
લાગણી નામે મુલકના ક્ષેત્રફળનું નામ સૂરત

## ત્રણ મુક્તક □ 'અગમ' પાલનપુરી

### આહ્વાન

તાકાત હોય; જામ ઉપર જામ લાવ તું !
પાણી ન જાય તારું એ પાણી બતાવ તું !
મારી અનંત પ્યાસ કે તારી અતળ સુરા ?
આજે જરૂર ફેંસલો થઇ જાય; આવ તું !

### વિમાસણ

તુચ્છ ભ્રમણા સમંદર બની જાય છે !
ઝાંઝવાં કૈં નથી તોય દેખાય છે !
તુજ વલણ કૈં સમજમાં નથી આવતું !
કેમ અસ્તિત્વ રાખીને સંતાય છે ?

### સંકલ્પ

ઉપવન કણે કણે ખિલે, વેરાન તો ટળે !
પ્રેમાળ દિલ બનાવીએ, અરમાન તો ફળે !
ઘર-આંગણાનો પ્રશ્ન ઉકેલો પ્રથમ 'અગમ';
ઇશ્વરની શી ફિકર અહીં ઇન્સાન તો મળે !

## સ્યૂસાઇડ પોઇંટ (કોડાઇ કૅનાલ) □ જયન્ત પાઠક

આ સ્યૂસાઇડ પોઇંટ :
એક વાર
ખીણની આ ધાર પરથી
હાથમાં હાથ રાખી
ઘણાં પ્રેમીઓ હતાશ
        કૂદી પડતાં નીચે
        નિરાધાર ખીણમાં-
જોઇ આવો, જુવાન ભોમિયાએ કહ્યું.
અમે ઊતરી પડયાં ગાડીમાંથી
ટેકરો ચડયાં ને... જોયું તો
ખીણને માથે ઊભેલા
એક વૃક્ષની લીલીછમ છાયા
છાયામાં એકમેકને વીંટળાઈને ઊભેલી
        બે નવયુવાન કાયા...
અમે પાછાં વળી ગયાં
જાણે જોયું જ ના હોય એ રીતે
        બીતે બીતે...

## ભિખારી □ વિપિન પરીખ

મેં ભિખારીના હાથમાં દસ પૈસા મૂક્યા.
'દસ જ પૈસા ? તેનું આજે મૂલ્ય શું ?'
એમ જાણે ઠપકારતો એનો ચ્હેરો
હજી આંખ સામે તરવરે છે.
તેણે તે દસ પૈસા રાખ્યા કે
ફેંકી દીધા
મેં પાછું ફરી જોયું નહીં.
જાતને ફિટ્કારતો હું આગળ ચાલી નીકળ્યો.
હું પણ શું કરું ?
મારી પાસે દસ જ પૈસા હતા –છૂટા !

# ગીત □ મેઘબિંદુ

સાત સાત પગલાંઓ સાથેં ચાલીને
　　તેં માગ્યો તો મારો એ હાથ
પણ અધવચ્ચે એવું તે શું રે થયું !
　　મારો છોડી રે દીધો સંગાથ.

હું તો ઇચ્છાઓ તારી ઉછેરતી હતી
　　ને મહેકાવ્યો તારો એ બાગ
તારા અવાજમાં હું એવું ખોવાઇ'તી
　　ભૂલી ગઇ મારો હું રાગ.
તારા એક એક પગલાંની પૂજા કરી
　　તને માનીને મારો તું નાથ
પણ અધવચ્ચે એવું તે શું રે થયું !
　　મારો છોડી રે દીધો સંગાથ.

મંજિલની ટોચ જ્યારે દેખાઇ દૂરથી
　　ત્યારે તેં લીધો વળાંક
ધખધખતા તાપમાં, તારી સંગાથમાં
　　ચાલી એ મારો શું વાંક
મનના મારગમાં એવું તે કોણ મળ્યું
　　છોડી દીધો રે મારો સાથ
સાત સાત પગલાંઓ સાથે ચાલીને
　　તેં માગ્યો તો મારો એ હાથ
પણ અધવચ્ચે એવું તે શું રે થયું
　　મારો છોડી રે દીધો સંગાથ.

# ગઝલની એક તસ્બી

□ બેન્યાઝ ધ્રોલવી

(ગઝલ)

ફૂલનો ચહેરો ઉદાસી જોઉં છું,
પાનખરના આયનામાં રોઉં છું.

પોપચાંના ઘાટ વચ્ચે બેસીને,
હર દુઃખોને આંસુથી હું ધોઉં છું.

ક્ષણમહલમાં ખાલીખમ આકાશ છે,
ચંદ્ર, તારા, સૂર્ય ને હું ખોઉં છું.

સીમનો તડકો ટપાલમાં નીકળે,
અક્ષરોની સાંજ ટહુકે જોઉં છું.

શબ્દના એકેક મણકા પ્રોઉં છું,
હું ગઝલની એક તસ્બી જોઉં છું.

## □ સુરેશ દલાલ

કોરા કાગળને જોયો નથી
ને અમે મૂગી કલમને ઉપાડી નથી.
અર્થોનાં બારણાં કરી દીધાં બંધ
અને શબ્દોની બારી ઉઘાડી નથી.

લાગણીના વાદળના પડછાયા ઝીલવા
શબ્દોનું ગજું હોય કેટલું ?
કમળની જેમ જો ખૂલે સરોવર
તો કાંઠાનું ગજું હોય કેટલું ?
અમે અમારા આકાશને નીચોવી નાખ્યું
પણ કોઈનીયે ધરતી, ઉજાડી નથી.
શબ્દોનાં બારણાં કરી દીધાં બંધ
પણ અર્થોની બારી ઉઘાડી નથી.
ચલો, લખવું નથી ને વલખવું નથી.
ને કોઈનિય કાંઈ કશું પૂછવું નથી.
શબ્દોની આંખમાં આંસુઓ ભલે રહ્યાં
એને આ આંગળીએ લૂછવું નથી.
અમે અમારો આખો દરિયો ડૂબાડયો
પણ કોઈનીયે નૌકા ડૂબાડી નથી.

## એ બધાં… □ લલિત ત્રિવેદી

એ બધાં ખતરનાક જીવે છે
એમના બદલે થાક જીવે છે

સાવ જડબેસલાક જીવે છે
ક્યારે તેઓ અવાક જીવે છે ?

ઓઢે કે ઢાંકે કે છુપાવે શું ?
કોઈ ક્યાં શર્મનાક જીવે છે ?

રોજ સણસણતી ગાળ જેવો દિવસ
રોજ ઉગાડીને નાક જીવે છે !

અરધાપરધા સૂરજથી વીંટી અંગ
અંગાઓ ગઝબનાક જીવે છે…

લાજ રોળાય અગર સળગી જાય…
તો લઈ એની ખાક જીવે છે

ઝૂંપડા જેવી રોજ રાત અને,
બુલડોઝરની ધાક જીવે છે…

## પ્રાર્થના □ વિપિન પરીખ

તમારો સ્પર્શ ઇચ્છું છું
હું અહલ્યા છું
ક્યારેક તમે સાવ બાજુમાંથી પસાર થઈ જાઓ છો
હું અફસોસ ભેગા કરું છું.
વારે વારે ચિત્ત ઉપર આઘાત પડે છે.
હું તૂટી પડું છું.
છિન્નભિન્ન થઈ શોધું છું:
પોતાનું કહી શકાય એવું કશું હાથમાં નથી આવતું.
ડૂબું છું : ક્યાંય કિનારો નથી દેખાતો.
ચીસ પાડું છું : તમારું નામ હોડી થઈને આવે છે.
આવો, મને તમારી પાસે લો
માટી છું, તમારો સ્પર્શ ઝંખું છું.

## પ્રક્રિયા □ મણિલાલ હ. પટેલ

પલળવું પ્રગટવું પમરવું પ્રસરવું
પવન પત્ર પથ્થર પલકમાં પરખવું

અસરવું અમરવું અભિનવ અલખવું
વિહરવું વિરહવું વિસરવું વલખવું

તરણવું તડકવું તતડવું તલખવું
ટમકવું ટગરવું ટમટમ ટટળવું

અનલવું અનિલવું અગરવું અતલવું
અજરવું અધરવું અભયવું યરલવું

લહરવું લપકવું લપસવું લટકવું
ખખડવું ખખરવું ખલકવું ખટકવું

ચહકવું ચમકવું ચીપકવું ચરકવું
ધમકવું ઢળકવું થથરવું થરકવું

કકળવું કગરવું કજળવું કમળવું
ગ-ગળવું મ-મળવું
ભ-ભળવું જ-જળવું.

□ વિપિન પરીખ

મેં માન્યું હતું
તમે ઊટીથી પાછા ફરો ત્યારે
સ્ટેશનેથી સીધા મારા ઘરે જ આવશો
અથવા
તમારા ઘરે જાઓ તો સૌ પ્રથમ
બીજું કશું ન કરતાં તરત
મને ફોન જોડશો.
હું ફોનની બાજુમાં બેસી જ રહ્યો.
બહારગામથી ઘણે દિવસે કોઇ પાછું ફરે
તો લોથપોથ થઇ જાય.
મને થયું :
સાંજના તમે મને તમારે ત્યાં બોલાવશો.
વાટ જોઇને હું
સૂરજની જેમ થાકી ગયો.
રાતે જાતને મેં સમજાવ્યું :
દરેક માણસને પોતપોતાની મુશ્કેલી હોય છે
તેના વર્તનમાંથી સંકેતો શોધી અર્થઘટન કરવું કે
તેને આપણે માટે પ્રેમ નથી તે ઠીક નહીં.
તે પછી મેં સૂવાનો કેટલો પ્રયત્ન કર્યો !!

હાઇકુ

□ 'અગમ' પાલનપુરી

*આખો વગડો*
*દોડી આવ્યો ઘરમાં;*
*કૂજી કોયલ !*

□ ચંદ્રકાન્ત દત્તાણી

ફૂલ છે, ના પ્રશ્ન ના જવાબ છે, સુબ્હાનલ્લા !
રૂંવે રૂંવે ફૂલના શરાબ છે, સુબ્હાનલ્લા !

ફૂલ વરસે મારામાં કે હું વરસતો ફૂલમાં
પરસ્પરતા ઓગળીને આબ છે, સુબ્હાનલ્લા !

ફૂલે તરું ફૂલે ડૂબું સ્પર્શું અતલ તલ ફૂલના
ચારે બાજુ ફૂલના સૈલાબ છે, સુબ્હાનલ્લા !

ફૂલ વરસે કે ક્ષણો વરસે કે વરસે શાશ્વતી
એકાકાર ફૂલનો વરસાદ છે, સુબ્હાનલ્લા !

ઝાંઝવાં ન જળ ન ધુમ્મસ વન નહીં વસુંધરા
જ્યાં જુઓ ત્યાં ફૂલના શબાબ છે, સુબ્હાનલ્લા !

જીવું ફૂલે શ્વસું ફૂલે હરુંફરું હું ફૂલમાં
ફૂલભીનાં જાગરણ ને ખ્વાબ છે, સુબ્હાનલ્લા !

ફૂલનાં પાતાળ, દરિયા, પર્વતો ને આસમાં
ફૂલના તડકા ને આફતાબ છે, સુબ્હાનલ્લા !

હર આદમી પણ ફૂલના દિદારની બારી અહીં
ચ્હેરે ચ્હેરે ફૂલના મ્હેતાબ છે, સુબ્હાનલ્લા !

દશે દિશમાં ફૂલના આલોક છે ઝળાંહળાં
ધુંવાધાર ફૂલના રુઆબ છે, સુબહનલ્લા !
ફૂલ...ફૂલ...ફૂલ...સુબ્હાનલ્લા !

ફોરી શકું □ અજય પુરોહિત

શ્વાસના આકાશમાં મ્હોરી શકું;
સૂર્યને હું હાથમાં દોરી શકું.
જિંદગી સૂક્કી તૃષા જેવી છતાં-
હું સમંદર સાતમાં ફોરી શકું.

## રાત વાવુંને □ જતીન્દ્ર આચાર્ય

રાત વાવું ને ઊગે સપનું
આંખ વાવું ને પ્રીત
કણ વાવું પણ કંઈ ન ઊગે
રણની એવી રીત

પળ વાવું ને આયખું ઊગે
જળ વાવું ને સાગર
હળ વાવું પણ કંઈ ન ઊગે
ચાસની કોરી ચાદર

સોણલું વાવું ઊગે સૂરજ
દિન વાવું તો રાત
શ્વાસ વાવું પણ કંઈ ન ઊગે
જણની એવી જાત

## તરસ □ શિવજી રૂખડા 'દર્દ'

એક
તરસી નદી
ખભે લઈને
નીકળ્યો છું
દરિયો શોધવા.

દરિયામાંથી
એક
તરસી નદી
લઈને
આવ્યો છું
ઝાકળ પાસે

એક
દેડકાએ
કૂવો ખોદવાની
કોશિષ કરી ત્યાં
રણ નીકળ્યું

## વસંતપંચમીનો વિશેષ : ઇચ્છા □ ઉશનસ્

મિચ્છા ન કૈં, ન દુક્કડ, પ્રાચ્છિતની ન પૃચ્છા.
આજે ન કો અસંગી, સૌને કશીક ઇચ્છા;
તાજી કૂંપળ સમાણો તડકો શું નીકળ્યો છે!
આવી રતુંબડી તે હોઇ શકે અનિચ્છા?
આજે બધું જ સંકુલ, વગડો જ આઘ બિલકુલ,
ગુચ્છે ગૂંચાઇ ગૈ છે પારસ્પરિક ઈચ્છા;
આકાશને ધરાની, ધરતીને વલ્લરીની,
ને વલ્લીને વિયાઇ, ફૂલમાં ફૂટયાની ઈચ્છા;
આંખોને રૂપઝંખા, શ્રુતિ, ગુંજ; અંગુલો ને
ફૂટેલ સ્પર્શ, જ્યાં ત્યાં અમથું અડયાની ઈચ્છા;
શ્વાસે છે ગંધ કોઇ, રસ તો તરસ તરસ છે,
શો શોષ કોષકોષે; પોષે તું એવી ઈચ્છા.
આજે હું જે કરું છું, ગહ્વરથી નીકળું છું,
તારા તરફ વધું છું: તું એક મારી ઈચ્છા;
ઈચ્છા જ મારી ઓળખ, રથ માહરો મનોરથ,
ધ્વજ ફર્ફરે તે મારી તારા તરફની ઈચ્છા.

### □ જયા મહેતા

રાતભરના સ્મશાનવત્ ભીષણ નીરવ અંધકાર પછી
મરેલાં માણસની ઉઘાડી આંખ જેવા બિહામણા, સ્થિર અંધકાર પછી
ઊંચી ઊંચી પથ્થરિયા દીવાલો વચ્ચે નખશિખ શ્વેત શ્વેત તરફડતા
અંધકાર પછી
અચાનક ક્યાંકથી સંભળાતા
એકબીજામાં ભળી જતાં
ખખડાટ-ભભડાટ, ચકલાંના કલબલાટ, ઘોંઘાટ, કાગડાની કર્કશ
શોરબકોર
ઘાંટાઘાંટ, બૂમાબૂમ, ઘંટારવ વગેરેના અવાજોથી
એક દ્વાર એકાએક ખૂલે છે
અને
સૂર્યના પહેલા કિરણ જેવી શાંતિ અનુભવાય છે.

## મકરસંક્રાન્તિને દિને એક ફાળ □ ઉશનસ્

વસંત ફરીથી મને પ્રથમ જેવી શું ફૂટશે ?
ફરીથી રવિ ઉત્તરે, ફરીથી કોકિલા કૂક...,
ફરીથી દખણાદી વાયુ લહરી તણી ફૂંક,
ફરી શું મુજ, શૈત્યથી પ્રહતપ્રાણતા તૂટશે ?
વસંતઋતુ ચાલના નિરખી પેચભૂતે રહું :
સમૂળ કશી કાન્તિ, સાવ નવી જિંદગી !
ઉજેશ મનપ્રાણ છેક તળિયા લગી !
હું આજ તરુ હોત કોઈ વગડાનું, તોયે બહુ;
પરંતુ હું છું માનવી, મનુપ્રસૂતિ છું. શાપિત
– ન પાંડુસમ-પાંડુને પણ વસંત...
હું તો શિશિર માત્ર, પત્ર નિત ખર્ખરંત...
વસંત બિચ છું : ન સ્થાપિત છું, ન ઉત્થાપિત;
ખર્યા જ કરું છું, સબંધખર વૃક્ષ છું : શું થશે ?
મને રતિની રાતીચોળ ફરી કૂંપળે ફૂટશે ?

## જોઈએ □ અજય પુરોહિત

જિંદગીને જીવવા આધાર જેવું જોઈએ,
એટલે કે બેવફાના પ્યાર જેવું જોઈએ.
જે સરળ છે જિંદગી એમાં મજા કયાં હોય છે;
કાયમી આનંદમાં તકરાર જેવું જોઈએ.

## □ કબીર શેખડીવાળા (વર્ષ : ૩)

સૂરજની આંખે
વાદળના પાટા બાંધ્યા
પછી
લાઈટ જતી રહી...
પછી ખોલ્યા
એટલે
સવાર થઈ.

## To a Friend's Child □ Aliki Barnstone

You sit in the middle of the bed
smaller than a pillow.
Your eyes are two blue planets.
I'm too tired and loaded
to party in the next room
or understand the conversation.
In the soft landscape of the room
you crawl to every corner of our plateau
and I reach for you
with my giant's arms.
You know better than to fall
but please, stay with me.
I remember these nights
when I was small, when
somewhere in the unexplored city
a train rumbles and calls
like the people in the next room.
Outside the window
lights move as a shining mobile.
You climb across my legs,
kneel on my breasts,
and pull my monstrous ears,
my hard china teeth.
At last you lie across my hips
and rock.
Who is mother?
Who is child?
Our bodies rise and fall
like boats tapping a calm sea.
Your baby smell could almost make me sleep.

## (અ) દૃશ્ય કોલાજ □ પન્ના નાયક

એકમેકની સોડમાં
બે વૃક્ષો
જાણે કે સાવ અજાણ્યાં હોય
એમ ઊભાં છે.
માથા પર કોઈ વાદળ નથી.
ક્યાંક સૂર્ય નથી
કે
નથી કોઈ ચંદ્રમઢ્યું આકાશ.
પવન પણ જાણે
કોઈ મોટા પથ્થરનો
અદૃશ્ય ખૂણાખાંચાવાળો ટુકડો હોય એમ
માથા પર તોળાય છે.

આ વૃક્ષ સાથે
હું
મારી કોઈ લાગણી
સાંકળતી નથી
કે
સાંકળવા માગતી પણ નથી.
અને છતાંય
મને કેમ એમ લાગે છે
કે
આ વૃક્ષને જોતાં
હું
પન્ના મટીને
કોઈ પડછાયો થઈ જાઉં છું!

મારો પડછાયો હોય તો કેવો હોય
એની મેં કલ્પના કરી નથી.
પણ
કોઈક કાબરચીતરા ચોસલાની વચ્ચે
ખૂણામાં
આકાર વિનાનું

એક ધાબું થઈ
મારો પડછાયો ઊભો છે
સાવ નિષ્ક્રિય.

હું
મારી આંખ સામે જ
ભજવાતી લીલા જોયા કરું છું.
મને ખબર નથી
કે કોઈ મને જુએ છે કે નહીં.
મને ખબર નથી
કે કોઈ મને સાંભળે છે કે નહીં.
મને તો એક પડદા વિનાની
રંગભૂમિ દેખાયા કરે છે.
એ રંગભૂમિની ધારને વળગીને
ખાલી પગથિયાંઓ
કોઈની પણ પ્રતીક્ષા ન કરતાં હોય એમ
સૂમસામ પડયાં છે
અને
લાગણીનો નિર્વેદ ભોગવીને
થાકી ગયું હોય એમ
મારું હાડપિંજર
મને પોતાને પણ બીક લાગે એમ ઊભું છે.

અચાનક
મારી આંખ મંડાય છે
ખાલી પગથિયા જેવી
ખાલી ખુરશી પર
ખુરશીમાં
મને દેખાય છે
ઘુવડનો માળો
અને
રંગભૂમિના ઉપરના ખુલ્લા ભાગમાંથી
સંભળાય છે મને
ગરુડની ચીસ.
હું જે જોઉં છું

જે સાંભળું છું
જે અનુભવું છું
એનો પ્રાસ
હું ક્યારેય, કદીય
નથી મેળવી શકી.
ઘુવડ અને ગરુડને
ભેગા કરવાનો મારો કોઈ મનોરથ નથી.
પણ
મને નથી મળ્યું
ગરુડનું ઉડ્ડયન
કે
નથી મને મળી
અંધારાને આરપાર વીંધી શકે એવી
કોઈ દૃષ્ટિ.

અહીં રચાયેલા
ચિત્રોની જેમ
મારી સૃષ્ટિમાં
સેળભેળ થઈ ગઈ છે
કોઈ પણ પ્રકારના મેળ વિનાની.
આકાશનો ચંદ્ર
ઊગ્યા વિના
ફુગ્ગો થઈ ફૂટી ગયો છે.
અનેક પાંદડાં હોવા છતાંય
વૃક્ષો
સાવ અવાક્ થઈને ઊભાં છે.
હું
મારું મૌન
ઉકેલી શકતી નથી
અને
વૃક્ષોનું મૌન
સમજી શકતી નથી.
અને
આ બે મૌનની વચ્ચે

મારા શબ્દો
એના ગર્ભમાં
નહીં જન્મેલી સૃષ્ટિ લઈ
વહેરાયા કરે છે...
વહેરાયા કરે છે...

# ચંદ્રોદયની કવિતા અને કવિતાનો ચંદ્રોદય □ સુરેશ દલાલ

જ્યારે ઊગે ચાંદ –
નીરવતામાં કરે નિમજ્જન
    ઘંટડીઓનો નાદ;
નાખી નજર ન પહોંચે એવો
    પંથ દિયે છે સાદ!
જ્યારે ઊગે ચાંદ –
પૃથ્વીને પાનેતર જલનું
    ઓઢાડી સમદર હરખાય;
અનંત મધ્યે હૈયું નાનું
    મંડપ થઈ કેવું સોહાય!
પૂર્ણચંદ્રની છાંયે
નારંગીનો નહીં કોઈને
    રહ્યો કશોયે સ્વાદ;
લીલમલીલા હૈમશીતળ
    આ ફળનો શો ઉન્માદ!
જ્યારે ઊગે ચાંદ –
કંઈ કેટલા લઈને નિજની
    સંગે સરખા ચ્હેરા;
ચાંદીના સિક્કાઓ બટવે
    ભરે ડૂસકાં ઘેરાં!
('કરે ડોકિયું ચાંદ') – લોર્કા

ચંદ્રોદયની કવિતા આપણી ભાષામાં તો મળે જ છે. કાંતનું 'સાગર અને શશી' કે ન્હાનાલાલનું 'શરદપૂર્ણિમા' કે બાલમુકુંદનું 'ચાંદની' તરત જ યાદ આવે છે. ચંદ્રની અસર સમુદ્રને અને કલાકારને વિશેષ થતી હોય એવું પણ એક નાટ્યકારે નોંધ્યું છે. પ્રેમ અને પ્રકૃતિપ્રેમ સાથે સંકળાયેલા કલાકારો ચંદ્રની અસરને સ્વીકારે અને એ સ્વીકારનું કાવ્ય કરે ત્યારે સાહિત્યના સમુદ્ર પર જ લયનો અને ભાવનો ચંદ્રોદય થાય અને 'હૃદયમાં હર્ષ જામે.'

આ કાવ્ય સ્પૅનિશ કવિ લોર્કાનું છે. લોર્કા નાટ્યકાર પણ છે. ચંદ્ર ઊગે ત્યારે જે શાંતિ અને નીરવતાનો અનુભવ થાય એ અનુભવને કવિએ વાચા આપી છે. ચંદ્ર ઊગ્યો અને માત્ર કોલાહલ નહીં, પણ ઘંટડીઓનો નાદ પણ ડૂબી ગયો કોઈક અકળસકળ નીરવતામાં. આ નીરવતાનો મુકાબલો જે કવિ કરે છે, એને ચંદ્રના શીતળ કિરણ જેવાં કાવ્યો મળે છે. દિવસનો પ્રકાશ તો ઢોલનગારાં વગાડતો હોય

છે. રાત્રિનો અંધકાર આપણને આપણાથી જ અજાણ્યા કરી મૂકે એવો હોય છે. પણ અહીં તો રાતનો શીતળ તડકો હોય એવી ચાંદની છે. છાયા અને પ્રકાશનું અપૂર્વ અને અનન્ય સંયોજન છે – પૃથક્કરણ કરવાનું મન ન થાય એવું. કોઈક રહસ્યમયતા આપણને વીંટળાઈ વળે છે, અને આ રહસ્યમયતાને ઉકેલી નથી નાખવી, કારણ કે ઉકેલી નાખીએ તો એ રહસ્યમયતા રહે નહીં. દૂરદૂરનો પંથ આપણા ભીતરને ઢંઢોળે છે, અને સાદ પાડીને બોલાવે છે. નરસિંહરાવની પંક્તિ યાદ આવે છે : "મને પ્રેરતા તારકવૃંદ, આ હું આવ્યો રે." અહીં તારકવૃંદ નહીં પણ ચાંદની જ જાણે આપણને અવશ કરીને ખેંચી જાય છે.

ચંદ્ર ઊગ્યો અને સમુદ્ર ખળભળ્યો; જાણે કે બે કાંઠા તોડીને આખી પૃથ્વી પર છવાઈ જવાની એની ઝંખના ન હોય ! આ વાતને કવિ આ રીતે મૂકે છે : "સમુદ્ર પૃથ્વીને જલનું પાનેતર ન ઓઢાડતો હોય !" અનુવાદ કરીએ ત્યારે મૂળ કૃતિને ઈજા ન થાય એવી છૂટછાટ લેવી પડે છે. એક બાજુ અનંતતાનો અનુભવ છે, તો બીજી બાજુ આ અનંતની વચ્ચે પણ આપણું નાનું અમથું હૈયું મંડપ થઈને શોભી ઊઠે છે. વિસ્તાર અને સંકોચ, સંકોચ અને વિસ્તારની આ લીલાને કવિએ મંડિત કરી છે.

દિવસનો આકરો તાપ હોય, ગળામાં શોષ પડતો હોય ત્યારે જે નારંગીએ શાતા આપી હોય એ નારંગીનો આ પૂર્ણચંદ્રની છાયામાં હવે કોઈ મહિમા નથી, કોઈ સ્વાદ નથી. પૂર્ણચંદ્રનું હિમશીતળ ફળ જે ઉન્માદ આપે છે જે મસ્તી આપે છે એ લાજવાબ છે.

ચંદ્રને આપણે જોઈએ છીએ. ચંદ્રમાં આપણાં સ્વજનોના કેટલાયે ચહેરાઓ દેખાય છે. અથવા એવું પણ હોય કે આપણી પ્રિય વ્યક્તિનો એક ચહેરો જાણે કે અનેક રૂપે પ્રગટતો હોય. આવી ચાંદની રાત હોય ત્યારે કેટલાયે ચંદ્રમુખી ચહેરાઓ આપણી ભીતર સરતા, તરતા, સળવળતા હોય છે. રાત હોય, ચાંદની રાત હોય, ચંદ્રમુખીનો ચહેરો હોય, ત્યારે દિવસભર આપણે જે ચાંદીના સિક્કાઓ માટે દોડધામ કરીએ એ કેવી ફિક્કીફસ લાગે છે. અને એટલે જ છેલ્લે કવિ કહે છે કે ચાંદીના સિક્કાઓ તો આપણા બટવામાં ડૂસકાં ભરે છે. લૌકિકતા વ્યર્થ લાગે છે અને અલૌકિકતા સાર્થક લાગે છે એવો આ અને ડોકિયું કરતા ચાંદનો મહિમા છે.

## ક્યાં સુધી □ જતીન્દ્ર આચાર્ય

આ  
ચણોઠડીના  
ઢગ  
તાપી તાપી

આપણે  
શિયાળા વેઠીશું  
ક્યાં સુધી ?  
ક્યાં સુધી !

## વાતચીત □ પન્ના નાયક

મધરાત વીતી ગઇ છે.
બ્રાહ્મમુહૂર્તને હજી વાર છે.
હમણાં હમણાં આ સમયે
મન જાગી જઇ
વિચારોની ભૂલભૂલામણીમાં ગૂંચવાઇ
ભયભીત બની
પથારીમાં ટૂંટિયું વાળી પડેલા શરીરની
બહાર નીકળી જવા ઝંખે છે.
ગઇ કાલ અને આજની વચ્ચે વહેરાતું મૌન
સીલિંગ સામે તાકતી આંખોની અંસુવન ધારા બની
(માત્ર માથાને મળેલા ટેકાવાળા)
ઓશિકાના પોચા પોચા રૂમાં ગરકાવ થઇ જાય છે.
દૂર દૂરથી
એક વૃક્ષને સ્પર્શી
હવાનો માદક ઝોકો આવે છે
પણ
ઘેરી વળેલા ભયને કારણે
એનો એવો તો આંચકો લાગે છે
જાણે
તાજાં જ ઊગેલાં તૃણ ઉપર
કોઇ લોખંડી બૂટ પહેરીને ચાલ્યું હોય
અને કુમળી કાયા મસળાઇ ગઇ હોય.
હું
પથારીમાં સફાળી બેઠી થઇ જાઉં છું.
બાએ
પ્રેમથી આપેલી
નજર સામેના ટેબલ પર વ્યવસ્થિત ગોઠવેલી
શ્રીનાથજીની છબીને
અજાણપણે
બે હથેલી ભેગી કરી
માથું નમાવી વંદન થઇ જાય છે.

બા,

તમે તો શ્રીજીને ચરણે સિધાવ્યાં છો.
મારાથી કેટકેટલાં દૂર છો
છતાંય
માત્ર મારા નિર્જન અસ્તિત્વથી ભરાયેલા
આ ખાલીખમ્મ ઓરડામાં
તમે તમારી સમસ્ત યાદથી વ્યાપી જઇ
એને ભર્યોભર્યો કરી દો છો.

બા,
તમે કશું જ કહી શકો એમ નથી
મૌન રહી કશું જ જોઇ શકો એમ નથી
વાંસે માથે
તમારો હૂંફસભર હાથ ફેરવી શકો એમ નથી
છતાંય
(ખબર નથી કેમ)
તમને જ કહેવા મન લલચાય છે
કે
શ્રીનાથજીની આ જ છબી સામે
આ જ પથારીમાં
આ જ રીતે
આવે જ કસમયે
હું કેટલીય વાર બેઠી છું
અને બેઠાં બેઠાં
અનુભવી છે
વરસતા વરસાદમાં
નિર્જન બગીચામાં પડેલા
ભીના પણ સૂના બાંકડાની વ્યથા.
બા,
તમારા ઉદરમાં
તમે હોંશથી સાંભળેલો મારો અવાજ
આજે
વાણીવિહોણો થઇ પડઘાય છે
બા,
તમને ખબર છે ?

આજે આ એક એવી ક્ષણ છે
જ્યારે આ જાગૃતિ
બે પોપચાં વચ્ચે ઊભી છે
ખરતી સીમેન્ટની દીવાલ થઇ...!



VLADIMIR MAYAKOVSKY

## પાછું ફરવું □ અરુણકુમાર સરકાર □ નલિની માડગાંવકર

(બંગાળી)
જો આ રસ્તા પર રખેને કોઇ પાછું ફરે
તો એને જરૂર કહેજો.

જો કોઈને ઝાડની છાયામાં
શણગારેલાં ચિત્રો જોવાં ગમે
કે પછી ઘાસમાં વહેતી પવનની લહેરીઓ.
તો એને જરૂર કહેજો.

આ દૂરદૂરના ગામડામાં કંઈ નથી.
તળાવને કિનારે સ્ત્રી,
આંબલીના ઝાડ નીચે ભરાયેલું હાટ
સિંદૂરના થાપાવાળા દરવાજા પરનાં ચિતરામણ
શીમળાનાં મખમલિયા રૂનાં ફૂલો-

કંઈ જ નથી. છે ફક્ત ઘૂમતું રૂદન,
અનંત ભણી લઈ જતો આ
જંગલનો રસ્તો.

ભય, પ્રેમ, લાગણીનાં વચનો
માટીની અને ભ્રમણાની હકીકતો
નખશીખ બગીચો-

બધું જ ખોવાઇ જશે, પાછળ રહી જશે
ભાગાં છૂટવાની વેદના
ખાલીપાની વેદનાનાં ચિહ્નો રહેશે
જાગૃતિમાં.
એને જરૂર કહેજો.

# એક નદી □ ઇન્દુ પુવાર

એક હાથી કે જેનામાંથી ક્ષણે ક્ષણે
      મદગળ ઝરઝર ઝરી રહ્યો છે
એને એક નદી જોઇ રહી છે.
સામે ચિકુડીનાં પાનાં પર વાદળયુકત તડકો
      ડોલતો ડોલતો વૉચ રાખી રહ્યો છે
એની બાજુમાં આછોઅમથો અંધકાર
      ભર્યો ભર્યો પહેરો ભરી રહ્યો છે
નદીનાં જળ મારાં નયણાંની આળસ રે
      એવું બબડતાં/ખખડતાં વહી રહ્યાં છે
તમને થશે કે આમાં અમે શું કરીએ છીએ
      એનું કોઇ બયાન હજી કેમ આવતું નથી ?
અમે નદી કિનારે, આખી એક બોરસલ્લી ખીલી ઊઠી છે
      એમાં ટાઢાબોળ છીએ/લયયુકત છીએ.
બાય ધ વે
અમે બોરસલ્લીના આશિક છીએ
અરે, બોરસલ્લી ખુદ ફૂલ ફૂલ આશિકાનાં છે
      છતાં હાથીની આંખમાં આંસુ કયાંથી ?
      કયો સમય એને અંકુશિત કરી રહ્યો છે ?
બોરસલ્લીની ખીલવાની મોસમ પૂરબહારમાં કેમ છે ?
નદી અનુત્તર છે તેથી અમે અનુત્તર છીએ
      પાણી પ્રત્યુત્તર આપશે તો ચાલશે ?
કાંઠા માત્ર પાણી સાચવતા હોય છે નદી નહીં
ચિકુડીનાં પાનાં / વાદળયુકત  તડકો/ પહેરો ભરતો અંધકાર
                                    એ જે કરે કરવા દો
ડૉન્ટ સે એનીથિંગ
બાય ધ વે અમે બોરસલ્લીના આશિક છીએ
                                          ધેટ્સ ઑલ.

☆

એક બોરસલ્લી
હથેળીમાં
બે કાંઠે ભરપૂર વહેતી નદી સાચવી બેઠી છે
મહેંક મહેંક છે આખી પોતે એકલી અટૂલી.

અમે બોરસલ્લીના સમય પર ચાંપતી નજર રાખી
બેઠા છીએ ચપોચપ
આ બોરસલ્લી
આ એનો સમય
એવો ભેદ પાડવાનું મન થયું વચોવચ
સમજાતું નથી અમે અત્યારે આટલા બધા
નીતર્યા જળ થઈને કેમ બેઠા છીએ ?
બોરસલ્લીનું એક મૂળ
અમારા મૂળ સાથે મીક્ષ-અપ થઇ ગયું છે
આ સમયને નવરાને શું કહીશું ?
એને શણગાર ગમે એટલે અમને પણ શણગારી દેવાના ?
બોરસલ્લી ! તું અમારી ઊંઘ છે / એથિક્સ છે
ફૂલો ! તું તારી તમારી સફેદીનો શણગાર આપો
બોરસલ્લીના ભૂખ્યા ભૂખ્યા સમયને.
અમે અમારા આપણા એકાંતને
બોરસલ્લી એક નાજુક નમણું લીલું પાન બનાવી દે
બારણાં વાસવાની ટેવ અમને નથી / અમારા મૂળને નથી
અમારી બોરસલ્લી હથેળીમાં બીજી કોઇ નદી સાચવે
કે કોઇ અનામી સમયને સાચવે, એમાં અમારે શું ?
અમે છીએ / બોરસલ્લી છે
અમારો સારોપનિષદ અહીં પૂરો થાય છે
નદી જળ જળ કરતી બેઠી થાય છે / વહેવા જાય છે
કાંઠા તોડવા જાય છે
જવા દો, સમય સમય કરીને એને રોકશો નહીં
નદીઓ વહેતી, તોડતી, ફોડતી સારી-
નહીંતર બોરસલ્લીની શકયતા આંખો ફાડશે
ને સામે હશે નર્યું રણ અને મૃગજળ !
☆
એક નદી કે જે
પોતાનો પડછાયો ભૂલી ગઇ છે
તે શોધી રહી છે જે આજે અત્યારે અહીં
ભુલાયેલો પોતાનો અચ્છો અચ્છો પડછાયો.
અમે અમારો પડછાયો જોડે જ લઇને ભમીએ છીએ
એ ખોવાઇ જાય તેવી હજારો વાર ઇચ્છા કરી છે

અને હરેકવાર લીંબુડીનાં પાન લીલાં ને લીંબુ પીળાં !
નદી તારા તળિયે પથરા કાંકરા ભીની રેતી મોતી માછલી
જો ડૂબકી ખાધી હોય બરાબર આ ક્ષણે
તો તારામાં અમે અગન આગિયા
ચમકયા ના ચમકયા / ખટાક કરતા ઊભા રહ્યા.
ખાલી ચારે કોર પાણી ખળખળ કરતું
બસ પછી અંદરથી અમે ચાંદની ફૉરી ફૉરી !
પોતાનો પડછાયો ભૂલનારી હે પરિચારિકા !
પરિચય પામ્યા પછી નિતર્યા જળની ઇચ્છા કેમ થતી હશે વારુ ?
પડછાયાની વાત પર અમારે એક વાર
નીનર્યા આકાશ સાથે બીટ લાગેલી
આકાશ કહે, 'મારો પડછાયો પકડી લાવે
તો તમે જીત્યા અમે હાર્યા જાવ-'
અમને ખબર છે નદી કે તે દિવસથી
તારો પડછાયો ભુલાયો છે તારાથી
પણ શું થાય ?
અમે અમે ને તમે નદી
એની સાક્ષી નીતર્યું આકાશ એકલું
અને લીંબુડીનાં પાન લીલાં ને લીંબુ પીળાં
નદી તારે કાંઠે બેસવાનો અમારો આનંદ
તારો પડછાયો છે એમ જાણી ખળખળ વહેવા માંડો હવે
એક સંતપર્ક અમારી આંખોમાં
એક નદી કે જે પોતાનો પડછાયો ભૂલી ગઇ છે
એને સાચવતો બેઠો છે બસ-

## અજ્ઞાત □ જશવંતી દવે

(સંસ્કૃત)
પરાર્થે ભોગવે પીડા, ભાંગે પણ મધુર જે
લાગે જેના વિકારોયે, અતિશે પ્રિય લોકને
ન વૃદ્ધિ પામતી એ જો, પડી ઉજજડ સ્થાનમાં
દોષ એ શેરડીનો શું ? નથી નિર્ગુણ ભૂમિનો ?

## આંગળીઓ □ પ્રણવ બંદોપાધ્યાય □ નલિની માડગાંવકર

(બંગાળી)

નાનકડી, રમતિયાળ આંગળીઓ
એકીટશે તાકી. ઈશારો કરે છે ચંદ્ર ભણી,
કાદવ અને માટીનું ઢેફું ફેંકે છે
અને ધૂળ-રેતીમાં જલસા કરે છે.

આ આંગળીઓ મોટી થશે,
ચિત્રો આંકશે,
કવિતા લખશે
તલવાર ચલાવશે,
તોપ ફોડશે,
મહેલો બાંધશે,
ગરીબોની બેલી બનશે
ચંદ્રની સાક્ષીએ સુંવાળા પથ્થરો
ભેગા કરશે.
શાંતિનું સંગીત વહાવશે
કે પછી ઝંઝાવાતના કૂતરાઓને છુટ્ટા મૂકશે.

## મારાં આંસુ □ પ્રણવ બંદોપાધ્યાય □ નલિની માડગાંવકર

(બંગાળી)

હું મારા બગીચાનાં
ગુલાબ વેચી શકું છું.

હું મારા હૃદયનો
પ્રેમ વેચી શકું છું.

હું મારી હસ્તાક્ષરની
કવિતા વેચી શકું છું.

પણ હું મારાં આંસુ
કોઈનેય વેચી શકતો નથી.

## ગૃહિણી □ વિનોદ દાસ □ સુશી દલાલ

(હિંદી)

ગૃહિણી
સુખી છે
એના હોઠ પર તરતું રહે છે સ્મિત

ગાઇ બજાવીને
કહે છે કોઈ
જો કડવાં વચન

ગૃહિણી ખોટું નથી લગાડતી
ફક્ત માથું નમાવી દે છે

ગૃહિણીને ભૂખ ઓછી લાગે છે
થાકતી નથી એ કોઇ દિવસ

વહેલી સવારે જ્યારે દુનિયા ગાઢ નિદ્રામાં હોય છે
ત્યારે એના સ્વપ્નામાં આવે છે ઝાડુ
ગૃહિણી
સ્વપ્નામાં પણ ઝાડુ કાઢતી રહે છે

ગૃહિણીને
કોઇ જ્યારે પૂછે છે

તે કેમ છે
કેવો છે ઘર-સંસાર
ત્યારે ગૃહિણી કહે છે
સારા છે બધા
બહુ ધ્યાન રાખે છે મારું

આમ કહીને ભાગે છે ગૃહિણી
મોઢું દબાવીને
નળ તરફ

મોં ધોઈને
ગૃહિણી જ્યારે પાછી આવે છે
ત્યારે એના હોઠ પર તરતું રહે છે સ્મિત
ગૃહિણી
બહુ સુખી છે
માત્ર નળ તરફ
દિવસમાં ઘણી વાર જાય છે.
□
ગૃહિણી શરમ રાખે છે

ગરમ તવાથી બળી ગઈ છે આંગળી
શરમની મારી એ કોઈને બતાવતી નથી
ભૂખ લાગી છે
શરમની મારી એ કંઈ ખાતી નથી

ગૃહપતિ ધૂતકારાયેલો પાછો ફરે છે ઘેર
બોલાચાલી થાય છે
મારે છે એ
શરમની મારી એ મોટેથી રડતી નથી

શરમ ગૃહિણીનું આભૂષણ છે
આ ઘરમાં ગૃહિણીની સાથે આવી હતી

શરમ એટલી બેશરમ છે
જલદી પીછો નહીં છોડે
એ ગૃહિણીની સાથે જશે.
□
ગૃહિણી
કહે છે
મા માટે સાડી લાવવાની છે

એ તકરાર કરે છે
છોકરીના ચંપલ માટે
ઘરની ફાટેલી ચાદર માટે

ગૃહિણી હસીને
ક્યારેક-ક્યારેક ટોકે છે ધણીને
એના ફાટેલા ગંજી માટે

ગૃહિણીની
ફાટી ગઈ છે સાડી
કેટલાય ટાંકા માર્યા છે ચંપલમાં
પણ જ્યારે પૂછો
ત્યારે કહે છે ગૃહિણી
હજી તો મજબૂત છે
થોડાક દિવસ હજી વધારે ચાલી જશે.

'હજી વધારે'
કોઇ દિવસ ખલાસ નહીં થાય
અને ગૃહિણી
'હજી વધારે' કહેતી-કહેતી
એક દિવસ ખલાસ થઇ જશે.
□
સવારથી
રાત સુધી કામ કર્યા પછી
જ્યારે ગૃહિણીની ફૂલી જાય છે નસો
મીંચાવા માંડે છે પાંપણો

ગૃહિણી
સૂઈ જાય છે

અડધી રાત્રે
અચાનક ઊંઘમાં ચોંકી જાય છે ગૃહિણી
પાછી ભાગે છે રસોડામાં

દૂધ ગરમ નથી કર્યું
ક્યાંક ફાટી ન ગયું હોય.
□
જ્યારે સહનશક્તિના ઘૂંટણો તૂટી જાય છે

ગૃહિણી
બદલો પણ લે છે

એ ઊઠે છે
અને કારણ વગર
પોતાના બાળકોનું મોઢું તમાચાઓથી લાલ કરી દે છે

અવાક્
બાળક જ્યારે જોર જોરથી રડે છે
ત્યારે એ દોડતી દોડતી આવે છે
અને બાળકને ખોળામાં લઈને
બેબાકળી થઈને ચૂમવા લાગે છે

આંખના ખૂણા લૂછતી લૂછતી

## 'કોણે ઘડયો...મહાન નકાર'

### □ કાવાફી □ સુરેશ દલાલ

(ગ્રીક)

કેટલાક માણસો માટે એક એવો દિવસ ઊગે છે
જ્યારે તેમને છાતી ઠોકીને કહેવી પડે છે
મહાન હા અથવા મહાન ના.
તરત જ સ્પષ્ટ થઈ જાય છે
કે કોની પાસે હા તૈયાર છે; અને એમ કહીને
એ શિખરોના શિખરો સર કરે છે,
આસ્થાથી સભર સભર
જે નકારે છે તે પસ્તાવો નથી કરતો
ફરીથી પૂછીએ તો પણ એ ના કહેશે
છતાં પણ એ ના – એ સાચો નકાર –
એને નીચે ને નીચે ખેંચે છે
જિંદગી આખી

# ત્રીજી આંખનું જંતરમંતર □ નીના રામૈયા

કહે છે, શંકર ત્રીજું નેત્ર ખોલે
તો ધરતી ભસ્મ થઈ જાય.

તમારે બે આંખ છે.

એક આંખ બંધ કરો :
અરધી દૃશ્ય દુનિયા અદૃશ્ય.
હવે બીજી બંધ કરો :
બાકીની દૃશ્ય દુનિયા અદૃશ્ય
બંને આંખ સાથે બંધ કરો :
સંપૂર્ણ દૃશ્ય દુનિયા અદૃશ્ય.

ત્રીજી આંખ ખોલો.

આંખની પછવાડેની ભીતિ
બે લાત મારો.
જોરથી.
ભીંતને તૂટી પડવા દો.

સાત પગલાં ભરો
તમારા સફેદ પડછાયા સાથે.
યાદ રાખો :
પાછું ફરીને જોવાનું નથી.

ડોલતા ડુંગર ઉપર ઊતરી પડો
હેલિકોપ્ટરની અદાથી.
ડુંગરની ટોચ ઉપરથી
અંધકારમાં
ખાબકી પડો.

અંધકારમાં
લટકી પડો ઊંધે માથે

ચામચીડિયાની જેમ.
અંધકારમાં
અંધકારનો
વર્તુળ પૂરો કરી
અંધકારના
કેન્દ્રમાં બે પગ સ્થિર કરીને
ઉન્નત મસ્તકે ઊભા રહો.

ત્યારે તમને સાંપડશે
અદૃશ્યનું દૃશ્ય સ્વરૂપ
તમારી ત્રીજી આંખે જોયેલું.

ત્યારે પછીથી
તમને મળેલી
બે આંખની
તમને જરૂર નહીં પડે.
તમે શંકર નથી.
યાદ છે ને.
તમે શંકરનાં કરમભરમ જોયાં નથી.

તમને ધરતી ખપે છે.
તમને ધારણ કરતી ધરણી તમને જપે છે

રગેરગમાં સમગ્ર ધરતીનું દ્રાવણ
રતિભાર
(જમાના-જૂનું)
ભારણ લઈને
ધરતીમાં ધરબાઈને
ધરતીમાંથી ફૂટી નીકળ્યા છો તમે
તમારી ત્રીજી આંખ ખૂલતાં

(વારે વારે જમાને જમાને
વાતે વાતે રોજ રોજ)
એક બે ત્રણ

અનેક
ઉગ્રવાદના ભડકામાં
બળીને ખાખ થયેલી
ધરતીને
–આંગળીઓ ફૂટશે
તમારી આંગળી પકડવા
–દૂધ વછૂટશે
તમને ધવડાવવા
–વારી જશે
તમારા ઉપર
પાર્વતી-દેવી-ભોળા-શંકર-ઉપર
વારી ગયા હતા તેમ
–એકવીસમી-સદીમાં પણ.
તમને ધરતી ખપે છે.
તમને ધારણ કરતી ધરણી તમારું નામ જપે છે-
પાર્વતી-દેવી-ભોળા-શંકરનું-નામ-જપે-તેમ.

## લોકોત્સવ □ શ્રીકાન્ત વર્મા □ લીના દલાલ

(હિંદી)
નિસરણી પર એક માણસ ઊભો છે, બીજો સુરંગ લગાવી રહ્યો છે.
ત્રીજો બધાને દોષ દેવાની છૂપી નિયતમાં.
ચોથો રાશ ભેરવી રહ્યો છે, ભાવિના નાકમાં.
પાંચમો ઉદ્વિગ્ન છે સવારથી જ રાત થવાની પ્રતીક્ષામાં.
એક ઘોડેસ્વાર ઊભો છે બધાને કચડી દેવાની ઈચ્છાથી
ચૌટામાં.
ધક્કા મારે છે અને ગળે લાગે છે એકબીજાને
એકબીજાના અંધકારમાં.

# ટેલિફોન વાર્તાલાપ

□ વોલ સોઇન્કા □ ભરત ત્રિવેદી

ભાડું વાજબી. લત્તો
ઠીક ઠીક. માલકિને સોગંદ ખાધા તે
મકાનથી દૂર રહે છે. કશું બાકી ના રહ્યું
સિવાય કે સ્વ-કબૂલાત. "મેડમ" મેં ચેતવી
"મને ફોગટના ફેરાની ચીડ છે- હું આફ્રિકન છું"
ચૂપકીદી. કુલીનતાનું સઘન પરિવર્તન-મૌન. અવાજ, જ્યારે તે આવ્યો,
લિપસ્ટિક આવૃત, લાંબું સોને મઢયું
સિગારેટ હોલ્ડર ખખડયું. ઝડપાયો હું ખોટી રીતે.
કેટલો કાળો ?.... મેં ખોટું નહોતું સાંભળ્યું.. તમે આછા
કે વધારે કાળા ? કળ બ. કળ અ. ચીકણી બદબૂ
સાર્વજનિક સંતાઇને બોલવાની.
લાલ બૂથ. લાલ થાંભલા પેટી. લાલ બેમાળી
ઓમ્નિબસ ડામરને કચડતી. તે સાચું હતું ! શરમાઇ
કઢંગી ચૂપકીદીથી શરણાગતિએ
ઠેલી અવાચકતા, પામવાને સરળતા.
વિચારશીલ તો હતી, ભાર બદલતાં-
"તમે કાળા છો કે ઉઘડતા ?" સત્ય પ્રગટયું.
તમારું કહેવું છે- જેવા કે "સાદા યા દૂધિયા ચૉકલેટ જેવા ?"
તેની સ્વીકૃતિ ઠંડી હતી, કચડતાં તેમાં પાતળી
નિરપેક્ષતા. ઉતાવળે, વાત સુધારી
મેં જણાવ્યું "પશ્ચિમ આફ્રિકાનો- સેપિયા-" અને ઉમેર્યું
"મારા પાસપોર્ટમાં છે" ચૂપકીદી સંપૂર્ણ રંગદર્શનના
ઉડ્ડયન માટે, અંતે સચ્ચાઇ તેના બોલવામાં
ટેલિફોનના ભૂંગળા પર જોરથી ટકરાઇ. "તે વળી શું ?" સ્વીકારતાં
"ખબર નથી તે શું છે" "શ્યામ જેવો"
"તેનો કાળો. શું તેમ નહીં ?" સાવ તેમ નહીં
ચહેરે, હું શ્યામ છું, પરંતુ મેડમ, તમારે જોવું જોઇએ
બાકીનું મારું બધું. મારી હથેળી, મારા પગનાં તળીયાં
સાવ ગોરાં છે. ઘર્ષણને કારણે-
મૂર્ખતાથી મેડમ- બેસવાને લીધે થઇ ગઇ છે

મારી બેઠક કાગડા જેવી કાળી, - એક પળ મેડમ !
લાગતાં ટકરાતો તેના રિસીવરનો અવાજ
મારા કાન પાસે - "મેડમ" મેં આજીજી કરી,
"તમે જાતે જ નહીં જુવો ?"

## સત્તરાંરભે □ વિજય રાજયગુરુ

તડકામાં તરબોળ, ખજૂરી તડકામાં તરબોળ !
પગમાં પડછાયાંનો ઢગલો માથું જળબંબોળ !
ખજૂરી તડકામાં તરબોળ !

કરોળિયાનું જાળુંયે ના હલે ખરા બપ્પોરે
દૂર દૂરની ઝાડીમાં નીંદરિયાં પગલાં ઘોરે-
સોળ સોળ પાંદડિયું કૈં ફરકી રે ફરકી.....
એક ઓઢણી મલમલની સરકી રે સરકી....
ના વાદળ, ના વાછટ, ઝરમર, ના કૈં ખળખળ થાય !
આજ અવાજ વિના સૂરજનું અજવાળું ઉભરાય !
ટેકરિયુંની ઓથ્યે કરતી ફળફળના અંઘોળ
ખજૂરી તડકામાં તરબોળ !

સાવ ઉઘાડી પીઠ પવન અડતાં થઇ પાણીપાણી-
ભીતરમાં આલીલીલી કૈં ફૂટી રે સરવાણી-
હડફડ નાઠો પવન હવા છટકી રે છટકી....
સત્તરમાં ડગલે નજરું બટકી રે બટકી.....
નદી-બદી તો ઠીક અહીં તો પડછાયા રેલાય !
સૂરજમુખી શી આંખોમાં સૂર્ય તણાતા જાય !

લૂની છૂટે છોળ નસેનસમાં ઊઠે વંટોળ
ખજૂરી તડકામાં તરબોળ

## ગઝલ □ સૂર્યભાનુ ગુપ્ત

જાલ શામને ફિર ફૈલાયા ઔર ઇક ચેહરા યાદ આયા.
જિસ્મ હુઆ મેરા બેસાયા ઔર ઇક ચેહરા યાદ આયા.

રિશ્તા મેરી યાદદાસ્ત કા હૈ કુછ ઢલને સૂરજ સે,
દુનિયા કા ચેહરા ધુંધલાયા ઔર ઇક ચેહરા યાદ આયા.

ઘર તક લાયા શોર જમાના ઔર ઇક ચેહરા ભૂલ ગયા;
મૈં ઘર તક સન્નાટે લાયા ઔર ઇક ચેહરા યાદ આયા.

મન કી સૂખી જમુના મેં યૂં રાત મેરા ચેહરા બરસા,
તાજમહલ ડૂબા-ઉતરાયા ઔર ઇક ચેહરા યાદ આયા.

સાહિલ સે સર ધુનતી લહેંર પહલે ભી દેખી થીં મગર,
કલ જાને ક્યોં જી ભર આયા ઔર ઇક ચેહરા યાદ આયા.

સૌ સૂને ઘર મિલ સકતે થે બસ્તી મેં પુરવાઇ કો,
ઉસને ઇક મેરા ઘર પાયા ઔર ઇક ચહેરા યાદ આયા.

ઔર ભી કુછ ચીજેં થીં શામિલ ચાંદ કે કાલે જાદૂ મેં,
હમકો સિર્ફ દિયા કજલાયા ઔર ઇક ચેહરા યાદ આયા.

એક અધૂરે ખત મેં લિપટે કુછ મુઝયિ ફૂલ મિલે,
મૈં ખુદ. કો ફિર સે યાદ આયા ઔર ઇક ચેહરા યાદ આયા.

દિલ કે દરવાજે હોને હૈં અંદર કો ખુલનેવાલે,
મૈં અંદર આકર પછતાયા ઔર ઇક ચેહરા યાદ આયા.

રાત અચાનક એક ગઝલ ને મુઝકો મુઝસે લૂટ લિયા,
દર્દ બના દિલ કા સરમાયા ઔર ઇક ચેહરા યાદ આયા.

**મહેફિલ □ ફિરાક**

કૌન યહ લે રહા હૈ અંગડાઈ
આસમાનોં કો નીંદ આતી હૈ

## યેવતુશેન્કો □ સુરેશ દલાલ
(રશિયન)

એકવાર લોકો
મારી ત્વચા
હેઠળ આવે છે,
પછી એમને માટે બહાર નીકળવાનો કોઇ રસ્તો રહેતો નથી.
એ લોકો આસપાસ દોડાદોડી, કૂદમકૂદ કરતા હોય છે,
અને મારા ભીતરને ગીત અને નર્તનથી ભરતા હોય છે.
ખૂબ ઘોંઘાટ કરે છે, ધાંધલધમાલ કરે છે અને મારી
ચૂપકીદીને વાપરે છે આચ્છાદનરૂપે.
હું પૂરેપૂરો છલકાતો હોઉં છું
શાણા માણસો
અને મૂર્ખાથી–
એ લોકોએ મને સાવ થકવી નાખ્યો છે!
એટલે સુધી કે મારી ચામડી ખાસ્સી ફાટફાટ
અને ચીંથરેહાલ થઇ ગઇ છે
એમની એડીઓથી, જે મારી ભીતર ઘસાય છે!
થોડો શ્વાસ લેવાની મને તક આપો!
આ બધું સાવ અશક્ય છે!
હું ગળે આવી ગયો છું
એમનાથી, જેમણે મને અઢળક આનંદ આપ્યો છે
અને જેમણે મને અત્યંત આઘાત આપ્યો છે.
મારા પર આ બધું શું આવી ગયું છે?

જે મારા નાનકડા હૃદયમાં વળગેલી છે–
એવી આ મોટીમસ મેદનીને કરું શું
ત્યાં વ્યવસ્થા જાળવવા માટે હવે પોલીસની જરૂર છે!
હું થોડોક પાગલ થઇ ગયેલો છું,
કારણ કે, હવે ત્યાં એની એકાન્ત છાયામાં,
મેં કોઈ પણ સ્ત્રીને પડતી મૂકી નથી
અને કોઈ પણ સ્ત્રીએ મને પડતો મૂકયો નથી!
મરેલી મૈત્રીઓને સજીવન કરવી એ ઘણું ત્રાસદાયક છે
એના પ્રયત્નોમાં તમે ગમે એટલા કંટાળો તો પણ.

જે મિત્રો મેં ગુમાવ્યાં છે
　　એ બધા માત્ર બહાર જ હતા,
પણ જે લોકો ભીતર હતા એમાંથી એકને પણ મેં ગુમાવ્યા નથી.
મારી જિંદગીમાં આવેલા બધા માણસો સાથે હું ઝઘડયો છું,
　　અથવા મેં મિત્રો કર્યા છે
અથવા મેં ફક્ત એમની સાથે હાથ મેળવ્યો છે,
જૂનીપુરાણી ચામડી હેઠળ હું નવી જિંદગીમાં ડૂબ્યો છું-
એક છૂપી પ્રચંડ આગ જ્યોત વિનાની.
જે પોતાના નથી એને ફરી પાછા પોતાના કરવા
એ નીચે પડતા પાણીના ધોધને ઉપર ઉડાડવા જેવી વાત છે.
જે લોકો મૃત્યુ પામ્યા છે.
　　એ ફરી પાછા મારામાં જન્મ્યા છે,
અને જે લોકો હજી જન્મ્યા નથી,
　　એ હજી પણ આક્રંદે છે.
મારી વસ્તી ખાસ્સી મોટી છે,
એક માણસ જીરવી શકે એના કરતાં ઘણી બધી મોટી-
પણ માણસ અપૂર્ણ જ રહેવાનો
જો એ પોતામાં કોઈને ન સમાવે તો.

## સૂરજ પ્રકાશે છે □ શ્રીકાંત વર્મા
(હિંદી) □ લીના દલાલ

એક પાંદડું ખરે છે
　બીજું કંપી રહ્યું છે
　　ત્રીજું એક મોટા પાંદડાના પાલવમાં
　　　લપાઈ ગયું છે
　　　　સૂરજ પ્રકાશે છે.

## આ તો દસ્તાવેજ છે □ વેણુ ગોપાલ □ જયા મહેતા

(હિંદી)

તેઓ કહે છે

જ્યારે અમે લડીએ છીએ અને ચીસો પાડીએ છીએ અને લલકારીએ
છીએ
ત્યારે તેઓ હસતાં હસતાં કહે છે- 'બિચારા કવિઓ!
કરી રહ્યા છે કવિતા!'

એમને ઓળખીએ આપણે-તેઓ દુશ્મન છે.

અને
તેઓ
બીજાઓ
જેમની પાસે
જ્યારે આપણી કવિતાઓ
ચૂપચાપ પહોંચે છે
ત્યારે
તેઓ
હાથોહાથ
એમને પકડી લે છે
ગંભીરતાથી ગણગણતા
'આ તો લડાઈના દસ્તાવેજ છે.'
એમને પણ ઓળખીએ આપણે- તેઓ દોસ્ત છે.

નવા હાથ લંબાઈને જ્યારે બંદૂક ઉઠાવે છે પહેલી વાર
ત્યારે દોસ્તો ખુશ થાય છે- 'એક વધુ સાથી'-
અને દુશ્મનો વ્યંગમાં- 'લો. બીજો એક બેવકૂફ
કવિ બની ગયો.'

× × × ×

જેઓ દોસ્ત છે
તેઓ તો જાણે જ છે

પણ દુશ્મન પણ
કંઈક ઊંડે ઊંડે અનુભવે છે

કે પોતપોતાના ભાગનું બલિદાન
કરતા આપણે
ખરેખર તો એ નવા ઇન્સાનના
સ્વાગત-લાયક થવાની
પ્રક્રિયામાંથી પસાર થઈ રહ્યા છીએ

જે

હજી રસ્તામાં છે- પણ
કાલે પહોંચવાનો છે- આપણી પાસે. આપણને
સાથે લેવા અને
આગળ વધવા.

## □ જયા મહેતા

હવે જ્યારે તમે
પાછાં ફરવાનું કરી રહ્યાં છો
ત્યારે
હે જીવ !

જોરદાર વાવંટોળથી
દ્વારે દ્વાર હચમચાવવા
કરતાં
કે
આખું જગત
સંકોચાઇને
પથારીમાં જ
સમાઇ ગયું હોય
એવા
ખંડેર
થવા
કરતાં

ફૂલ પરથી
પતંગિયું ઊડી જાય
એટલી
હળવાશથી
છૂટાં પડીએ,
તો કેવું !

## ગીત □ ચંદ્રકાન્ત શાહ

આમ જગતમાં જીવું છું 'ને આમ જીવમાં ફફડું છું હું માણસ છું કે ?
આમ સ્પંદનો ફાટફાટ 'ને આમ સાવ હું ખખડું છું હું માણસ છું કે ?

દરિયા જેવો કાયમ થાવા મર્ત્યલોકમાં નીકળ્યો, નીકળ્યો એક જનમથી બીજે
વાદળઘેલા કોઇ જનમની હજી કનડતી ઇચ્છાઓથી જીવતર લથબથ ભીંજે
વર્તમાનમાં શું છું ? એવો સવાલ લઈને ભૂતકાળમાં રઝળું છું હું માણસ છું કે ?
આમ સ્પંદનો ફાટફાટ 'ને

છાતી અંદર શ્વાસ થઈને કરે ઠકાઠક રોજરોજનો લાંબો તીણો ખીલ્લો
હું પણ સહુની માફક ચણતો મારી ફરતે એકલતાનો રોજ નવો એક કિલ્લો
ફિલસૂફોના ટોળા વચ્ચે એકલવાયો અવાજ લઈને રખડું છું હું માણસ છું કે ?

આમ સ્પંદનો ફાટફાટ 'ને આમ સાવ હું રખડું છું હું માણસ છું કે ?

## વાયરા □ બાણભટ્ટ □ હરિવલ્લભ ભાયાણી

(સંસ્કૃત)

ભીતરે બિયાં-ભર્યાં કરંજ-કાતરાને ખણખણાવતા
ટોચ વિસ્તરેલ પાકી પાકી જે ચણોઠી-શિંગ ફાડતા
ઝિલ્લિ-ઝાલરીની દિગ્બધિર ઝંકૃતિ નભે ઉછાળતા
વાયરા ફૂંકાય પીપળોના પર્ણપુંજ ઝણઝણાવતા

□ સુરેશ દલાલ

આપણે જેને કહ્યા આપણા એ કોઈ આપણા થતા નથી.
વડવાનલ જેવા સંબંધો : કોઈ તાપણાં થતા નથી.

હવે કોઇ મુગ્ધતા નથી રહી
કે નથી રહ્યો કોઈ નશો
યમુનાજળને કાલિનાગ
તમે ઝેરભરીને ડસો.
તેજાબી આ તરસ-ધરા પર કોઈ છાંટણાં થતાં નથી.
આપણે જેને કહ્યા આપણા એ કોઈ આપણા થતા નથી.

હાથમાં ગૂંથ્યા હાથની પાછળ
દોરીઓની ગૂંચ પડી છે.
એકમેકથી દૂર થવાને
નિકટતા આ ખૂબ નડી છે.
દીવાલ એ તો દીવાલ : એમાં બારી-બારણાં થતાં નથી.
આપણે જેને કહ્યા આપણા એ કોઈ આપણા થતા નથી.

હોય છે □ મનીષ પરમાર

બારણાની જેવું છાતીમાં ઊઘડતું હોય છે,
કોણ મારા શ્વાસના રંગો બદલતું હોય છે ?
હુંય મારી ભીતરે છાંયો કરી બેસી ગયો,
તોય મારા પાણીને રણ જેવું અડતું હોય છે.

વીણવું કેવી રીતે અંધારના હાથો મહીં,
મારી સામે તૂટીને અજવાળું પડતું હોય છે.

સાદ પાડી જોઉં તો પ્હાડો ધસી આવે નજીક,
વાદળું થૈને હવે તો રણ વરસતું હોય છે.
આ હૃદયનું પાનું પૂરું થાય કયાં લાંબું હશે,
કો'ક કોરા કાગળોની જેમ લખતું હોય છે.

## ચાલે છે □ હર્ષદ ચંદારાણા

ધીમો તો ધીમો શ્વાસ ચાલે છે
ત્યાં સુધી આ પ્રવાસ ચાલે છે

પંખીમાં વાતચીત ચાલે છે
વૃક્ષની આસપાસ ચાલે છે

આ પુરાતન મહેલની અંદર
રાત-દિવસ ઉજાસ ચાલે છે

એક હલચલ છે તારા વિચારે
કે હવાથી જ ઘાસ ચાલે છે

આ ચાલણગાડી શબ્દની લઈને
ચાલવાનો પ્રયાસ ચાલે છે

## □ ધનસુખલાલ પારેખ

તૂટયો મોભ
ઝખવાય દર્પણ
કોરું લલાટ

## ઘેરી લીધો છે મને □ હર્ષદ ત્રિવેદી

કોણ જાણે કોના વાંકે ઘેરી લીધો છે મને,
મેં જ તો શેરીના નાકે ઘેરી લીધો છે મને.

સાવ સીધા મારગે ચાલુ હંમેશાં તે છતાં,
કોઇ અલબેલા વળાંકે ઘેરી લીધો છે મને.

આ બધું એકાન્ત કયારે મારું પોતાનું થશે ?
ભીડના ભરપૂર થાકે ઘેરી લીધો છે મને ?.

રોજ એનું એ ફરીથી રોજ એનું એ બને,
રાત-દિવસ ગોળ ચાકે ઘેરી લીધો છે મને.

આજ ભાગી છૂટવું તોડીને આ શેરીપણું,
એક વણફૂટયા ધડાકે ઘેરી લીધો છે મને.

## હાઈકુ □ ફિલિપ કલાર્ક

પડે પડદો
રાત્રીનો દિવસનું
નાટક પૂરું

માનનીય શ્રી સુરેશભાઈ

'કવિતા' અંક-૧૧૬ મળ્યો. મૂળથી હું 'કવિતા'ની ચાહક, પરંતુ નિર્ણાયકની જવાબદારીથી થોડી મૂંઝાઇ.

'કવિતા'ના રસથાળમાંથી કોઇ એકાદ કૃતિ જ પસંદ કરવાનું કામ કપરું તો ઘણું લાગ્યું પણ એ બહાને કાવ્યો વારંવાર માણવાની મજા આવી. ઘણાં કાવ્યો ગમ્યાં. સરૂપ ધ્રુવનું 'કબૂલાતનામું' કાવ્યએ અસ્તિત્વ પર ઢંકાયેલ અંધારપછેડો દૂર કર્યો. તેથીય વિશેષ ગમ્યું અસ્તિત્વની સચ્ચાઇ દર્શાવતું ઇન્દુ પુવારનું કાવ્ય 'હું ખાતો પીતો થયો છે'. હુંના અનેક વિકાસક્રમ બતાવી અંતે અવિચળ ઊભા રહી જવાની વાત ખૂબ જ સ્પર્શી ગઇ. આપણો 'હું', કયાં જઇ અટકશે ? અને બધું અનુભવતો, જોતો એ 'હું', શું નિશ્ચલ ઊભો જ રહેશે ? ઇન્દુ પુવારના આ કાવ્ય પર પસંદગી ઉતારું છું.

સમજણના દરિયાના અભાવની ઝંખનાની તીવ્રતા રજૂ કરતું યૉસેફ મેકવાનનું 'કાચી સમજણનું ગીત' તથા ઋતુરાજ વસંતના આગમનની જાણ 'ટી.વી.'ના પર્દા પરથી થઇ એવું શહેરીકરણના સંદર્ભમાં લખાયેલું ગીના પરીખનું 'બસ !' પણ ઉલ્લેખનીય છે.

નિર્ણાયકની અધરી જવાબદારી અદા કરવાની આપે જે તક આપી તે માટે ખૂબ ખૂબ આભાર.

નૂતન જાની

## Long Rope □ Jayant Pathak

No; you can not escape !
you are tied with a rope,
And the rope is long-
you are given a long rope !
Escape you cannot
unless you cut the knot
-or else your throat...

કવિતા - કાળ કરચલીથી દૂર
તંત્રી : સુરેશ દલાલ
સળગ અંક : ૧૧૭
વર્ષ ૨૦ : અંક ૩ : ફેબ્રુઆરી, ૧૯૮૭
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ.

# કવિતા

(દ્વૈમાસિક)



**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ. ઇનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ :** દેશમાં ૪૦ રૂપિયા. પરદેશમાં સીમેલ રૂા. ૭૦/-, ઍરમેલ રૂા. ૧૧૫/-, આ અંકના છૂટક ૬ રૂપિયા

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.

**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઇ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઇ દેસાઇ, સ્ટેટ્સ પીપલ્સ પ્રેસ, મુંબઇ-૧.



(१८३३-१८८६)

## એક ગીત □ નીતિન વડગામા

આંખોમાં એનધેન વંચાતું જાય અને
અંતરમાં હેમખેમ અંકાતું જાય એને
કેમ કરી ગોત્યું ગોતાય મારા વાલમા ?

આંબાની ડાળ અને સરવરની પાળ
કરે આયખાની વાત હવે
આંખ્યુંમાં આંજી ઉજાગરા,
ગુલમ્હોરી વન એનાં કરીએ જતન
તોય અચરજ એવું રે સખી
ઊગે છે અડાબીડ ખાખરા.

નદીયુંનું નીર એમ વહેતુંયે જાય અને
મૂંગા રહીને કાંઇ કહેતુંયે જાય એને
કેમ કરી રોકયું રોકાય મારા વાલમા ?

કાલ હજી ઊગીને અંકાશે પૂગીને
ઊભેલા ઝાડવાંની
ડાળિયું બધીય હરખાતી,
આઘેની દેરીઓ ને નાની ટેકરીઓનો
એવો મિજાજ જાણે
પર્વતકન્યાની હોય છાતી.

જંગલ આખ્યુંય તોય તરસ્યુંયે હોય
ભલે વાદળું કદાચ કયાંક વરસ્યુંયે હોય એને
કેમ કરી દેખ્યું દેખાય મારા વાલમા ?

## મેઘધનુષ □ અજય પુરોહિત

સ્વપ્નું એ
કૈં નથી
પરંતુ દર્દનાં આંસુઓ વહ્યા પછી
એકાએક દેખાતું મેઘધનુષ છે.

## અંતિમ કવિતા □ અજ્ઞેય □ સુશી દલાલ

(સાતમી માર્ચે જન્મ દિવસ પર લખાયેલી આ કવિતા અજ્ઞેયની અંતિમ કવિતા છે. શનિવારની સાંજે એક સમારંભમાં તેઓ આનું પઠન કરવાના હતા.)

રેતીના માળા બનાવ્યા છે
ત્રણ બાળકોએ
એમને ખબર નથી કે આ
રેતીમાં એ કણ છે
જેના વિખેરાવાથી આરંભ થાય
છે પ્રક્રિયા
સંસારના બધા માળાના
વિનાશની

રેતીમાં રમતા ત્રણ
બાળકો
સાગરના સ્વર : જળના કે
રેતીના
માણસ જ માણસની ત્રીજી
આંખ છે
તારી આંખો બંધ કેમ છે
ભગવાન.

## □ હરીન્દ્ર દવે

એક લીલોછમ ઘાવ મારી છાતીએ
વેળાનો તાર હજી કાલમાં ડૂબ્યો છે
નરી વેળુને કેમ કરી કાંતીએ,

નજરુંની સોય હજી વાગી ન વાગી
ત્યાં તો ઊપડી આગોતરી પીડા
ધસમસતી વેદનાઓ વળ ખાતી આંકે છે
લીલી નસોમાં લાલ ચીલા
અંગને અડી ન એ લગાર તોય નાગણના
ડંખનું છે ઘેન ભલી ભાંતીએ

ધસમસતા સાગરનો અંગમાં ઉભાર
ન એ આંખોમાં માય, ના હથેળીએ
હેતથી મળે જો કોઇ અગનીના પગલે
ડરી લ્હાઇથી ના આઘેરા ઠેલીએ
અમરત કટોરી કદી એકલી ન હોય
એમાં ઝેરનાંય બુંદ બે'ક સાંતીએ.

# મદન-કામદેવ મંદિરનાં ખંડેર જોઈ (અસમિયા)

☐ નીલમણિ ફુકન
☐ ભોળાભાઈ પટેલ

અર્પણ: ઉમાશંકર જોશીને

[ગુવાહાટીથી લગભગ ૨૫ કિલોમીટર દૂર એક ગામની પહાડી ઉપર પુરાતત્ત્વ ખાતાએ મદન કામદેવના ભગ્ન મંદિરના કેટલાક અવશેષો ખોદી કાઢ્યા છે. પથ્થરોના ઢગલા વચ્ચે અનેક રમ્ય મૂર્તિઓ છે - કેટલીક તો ખજુરાહોના કુળની. શિવની મૂર્તિ છે, નંદી આદિની પણ. આ કવિતામાં કવિએ એ પ્રાચીન મંદિરના ભગ્નાવશેષ જોતાં થયેલી અનુભૂતિ વ્યક્ત કરી છે. કવિએ તો આ કવિતાને કોઈ શીર્ષક આપ્યું નથી. અનુવાદકે આપેલું આ શીર્ષક છે. અર્પણ મૂળ કવિનું જ છે. આજની અસમિયા કવિતામાં નીલમણિ ફુકન સૌથી અગ્રણી કવિ છે.]

પહાડ પરથી ઊતરી આવું છું
સાંજ પડી છે
મારી પાછળ પાછળ ઊતરી આવે છે
કેટલાક પથ્થર
આડા ઊભા ગોળ

અને આલિંગનરત દેવ અપ્સરા કિન્નર
કિન્નરી નર-નારી ઉત્કીર્ણ
પ્રાચીન રાત્રિઓ

ધરતી ફોડી બહાર આવી છે એક નારંગી
એક લીંબોઈ
હજાર વરસ જૂની સ્તબ્ધતાના ઊંડાણમાંથી
વડદાદાના બે હાથ

જલવૃક્ષને પાંદડે કંપી ઊઠે છે
જલહંસીઓના ટોળાનો સ્વર

*

સાંજ પડી છે
મારા મુખની તામ્ર મુદ્રામાં
હું જ પ્રજળી ઊઠયો છું
એક લાલ પદ્મફૂલમાં
પ્રજળી ઊઠયું છે એક મોતી

હું પથ્થર અને માણસ
હું કાચી માટી અને માણસ
એક મોટા વર્તુળના કેન્દ્રમાં ઊભો રહી જાણે
નિરીક્ષણ કરું છું
આગ પાણી પવન ગ્રહ નક્ષત્ર

*

હું સૂર્યનો એક અસવાર
હજાર જીવનથી મારા દેહમાં
ભેગાં કરું છું
સાગરનો જંગલનો મરુભૂમિનો પ્રત્યેક સૂર્ય
પ્રત્યેક ઋતુનો

*

હું સમયહીન નગ્ન માણસ
મારા સમગ્ર દેહમાં અનુભવ કરું છું
કેટલાક પથ્થર
પાણીને તળિયે, માટીને તળિયે
દબાઈ ઢંકાઈ ગયેલા
કેટલાક પથ્થર
અને મનુષ્યના લોહીમાંસથી નિર્મિત
એક ગ્રહ
'અનુભવ કરું છું મારે હોઠે જીભે
પેટમાં યકૃતમાં
મારા સુદીર્ઘ જીવનની કોણીય ગોપનીયતામાં
કેટલાક પથ્થર
આડા ઊભા ગોળ

*

શિવ પથ્થર અને માણસ
શિવ સાંડ અને પથ્થર
સાંડ અને માણસ

સમયનું સ્પંદન
હું પથ્થર અને માણસ
માણસોએ પથ્થર પર કરેલું
હું એક ચુંબન

*

પથ્થરને એક પગથિયેથી બધી સૌભાગ્યવતીઓ
પહાડ સુધી ચડી છે
એક પથ્થરનો પહાડ
મર્ત્ય સ્વપ્નનું આદિ પ્રજ્ઞાન
સ્વપ્ન યૌવનનું ગાન
રાત પડી છે
એક છિંકારાનાં બે શિંગડાં વચ્ચે
ચંદ્ર બહાર આવી રહ્યો છે
કુંડળીઓ વળતો આકાશ સુધી પહોંચે છે
પથ્થરોનો કંઠસ્વર
શિવ પથ્થર અને માણસ
શિવ અનંત એક જ્વલંત અગ્નિસ્તંભ
પાર્વતી રડે છે
શિવના શરીરમાં પાર્વતી સમાઈ રહી છે
ભૂગર્ભમાં હવે ઉષા

□ જતીન્દ્ર આચાર્ય

મારાં
સ્વપ્નોનાં
મમી બનાવું
તો તો
પિરામિડ પણ
સાંકડાં પડે.

□ ગિરીશ મકવાણા

તું પિયાનોમાં ન વાગેલી તરજ,
હું પિયાનોને ન અડકી આંગળી.

## ચાર કાવ્યો □ જયા મહેતા

અહીં રાત ઝીણું ઝીણું જાગે છે
પથારીમાં કણસતા દર્દીની જેમ.

પાનખરની સાંજના પવનોની જેમ
અહીં શ્વાસની ગતિ અનિયમિત છે

અહીં દરેક જણ પોતપોતાની પીડાના કોચલામાં કેદ છે
દરવાજો ઊઘડવાની રાહ જોતા કેદીઓની જેમ

ફૂટું ફૂટું થતા ઈંડામાં પુરાયેલા જીવની જેમ
અહીં બધા બહારની દુનિયાનો પ્રકાશ ઝીલવા વ્યાકુળ છે

અહીં દર્દીઓની સલામતીની જડબેસલાક વ્યવસ્થાના પ્રયત્નો છે
સીમાડાના યુદ્ધ મોરચે હોય છે એમ

રીસાયેલા બાળકની જેમ
અહીં ચૈતન્ય ટૂંટીયુંવાળીને પડ્યું છે

અહીં રાત ઝીણું ઝીણું જાગે છે.

□

લાંબી રાત છે - ટ્યૂબલાઇટના અજવાળામાં ગૂંચવાઈ ગઈ છે.
કણસતી ચૂપકી છે - દરદના જાળામાં ફસાઈ ગઈ છે.
ઉદાસીન દિવસ છે - અસહાય ચહેરાઓમાં અટવાઈ ગયો છે
સાર્થધ્વનિ છે - અકારણ ઘોંઘાટમાં દબાઇ ગયા છે.
રંગબેરંગી ફૂલો છે - નિસ્તેજ નજરોમાં ઝંખવાઇ ગયાં છે
શ્વેત વસ્રો છે - નિસ્પૃહ, નિર્મમ, અનાસકત હરેફરે છે
બુઝાતા દર્દીઓ છે - અજાણ અનાગતના પડછાયામાં થરથરે છે

□

સીધા સરળ સુંવાળા રસ્તાની આશામાં, અપેક્ષામાં
ઝંખનામાં સૌ સૂતા છે સીધા સપાટ ઘડિયાળના
ટકોરા ગણતા ભૂલતા ફરી ગણતા રાહ જોતાં કોઈના
આવવાની અધીરપણે લાચાર નજર દોડાવતા
વણઝંખ્યું કોઈક ક્યાંકથી આવી ન જાય એનો
ભય સેવતા અસહાય ભાવે જોયા કરતા શ્વેત
કડક પગલાંની હરફરને તલસ્યા કરતા ક્યારેક

આંટો મારી જતા એકાદ રૂઆબી દૃષ્ટિપાતને
ઝીલવા અપલક આંખે સીધા સરળ સુંવાળા
રસ્તાની આશામાં અપેક્ષામાં ઝંખનામાં...

□

ક્યારે કઇ તરફ દિશા પલટો કરશે અજાણ્યો માર્ગ
એથી બેખબર
બેઉ બાજુ પથરાયેલા રસ્તાના સ્થિર પટ પર
દ્રુતવિલંબિત ગતિએ આગળ વધે છે કે પાછળ હઠે છે
એથી બેખબર
સીમાડાના પથ્થર કે અન્ય કોઇ સંકેત નિશાની વગરના
અનાદિ અનંત રસ્તાના સ્થિર પટ પર મુસાફર
ચાલી રહ્યો છે દિવસોથી વર્ષોથી યુગોથી જન્મજન્માંતરોથી
મુસાફર ચાલી રહ્યો છે અજાણ્યા માર્ગે મુસાફર
બેખબર.

## □ ગિરીશ મકવાણા

રહી ગયાં બે આંસુઓ લૂછ્યા વગર,
દરિયો બની બેઠાં મને પૂછ્યા વગર.

કાળી વ્યવસ્થાઓ રાતની પીતી રહી,
મીણબત્તી ઓરડે બૂઝયા વગર.

ઊગી રહ્યું છે વેદના જેવું કશું,
ભાગ્યરેખાને કશું પૂછ્યાં વગર.

ટેરવાંએ એટલું માંગી લીધું,
સ્પર્શના દીવા ઝગે બૂઝયા વગર.

# શ્રી ગની દહીંવાળાની શોકસભાના અવસરે આયોજિત સ્મૃતિશકય સ્વર્ગસ્થ શાયરોનો એક કાલ્પનિક મુશાયરો

□ બરકત વીરાણી-'બેફામ'

મંગળવાર તા. ૧૦-૩-૮૭ના રોજ સાંજે સાડા છ વાગે ભારતીય વિદ્યાભવનના ગીતાખંડમાં મરહૂમ ગની દહીંવાળાની શોકસભા યોજાય હતી. મેં ૧૯૪૧ના સપ્ટેમ્બરની ૨૧મી તારીખથી વિધિપૂર્વક ગઝલસર્જનનો આરંભ કર્યો, ત્યારે એ સમયના શાયરોનો જે સમાજ નિર્માયો; એમાં સૌ શાયરો માટે થાય એવી જિજ્ઞાસા, વિસ્મય અને કુતૂહલ થતાં હતાં. સ્થાનિક શાયરો સિવાય સૌનો માત્ર ગઝલ વાચન દ્વારા જ પરિચય થતો હતો, એટલે સ્વાભાવિક રીતે એમના કવન ઉપરાંત જીવન વિશે પણ જાણવાની ઇચ્છા થતી. પછી તો વર્ષોના સંપર્ક અને સંબંધને લીધે એ ઇચ્છાની પૂર્તિ તો થઇ ગઇ હતી. ભાવનગરમાં બેઠા બેઠા જે પરોક્ષ પ્રકારની થોડી ઘણી અપરિચિતતા હતી, એ ભાવનગર છોડયા પછી અને એકબીજાના સહવાસમાં આવ્યા પછી પ્રત્યક્ષ પરિચય થતાં પ્રેમપૂર્વકની મૈત્રી બની ગઇ. પુરોગામી, સહગામી, અને અનુગામી એમ સૌ શાયરોની આવશ્યકતાથી પણ અધિક ઓળખાણ થઇ, અને ત્યારે જાણવા મળ્યું કે સુરતમાં ગઝલનો ભેખ લઇને, પોતાનો ધંધો પણ પડી ભાંગે એવી ધગશ અને ધૂન રાખી ભાઇ અમીન આઝાદ અનેક શાયરોને સલાહસૂચન અને પ્રેરણા પ્રોત્સાહન આપીને ગઝલ લખતાં કરી રહ્યા હતા. એમાંના બે મુખ્ય અને મહત્ત્વના નામધારી શાયરો ભાઇ મરીઝ અને ગનીભાઇ દહીંવાળાએ ગુજરાતી ગઝલ સાહિત્યમાં પોતાનાં રસરુચિ અને શૈલી પ્રમાણે અનુભવ અને અનુભૂતિના આગવા આયોજનથી સતત ગઝલ સર્જન કરીને પોતપોતાનું વિશિષ્ઠ એવું સનાતન સ્થાન પ્રાપ્ત કરી લીધું હતું. એ બંને શાયરો આજે હયાત નથી, એમનું શારીરિક અવસાન થયું છે; છતાં એમનું સાહિત્યિક અસ્તિત્વ આજ પણ અમર છે. જ્યારે કોઇ કવિ જ નહીં, પણ માનવી માત્રનું અવસાન થાય છે, ત્યારે આ મક્તા યાદ આવે છે.

અંતિમ વિદાય કેવી ઉપેક્ષાભરી હતી ?
બેફામ કોઇએય કહ્યું નહિ કે આવજો.

પણ આપણે આવજો કહીએ એ પહેલાં જ ઉપરવાળાએ એમને કહી દીધું હોય છે કે આવીજા.

અને એ જાય છે ત્યારે લાગે છે :-

**છે મિલન કરતાં વધારે એમની અંતિમ વિદાય,**
**જાય છે તો લાગે છે- દિલમાં સમાઇ જાય છે.**

ગનીભાઇ દિલમાં છે, દુનિયામાં નથી, અથવા કોઇ જુદી જ દુનિયામાં છે જેને આપણે સ્વર્ગ કહીએ છીએ. જેમ કોઇ પરદેશ જાય છે, એમ જ સદા માટે જનારા પરલોક જાય છે. ગનીભાઇ પણ જાણે જ્યાંથી પાછા ન આવી શકાય એવા મુલકના મુશાયરામાં ગયા છે, અને ત્યાં સ્વર્ગના સભાખંડમાં સૌ સ્મૃતિ શેષ- દિવંગત શાયરો ભેગા થઇને ભાગ લઇ રહ્યા છે અને એ મુશાયરામાં બાલાશંકર કંથારિયા કહે છે :-

**ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સહેજે,**
**ગણ્યું જે પ્યારું પ્યારાંએ, અતિ પ્યારું ગણી લેજે.**

મણિલાલ નભુભાઈ દ્રિવેદી કહે છે :-

કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે,
ખફાખંજર સનમનામાં રહમ ઊંડી લપાઇ છે.

કવિ કલાપી કહે છે:-
પેદા થયો છું ઢૂંઢવા તુજને સનમ

શયદા સાહેબ કહે છે :-
જાશું, જઇને મોતથી પંજો લડાવશું,
મળશે સમય તો આપની મહેફિલમાં આવશું,
શું કહું શયદા વધારે ? જીવની એક લાશ છું,
મિત્ર આવે છે ને મોઢું જોઇ ચાલ્યા જાય છે.

સગીરભાઇ કહે છે :-
બાળપણમાંથી યુવાની ને યુવાનીથી જરા,
જિંદગીના વસ્ત્રને બદલાવતો ચાલ્યો ગયો,
કાફલાવાળા, લ્યો આ મંઝિલ,
જાઉં હવે હું મારા રસ્તે.

નસીમભાઇ કહે છે :-
પુરાણી રાખમાંથી એક નવી સર્જાઇ છે સૃષ્ટિ
નસીમ એ દિન ગયા, કહેતા હતા : ગુજરાત શું જાણે ?
મરીઝભાઇ કહે છે :-
જિંદગીના રસને પીવામાં કરો જલદી મરીઝ,
એક તો ઓછી મદિરા છે ને ગળતું જામ છે.
મોત વેળાની આ અય્યાશી નથી ગમતી મરીઝ,
હું પથારી પર રહું ને આખું ઘર જાગ્યા કરે.

ઓજસ પાલનપુરી કહે છે :-
મારી હસ્તી એ રીતે મારા પછી વીસરાઇ ગઇ,
આંગળી જળમાંથી નીકળી ને જગા પુરાઇ ગઇ.

નઝીર ભાતરી કહે છે :-
તારી ઇચ્છા છે કે તુજ પર ન કોઇ બોજ રહે,
ત્યારે મારે શું ભરોસોય ઉઠાવી લેવા ?

પ્રહ્લાદ પારેખ કહે છે :-
તમે તો લાજ કાઢીને કર્યું છે એવું કામણ કે
ઉઘાડાં ને રૂપાળાં મુખ હવે જોવાં નથી ગમતાં.

સૈફ પાલનપુરી કહે છે :-
હવે તો સૈફ ઇચ્છા છે કે મૃત્યુ દ્વાર ખખડાવે,
ઘડીભર તો મને લાગે કોઇના આગમન જેવું,

કવિના

આ વિરહની રાતે હસનારા તારાઓ બુઝાવી નાખું, પણ
એક રાત નિભાવી લેવી છે, આકાશને દુશ્મન કોણ કરે ?

શેખાદમ આબુવાલા કહે છે :-
સોનેરી લટોમાં બાંધ્યો છે આદમની તમન્નાઓ માળો,
આકાશ, દયા કરજે થોડી, વીજળીઓ ન જાણે તો સારું.'

મહેન્દ્ર સમીર કહે છે :-
ના, એ નથી નથી જ નથી, કોઇ પણ નથી,
એણે હજી તો મારી કબર જોઇ નથી.

મનુભાઇ ત્રિવેદી 'ગાફિલ' કહે છે :-
જુદી જિંદગી છે જનાઝે જનાઝે

અને છેલ્લે ગનીભાઇ કહે છે :-
કે પરવશ પ્રેમ, શું એક દી સમય એવો નહીં આવે ?
કે એ બોલાવે મુજને, હું કહું : આવી નથી શકતો.
જિન્દગાની ને દુલ્હનની જેમ શણગારી ગની.
એને હાથોહાથ સોંપી જેમના ઘરની હતી.
જિન્દગીનો એ જ સાચોસાચ પડઘો છે ગની,
હોય ના વ્યકિત ને એનું નામ બોલાયા કરે.

સ્વર્ગના સભાખંડના આ કાલ્પનિક મુશાયરા પછી મારે એટલું જ કહેવાનું છે :-
મહેકી શકે છે ફૂલ ઘણાંયે ચમન વિના,
ચમકી શકે છે કંઇક સિતારા ગગન વિના,
મૃત્યુ કવિનું મૃત્યુ નથી, એક પ્રયોગ છે,
એ તો જીવી શકે છે જગતમાં જીવન વિના.

## □ મીનાકુમારી

ટુકડે ટુકડે દિન બીતા, ધજ્જી ધજ્જી રાત મિલી
જિસકા જિતના આંચલ થા ઉતની હી સૌગાત મિલી
□
બદલા હુઆ હૈં આજ મિરે આંસુઓં કા રંગ
ક્યા દિલ કે જખ્મ કા કોઇ ટાંકા ઊઘડ ગયા

## રસ્તો □ વિપિન પરીખ

વહેલી સવારનાં ખીલેલાં ફૂલો જેવી
ગુલાબી અને પ્રફુલ્લિત
નિશાળે જતી છોકરીઓ ગમે છે.
સ્વપ્નાંઓની છાબ લઈને પસાર થતી
આ સોળ વરસની ઉમ્મરને જોયા કરું છું.
મઘમઘ થઈ ગયેલો આ રસ્તો
જોયા કરવો ગમે છે.
ક્યારેક કોઈ છોકરાને સામી ફૂટપાથ પર જોઈ
સહેલીઓ અંદર અંદર ઘૂસપૂસ કરે છે
ધબ્બો મારે છે.
એક છોકરી લજાઈ જાય છે ને મોં ફેરવી લે છે.
રસ્તો સાનમાં બધું સમજી જાય છે.
ને સાંજ સુધી મલકાયા કરે છે.
વરસો પહેલાં એક છોકરી
આમ જ પસાર થઈ ગઈ હતી
એક વિશ્વ ફૂટપાથ પર થંભી ગયું હતું.
રસ્તો
આજે પણ તે યાદ કરાવી
મીઠું મીઠું ટીખળ કરે છે.
હું પસાર થાઉં છું ત્યારે.

## સૂર્યોદય □ કિશોર પંડ્યા

પરોઢના મોમાં
ચાંચ ખોલી
ને
બારીના સળિયા સાથે
પાંખ ઘસી
ત્યાં
ચકલી આખી
સોનાની થઈ ગઈ !!

□ રજનીકાન્ત સથવારા

અક્કડ, ફક્કડ છક્કાજીએ
ઊભી વાટે ઝાલ્યો કૂણો હાથ
પછી તો સૂડી વચ્ચે શ્વાસ ઘડીભર હાશ
કે તૂટયો પડછાયો,
હણહણતા કાગળમાં ઘૂંટયો અટકળ નામે કક્કો
છક્કો સવાદિયો રે !

કમ્મર ફરતી રાત પડી
ને કૂંપળ વચ્ચે ફૂટયું ઝરમર ઝાડ
કે વરસ્યા પ્હાડ ને ચલ્લી માળો શોધે
ધુમ્મસમાં વિસ્તરતું ભીનું હરિયાળું આકાશ
ભરીને વ્હેતો ટૌકો છાતી વચ્ચે ખળખળ
ખળખળ...
વરણાગી છક્કોને આખ્ખી રાત પછી તો
બોલ્યો ચકચક ચાંચ ભરીને ચક્કો
છક્કો સવાદિયો રે ! !

સાથળમાં ફણગાતા બુઠ્ઠા બાવળિયાના સમ્મ
ફરકતા ગાલ ઉપરથી સરકયું
ભરચક રઘવાયું આકાશ
પલળતી પાંપણમાં સૂક્કો દરિયો
ને કીકીની કક્કાવારીમાં મુઠ્ઠીભર વેરાન

બનવાજોગ બન્યુ કે છક્કે
લઇ કંકુ ને પાલવ છેડે ચીતરી એક અમાસ
કુંવારી એકલતાને હોઠ ઉપર દફનાવી
જઈને મકાઇના ખેતરમાં રોયો સૂરજ થઇ છલકાં
અઢળક ઢળિયા છક્કાજીને આપોને ઇન્સાફ,

મનમોજી છક્કાને ન્હોતું ભાન
કે શબ્દો એકસોવીસનું પાન
કે શબ્દો હરિયાના બે કાન

કે શબ્દો બામણનું અસ્નાન
કે શબ્દો છક્કાજીની આવેલી ને ટળી ગયેલી ઘાત
કણસતા પાદર મધ્યે ડૂબ્યા દરિયા સાત!
અમારો સાત ખોટનો છક્કો
એનું કર્યું-કારવ્યું માફ....

અલ્લડ છક્કે કમ્મર બાંધી દોટ મૂકી
ને છઠ્ઠીના ધાવણમાં જઈને માર્યો ભૂસકો
ભફાંગ દઈને છક્કાજીનો વેરણછેરણ કક્કો
છક્કો સવાદિયો રે!!!

## ગઝલ □ મંગળ રાઠોડ

એકતારો શ્વાસનો બજતો રહે,
એમ તું આબોહવા રચતો રહે.

આંખ સામે કૈંક હોવું જોઈએ,
ક્યાંક તારી દૃષ્ટિને ચિતરતો રહે.

સ્મિત સામે સ્મિત છે દોસ્તો અહીં,
કૈં નથી બીજું કશું, હસતો રહે.

જ્યાં લગી આપે તને કો' સાથ કૈં,
ત્યાં લગી સાથે રહે, ચલતો રહે.

કૈંક છે ને ક્યાંક છે, તો શોધ તું,
કૈંક ને હા, કૈંક તું; કરતો રહે.

ક્યાં હશે પ્રતિબદ્ધતાનું પુષ્પ એ?
સૂર્ય પણ એ આશમાં ઊગતો હશે!

## બારણે ટકોરો □ યેવતુશેન્કો □ સુરેશ દલાલ

(રશિયન)

"કોણ છે ?"
"હું વૃદ્ધાવસ્થા.
હું તારી પાસે આવી છું."
"પછીથી !
હમણાં હું કામમાં છું
કેટલાંય કામ કરવાનાં બાકી છે !"
"અચ્છા ત્યારે, મારા દીકરા,
પણ એટલું ધ્યાન રાખજે
કે હું આ બારણાની પાછળ જ ઊભી છું."

મેં લખ્યું.
ફોન પર ફોન કર્યા.
તળેલું ઈંડું લાસલુસ કરતાં ગળી ગયો
પછીથી મેં બારણું ખોલ્યું,
પણ ત્યાં કોઈ નહોતું.
કદાચ હશે મારા મિત્રો
મારો ટાંટિયો ખેંચતાં ?
અથવા કદાચ
મેં નામ સાચ્ચે સાંભળ્યું પણ ન હોય.
મને જે બોલાવતી હતી એ વૃદ્ધાવસ્થા નહોતી.
પણ પરિપક્વતા હતી.
એ રાહ ન જોઈ શકી
અને નિસાસો નાખતી
વિદાય થઈ.

## □ રમણીક સોમેશ્વર

સસલું છે, એ તો દોડે પણ, શું મારામાં શું તારામાં
પંખી છે, ચાંચ ઝબોળે પણ, શું મારામાં શું તારામાં

ફૂલોનું તો બસ એવું કે મોસમ આવ્યે મહોરી ઊઠે
મોસમ છે, એ તો મહોરે પણ, શું મારામાં શું તારામાં

શું દરિયાનો કે પહાડોનો, આ પવન હંમેશાં ચંચળ છે
કયારેક ચડે હિલ્લોળે પણ, શું મારામાં શું તારામાં

કાંઠે ઊભેલાં વૃક્ષોમાં પણ નદીયું વહેતી હોય કદી
નદીયું છે, એ કલશોરે પણ, શું મારામાં શું તારામાં

સ્મરણો તો નિત્ય-પ્રવાસી છે, આવે કયારે કહેવાય નહીં
એ ડેરા-તંબૂ ખોડે પણ, શું મારામાં શું તારામાં.

## નવું વરસ □ સીતેશ આલોક □ સુશી દલાલ

(હિંદી)

હે પ્રભુ...
કોઈ ભૂખ્યાના ઘેર
જેમ ચૂલો સળગે
રોટલીની સુગંધ ફેલાય
અને તપેલીમાં દાળ ખદખદે
હે પ્રભુ, એવું કરો
કે કંઈક આ રીતે
નવું વરસ આવે.

ક્યાંક કોઈ સૂકું ખેતર દેખાય
તો એની વ્યથાથી
આકાશનું હૈયું ભરાઈ જાય
ગડગડાટ જેવા સિસકારાની સાથે
આંખોનો બંધ તૂટે
અને સમવેદનાનાં નિર્મળ આંસુઓથી
દરેક ફસલની તરસ છિપાય
હે પ્રભુ –
કંઈક આ રીતે નવું વરસ આવે.

ક્યાંય કોઈ ગોળી ન છૂટે
ધનુષમાંથી કોઈ બાણ ન નીકળે
કોઈ કાચની જોડી ન તૂટે
અને કોઈ પણ વધ જોયા વગર જ
દરેક વાલ્મીકિને
કોઈ નવો છંદ મળી જાય
હે પ્રભુ
કંઈક આવી રીતે નવું વરસ આવે.

# તાળવે ચડેલો મારો જીવ □ નીતા રામૈયા

ઊર્મિ - વાર્તા - કવિતા : એક પ્રયોગ
લાવ તો અરીસો
આવું મોઢું ન ચાલે
કીડીનાં ઈંડાં જેવા દાઢીના વાળ
હજામને તેં પાછો મોકલ્યો ને
બોલાવ એને પાછો
વગડાઉ થોરનું ડચકું
એમ બોલીશ તું
મને દવા પાતી વખતે
જા હજામને કહે વહેલો આવે જા કહે

કેમ ઉદાસ છે
શું આમ જ
તારો ભાઈ યાદ આવ્યો ખરું
પણ હું બેઠો છું. ને પછી શું છે જલસા કર તું તારે

આમ જો આ ગલગોટા
સારું કર્યું
બારીની પછીતે તેં વાવ્યા આ ગલગોટા

જો તો
સીકું ખાલી થઈ ગયું છે
પંખી આવતાં નથી
અને જે આવે છે તે
ચાંચ બોળતાં નથી
હમણાં જ સીકું ભરી દે
પાછી તું ભૂલી જઈશ
કાલની જેમ ખાલી સીકું કાલની જેમ

ક્યાં ગઈ પાછી
કામઢી જાણે બહુ

શું છે તે ચાલી ગઈ '
બેસ અહીં
પગ નથી દાબવા બેસ અહીં મારી પાસે આમ

કાગળ આવ્યો નહીં ને -
નહીં જ આવે -
હું તને કહેતો'તો ને -
આવે જ નહીં -
દીકરો પાકયો છે મારો કાચી કેરી જેવો

કેમ બોલતી નથી
તારી આંખમાં
પાણી
આવા દીકરા માટે
શું કરું
એનો વિચાર કરું છું ત્યારે
મને જીભે સોસ પડે છે
ને મારું જીવન
ફૂટેલા હાંડલા જેવું
મને લાગે છે
એને એક કાગળ લખતાં શું થાય છે એક કાગળ લખતાં

આવશે આવશે
કાગળ આવશે ને
ઈ પોતે જ આવશે
એક દિ'
આવશે હોં
આ લીમડામાં જ્યાં સુધી
પંખી
માળા બાંધે છે ને
ત્યાં સુધી
મારો માળો વીંખાવાનો નથી સાચું કહું છું હોં

જો સાંભળ
હું હોઉં કે ન હોઉં હાં

તારો ઠસ્સો
એવો ને એવો રાખજે હાંહ
આંગણામાં બે લીમડાનાં ઝાડ
પછવાડે ફળિયામાં બોરડી
આ ખૂણાનો આસોપાલવ
આંબા ને નાળિયેરી
લીંબુડી સીતાફળી જામફળી
આ નવેરીમાં
શંખાવળી ગળજીભી હાંહ
ધતૂરો રતાંજળી
આ પડખાવે
તારાં ગુલાબ મોગરા હાંહ જીનિયા
કોસમોસ બાલસમ હાંહ
તારા ત્રેવીસ જાતના થોર
આ તારો દબદબો
આ તારો વૈભવ
એવો ને એવો
રાખજે
હું હોઉં કે ન હોઉં હાંહ હાંહ હાંહ

આમ આવ
જો સાંભળ
ઇ પાછો આવે ને
ને આવશે ત્યારે બાયડી છોકરાંને
ાથે લઈને આવશે
ત્યારે સાંચવજે એને હાંહ
ખાનગીમાં વઢી લેજે
આપણો દીકરો તો ખરો ને હાંહ
વહાલ કરીએ ને
વઢી લઇએ
અને ઈયે ક્યાં નથી સમજતો
ઇ તો આપણાં
કાળજાનો ટુકડો છે
હાંહ હાંહ હાંહ હાંહ શું સમજી હાંહ હાંહ

શું ટપાલ આવી
છે એનો કાગળ
નથી ને
કયાંથી આવે
કહ્યા કારવ્યા વિના
આપણને છોડીને ચાલ્યો ગયો હાંહ
હાંહ હાંહ
ઇ વાતને દોઢ વરસ વીત્યું હાંહ હાંહ હાંહ

જે દિ'
ટપાલી એનો કાગળ લાવે ને
તે દિ'
એના મોઢામાં ગોળનો ગાંગડો મૂકજે હાં હાંહ

કઇ તારીખ થઈ આજે
કેલેન્ડરનું પાનું તો બદલ
ઘરમાં આમ કેમ ચાલે હાંહ હાં
બધું જ
બરાબર જોઇએ
હાં બધું જ હાંહ બરાબર હાંહ હાંહ બધું જ

આ એંસીની ઉંમરે
મને કેમ સૂઝયું નહીં હાંહ
એને કાગળ લખવાનું
ઈ મારો દીકરો
તો શું હાંહ હાંહ
હું એનો બાપ નહીં હાંહ
દીકરાએ જ કાગળ લખવાની પરવા કરવી
ને બાપે શું નહીં કરવી
તેં મને કેમ નહીં કીધું
એને કાગળ લખવાનું
તનેય હાંહ સૂઝયું નહીં હાંહ
તું ખરી છે

આમ તો બહુ શાણી ને ચકોર
અરે તારે તો હાંહ મને કહેવું'તું કંઈ નહીં તો હાંહ
તારે કાગળ લખવો'તો હાંહ હાંહ
માનો જીવ
કેમ હાંહ ઝાલ્યો રહ્યો
આટલો વખત
હાંહ હાંહ હાંહ હાંહ
દીકરાની નાદાનિયત નભાવી લેવાય
આપણે નાદાન હાંહ કેમ હાંહ થવાય
આટલો સરખો વિચાર હાંહ
નહીં તને આવ્યો હાંહ કે નહીં મને હાંહ
મારાં હવે હાંહ ઓસરતાં પાણી હાંહ રહ્યાં
હાંહ હાંહ
ઓસરતાં શું
હવે તો આ હાલ્યા
પાણીના રેલાની જેમ હાંહ હાંહ
આ પાણીમાં હાંહ
આવતી કાલનો સૂરજ
મારું નાહી નાખશે સમજી
હાંહ હાંહ હાંહ હાંહ સૂરજ આવતી કાલનો

ચાલ હાંહ લખ કાગળ હાંહ
હું તને લખાવું તેમ :
આ દેહમાં હાંહ
હવે બાકોરું પડયું છે હાંહ હાંહ
એવે ટાણે હાંહ
તું હાંહ તાળવે ચડેલો
મારો જીવ છે હાંહ હાંહ
છેવટે સાથરો લીંપવા કરતાં
હાંહ હાંહ હાંહ હાંહ
હમણાં
આનંદથી
આંગણું લીંપી જા

તારે વાંસે હાંહ
હાથ ફેરવીને મારી વ્યથા ખેરવું
ને તારા ઉપર હાંહ હાંહ
હાંહ હાંહ આશીર્વાદનાં હાંહ
પારિજાત વેરું
મારો હાંહ હાંહ રડયોખડયો હાંહ
એકાદ હાંહ હાંહ હાંહ
શ્વાસ બચ્યો છે
તેનાં હૂંફાળાં વહેણમાં હાંહ
લાવ હાંહ હાંહ
હું તને છેલ્લી હાંહ હાંહ વાર
નવડાવું
હાંહ હાંહ હાંહ હાંહ હાંહ
ને પછી હાંહ
ભ વ નું હાંહ્ હાંહ્
ભા થું હાંહ્ હાંહ્ હાંહ્
હાંહ્
ભેગું કરીને
હાંહહાંહહાંહહાંહ
ચા લી હાંહહાંહહાંહ
હાંહહાંહ પડું

(કવિ સુરેશ દલાલને અર્પણ)

☐ ગિરીશ મકવાણા

વેદનાઓના વૃંદાવનમાં રઝળતો શ્યામ હું,
ત્રોફ્યા કરું છું વાંસળીથી રાધિકાનું નામ હું.

## હશે તો ચાલશે! □ ભરત ભટ્ટ "તરલ"

કોઈપણ કારણ હશે તો ચાલશે!
સાવ સૂકકું રણ હશે તો ચાલશે!
આ હૃદયના બારસાખે મૂકવા;
આંસુનું તોરણ હશે તો ચાલશે!
રંગની મારે કશી પરવા નથી;
એકલો ફાગણ હશે તો ચાલશે!
સાવ હું ભીંજાઉં નહિ તો કૈં નહિ;
આંખમાં શ્રાવણ હશે તો ચાલશે!
તું યુગોની જિંદગી જીવે ભલે;
પણ 'તરલ'ને ક્ષણ હશે તો ચાલશે!

## કુદરત □ રવીન્દ્ર પારેખ

ઘડિયાળમાંથી
બહાર આવીને કૂકડો
'કૂકરે કૂક-' કરે છે
અને
બારી પર ટાંગેલ ચિત્રમાં
સૂર્ય ઊગે છે
પતંગિયાં ભીંત છોડીને ઊડતાં નથી
અને ફૂલો
ફ્લાવરવાઝની બહાર ખીલતાં નથી
સૂર્ય
એન્ટેના પરથી
સ્ક્રીન પર ઊતરી આવે છે
અને ડૂબે છે દરિયાઈ ઉછાળમાં
ત્યારે
ફ્રીઝમાં ભૂલથી મુકાઈ ગયેલું
રમકડાનું સફરજન ગબડી પડે છે...
સ્ક્રીન પર
પ્રત્યક્ષ તો તું હોય જ છે
તો એને સાન્નિધ્ય કહેવાય કે...

કૂતરો, હતાશા અને ક્રોધ □ શમસેર અનવર
(બંગાળી) □ નલિની માડગાંવકર

કયારેક કયારેક મારા ઓરડાની બધી વસ્તુ અચાનક કૂતરાની જેમ ભસવા માંડે છે.
અરીસો, આરસપહાણનો હાથી, ટેલિફોન બધું જ ક્રોધે કોકડું વળી
ડોળા ફાડી ફાડીને ધસી આવવા માગે છે-
ભોં ભોં અવાજે ચિત્કાર કરતા.
એટલું જ નહીં આંગળીઓના દસ નખમાંય
હું દસ નાનાં નાનાં પણ હિંસક કુરકુરિયાંને
જાગી ઊઠતાં જોઉં છું, તેઓ પણ ક્રોધે ભરાઈ ભસતાં ભસતાં.
આંગળીઓ ચીરીને બહાર આવવા મથે છે
આ બધાં કૂતરાંના ભસવાના વંટોળથી
ધૂળે ભરાઈ જાય છે
મારો ઓરડો, પડદા ઊડવા માંડે છે-
બારીઓ ઉઘાડબંધ થવા માંડે છે
હૂકવાળી સિલિંગ પર પોતાની જ પૂંછડીને
બચકાં ભરવા માટે પાગલ,
વીજળીનો પંખો ગોળગોળ ફરી રહ્યો છે
આખી રાત......

□ પન્ના નાયક

કોઈ ગોરી સદ્યસ્નાતા નવોઢા
સોનલવર્ણી સાળુ પહેરી
ઉંબર પર ઊભી રહી
ઘડી અચકાઈ
હળવે પગલે
ઓરડામાં દાખલ થઈ
પલંગ પર પોઢયા પ્રિયતમ સમીપ સંચરે
એમ જ
આજની સવાર.....

## લબ્બક્...લબ્બક્ □ યૉસેફ મેકવાન

બિંદુ
લબ્બક્...લબ્બક્ નીકળી ભીતરથી
વળગે છે પેનની નીબમાં-
ને વિસ્ફોટ...વિસ્તાર...પ્રસ્તાર...
પછી આરપાર
સમગ્ર અવકાશનો ભાર
          અસ્તિત્વનો ભાર
          શબ્દોનો ભાર
-બની ઘોળાયા કરે
          તોળાયા કરે
છોલાયા કરે ભીતર ભીતર
-ને લોહીલુહાણ કાગળ...પળ...છળ...
પછી શબ્દો ઊડી જાય...બૂડી જાય...
સૂજી જાય વાતાવરણ
ને પળ થાય લબ્બક્...લબ્બક્
ન થાય ને તો
ઊડી જાય વાતાવરણ
પછી જડત્વ જડી લે...મમત્વ મઢી લે
એટલે મરવું-
મરવું કે જીવવું તમારા હાથમાં
બાકી બિંદુ તો
સહુનું લબ્બક્...લબ્બક્...
ભીતરથી નીકળતું...
               ટપકતું...
                  ટપક્યું...
અટક્યું ?



શૂન્ય પાલનપુરી

## મુંબઇના દરિયાની માછલીનું ગીત □ જીવણ ઠાકોર

મુંબઇથી મોટો છે મુંબઇનો દરિયો
ને દરિયાના પેટમાં ખૂંચે છે માછલી;
જાણે ના કોઇ વાત મુંબઇમાં આટલી :
કે દરિયાના પેટમાં ખૂંચે છે માછલી.

ખરતી જાય રેત ને ફૂંકાતા વાયરે
આવે રોજ મોજાંઓ વસમાં,
છતાં એ પરપોટા પહેરીને ફરતી ને
આપો તોય પહેરે ના ચશ્માં;

શ્રીફળના નામે લઇ ભમે એ કાછલી
ને દરિયાના પેટમાં ખૂંચે છે માછલી;
જાણે ના કોઇ વાત મુંબઇમાં આટલી :
કે શ્રીફળના નામે છે ખાલીખમ કાછલી.

કોડી કે છીપલાંથી ખાડો એ પૂરે ને
મોતી થઇ નીકળતી મ્હાલવા;
ખડક પર ખડકને ખડકતી જાય ને
મથે રોજ આકાશને ઝાલવા;

ને થાકીને જંપે છે સ્હેજ રાત પાછલી
જાણે ના કોઇ વાત મુંબઇમાં આટલી :
કે મુંબઇથી મોટો છે મુંબઇનો દરિયો
ને દરિયાના પેટમાં ખૂંચે છે માછલી.

## સમય □ ધીરુ મોદી

સમય તો
સરતું પંખી બનીને આવે.
તો કદીક
ખરતું પીંછું બનીનેય આવે.
આવે તો કોઈક વાર
ગુલાબી ઈંડું બનીનેય આવે.
એને જેમ ફાવે એમ આવે.
પણ કોઈકવાર તો
કશુંય ન બનીનેય આવે.
આપણી આંગળી પકડીને
સાથે સાથે ચાલ્યા કરે
આપણી સાથે હસ્યા કરે...
ને એવું બને
ગેલમાં આવી જઈને આપણે એની આંગળી પકડવા જઈએ
કે ખેલ ખલાસ !
આપણે પડી જઈએ.

## થવું પડે છે- થતો હશે ? □ સુશીલા ઝવેરી

વિશ્વકર્માની કસોટીમાંથી
બહાર નીકળ્યા પછી પણ...

માણસે પસાર થવું પડે છે
પથ્થર રેતી બની જાય એવા એક
અનુભવની પ્રક્રિયામાંથી...

માણસે પસાર થવું પડે છે
વૃક્ષ લાકડું બની જાય એવા એક
અનુભવની પ્રક્રિયામાંથી...

માણસે પસાર થવું પડે છે
લીલાછમ વનમાં ઊઠેલા દાવાનળની
પ્રક્રિયામાંથી

પણ...
માણસને માણસ થવા માટે
આટલી પ્રક્રિયા શું પૂરતી નથી ?
એ
હેવાન થવા માટે કઈ પ્રક્રિયામાંથી
પસાર થતો હશે ? !

## ગઝલ □ ફિલિપ કલાર્ક

ક્ષણ પ્રતીક્ષાની ભરેલી હોય છે;
વેદના, ભીતર ઠરેલી હોય છે

કેટલું નિકટ તમારું આવવું ?
શ્વાસમાં મોસમ ખીલેલી હોય છે.

કોકની આંખે વહે આંસુ સતત
કોકની આંખો છકેલી હોય છે.

છોડવો શેં આ તમારા હાથને;
નિત જ્યાં ગઝલો લખેલી હોય છે.

રાત કેવી આવશે એ ખ્યાલમાં;
સાંજની આંખો ઝૂકેલી હોય છે.

કદર, કોમળતાની કોમળતા કરે;
ફૂલમાં ફોરમ રહેલી હોય છે.

## હવા, આંધી, ઝાડ □ કુંતલકુમાર જૈન □ સુશી દલાલ

(હિંદી)

જ્યારે હવા
વાવાઝોડું થઇ જાય
અને ઝાડ ઊખડી પડવાને બદલે
વાવાઝોડું
    કહે
ત્યાં – ત્યાં જઈને
ઊભાં રહેવા માંડે
અને પછી એને
નવી જમીનની શોધ
    કહેવા લાગે
તો
બીજાઓ વિશે તો, હું નથી જાણતો
મને તો હસવું આવશે
અને આવશે જ.
હું તો આ આખા દૃશ્યમાં
એ ઝાડને જ નમસ્કાર કરીશ
જેણે ઊખડવાનું પસંદ કર્યું
    સમજૂતી વગર
અને એકાએક તથા
    સ્વેચ્છાથી
પસંદગી કરી મૃત્યુની.
અને એને
એક આંતરિક ઉત્સવમાં
    બદલી નાખ્યું.

## પ્રેમ અને પ્રેમની વિડંબનાનું કાવ્ય □ સુરેશ દલાલ

Stop all the clocks, out off the telephone,
Prevent the dog from barking with a juicy bone,
silence the pianos and with muffled drum
Bring out the coffin, let the mourners come.

Let aeroplane circle moaning overhead
Scribbling on the sky the message He Is Dead,
Put crepe bows round the white necks of the public doves,
Let the traffic policement wear black cotton gloves.

He was my North, my South, my East and West,
My working week and my Sunday rest,
My noon, my midnight, my talk, my song;
I thought that love would last for ever: I was wrong.

The stars are not wanted now; put out every one:
Pack up the moon and dismantle the sun;
Pour away the ocean and sweep up the woods:
For nothing now can ever come to any good.

**W. H. Auden**

તમામ ઘડિયાળો બંધ કરો, ટેલિફોન કાપી નાખો
રસઝરતા હાડકા સાથે ભસતા કુત્તાને અટકાવી દો
પિયાનોને મૂંગા કરો અને શાંત ધીમા પડઘમ સાથે
શબપેટીને બહાર લાવો, ડાઘુઓને આવવા દો

વિમાનને માથે ફરતું ગોળ ગોળ ઊડવા દો
અને આકાશમાં સંદેશો ચીતરવા દો કે એ મૃત્યુ પામ્યો છે.
જાહેર કબૂતરના શ્વેત ગળા પર કાળી પટ્ટીઓ લગાવી દો.
અને વાહનવ્યવહારને જાળવતા પોલીસ ભલે કાળા સુતરાઉ હાથમોજાં પહેરે

એ હતો મારી ઉત્તર, મારી દક્ષિણ, મારી પૂર્વ અને પશ્ચિમ દિશા
એ હતો મારું કાર્યસભર સપ્તાહ અને મારા રવિવારનો આરામ
મારી સાંજ, મારી મધરાત, મારી વાત, મારું ગીત
હું તો એમ માનતી હતી કે પ્રેમ કાયમ રહેશે; પણ હું ખોટી પડી.

હવે મને સિતારાઓનો ખપ નથી, પ્રત્યેકને ઓલવી નાખો

ચંદ્રને પોટલમાં બાંધી દો અને સૂર્યને તોડીફોડી નાખો
સમુદ્રને ઉલેચી નાખો અને જંગલોને સફાચટ કરી દો,
કારણ કે હવે કદીયે કશુંયે સારું આવે એવું બનવાનું જ નથી

નાનો હતો ત્યારે ભૂલેશ્વરમાં એવી છબી જોવા મળતી કે જમણી બાજુથી જુઓ તો રામ દેખાય અને ડાબી બાજુથી જુઓ તો કૃષ્ણ દેખાય. અર્વાચીન અંગ્રેજી કવિતાને અમસ્તો પણ જોવાનો પ્રયત્ન કરું છું તો મને એક બાજુ એલિયટ દેખાય છે અને બીજી બાજુ ઑડન દેખાય છે. એલિયટની કવિતામાં દેવળ દેખાય છે; ઑડનની કવિતામાં દ્રાક્ષના બગીચા દેખાય છે. ઍલિયટને માન આપું છું; ઑડનને મન આપું છું.

આ કાવ્ય એ સ્રીનો વિલાપ છે- જેણે પોતાનો પતિ ગુમાવ્યો છે. આ વિલાપ એટલો તાર સ્વરે છે કે કોઈને પણ આ કાવ્ય સેન્ટિમેન્ટલ લાગે. લાગણી એ તદ્દન અંગત વસ્તુ છે. મૃત્યુ પણ એટલી જ અંગત ઘટના છે- પ્રેમના જેવી જ. તો પછી આટલો બળાપો શા માટે ! આ સ્રી માટે એ સાચું છે કે પતિના જતાં કાળ થીજી ગયો છે, હવે કોમ્યુનિકેશન થઇ શકે એમ નથી. કશું જ રહ્યું નથી. એટલે તો પિયાનોને મૂંગા કરવાની વાત છે. કારણ કે હવે જીવનમાં સંગીત જ કયાં છે !

પહેલા શ્લોકમાં નર્યો નકાર છે. કૂતરો ભસે એ પણ સહ્ય નથી. એક માનવી ગયો એટલે આસપાસની કોઈ સૃષ્ટિ સાથે કાંઈ લેવાદેવા નથી.

બીજા શ્લોકમાં વળી બીજી પરાકાષ્ઠા છે- અંગત લાગણીની. વિમાન આકાશમાં ઊડે અને લખે કે એ મૃત્યુ પામ્યો છે. જાહેર કબૂતરોએ પણ કાળી પટ્ટી બાંધવાની. પોલીસોએ પણ કાળાં હાથમોજાં પહેરવાનાં. એને માટે એનો પતિ સારસર્વસ્વ છે, એની ચાર દિશા છે, અને આજે મૃત્યુએ કરેલી આ દશા છે. દરેક માણસને એમ લાગે છે કે પ્રેમ સદાકાળ માટે રહેશે, પણ કાંચવધ એ જાણે કે નિયતિનો અફર નિયમ ન હોય !

છેલ્લા શ્લોકમાં બધું અશકય કરી નાખવાની વાત છે. કુદરતની તમામ વસ્તુઓમાં હસ્તક્ષેપ કરવાની વાત છે. બ્રહ્માંડના સંગીતને હોલવી નાખવાની વાત છે. એ પોતે જ એટલી ખળભળી ઊઠી છે કે એને આખી દુનિયા ખળભળાવી મૂકવી છે, એની વેદનાનું આક્રોશમાં રૂપાંતર થયું છે, કોઈને એમ પણ લાગે છે કે આ કવિતાકળા માટે વધુ કષ્ટદાયક છે.

આ કવિતા વાંચ્યા પછી હું સહેલાઇથી દોરવાઈ ન જાઉં અને ઑડન આવી લાગણીવિગની કવિતા લખે પણ નહીં. અને છતાંય લખી છે એ એક હકીકત છે. ઑડનને કદાચ આવી અતિશયોકિતથી કહેવાતા પ્રેમની હાંસી ઉડાવવી હોય, ઑડને અન્ય કાવ્યમાં પણ આ રીતે હાંસી ઉડાવી છે.

'રેલવેની કમાન નીચે પ્રેમીઓ એકમેકને કહેતાં હોય કે પ્રેમને અંત નથી અને હું તો તને ચાહ્યા જ કરીશ; જ્યાં લગી ચીન અને આફ્રિકા નહીં મળે ત્યાં લગી. જ્યાં લગી સાલમન માછલી ગલીગલીમાં ગાય નહીં ત્યાં લગી."

પ્રેમીઓ તો આવું બોલ્યા કરે. જગદીશ જોષીએ ઉપર ટાંકેલી પંકિતનો બેલેટ જેવા કાવ્યનો, અનુવાદ કર્યો છે જે ઉમાશંકરના ગંગોત્રી ટ્રસ્ટના પ્રકાશનમાં મળી શકે. એ તો એક લાંબું કાવ્ય છે. એ કાવ્યમાં પણ જ્યારે પ્રેમીઓ તાર સ્વરે વાત કરતાં હોય છે ત્યારે ઘડિયાળ ખોંખારો ખાય છે જાણે કે ખોંખારો ખાઇને એમ ન કહેવા માગતાં હોય કે પ્રેમમાં ડફાસ હોય નહીં. ઑડનના બીજા એક કાવ્યમાં એવો પણ સંદર્ભ છે કે કાળ તો જે રીતે બિલ્લી ઉંદર પર છાનોછપનો ચોકીપહેરો ભર્યા કરે

એ રીતે ચોકીપહેરો ભર્યા જ કરે છે.

ઑડનને આ કાવ્યમાં વાત કરવી છે જેક ઍન્ડ જિલ જેવા નાદાન પ્રેમીઓની, પ્રેમની વિષમતાની અને પ્રેમની વિચિત્રતાની.

સ્રીને માટે એનો પતિSomebody હોય તો પણ મૃત્યુ ભલભલાને nobody બનાવી દે છે, તમારી વેદનામાં આખી સૃષ્ટિ ભાગ પડાવે એવી અપેક્ષા રાખવી એ વધુ પડતું છે. કોઇ એક વ્યકિતને તમે આટલું બધું ચાહો તો આખી દુનિયા બહાર રહી જાય. શકુંતલા પણ દુષ્યન્તમાં એટલી તલ્લીન હતી કે દુર્વાસાને.એણે વાણીનો આદર પણ ન આપ્યો. આ વિષે ઉમાશંકર જોશીએ શકુંતલાની પ્રસ્તાવનામાં સરસ મુદ્દો કર્યો છે.

નારી વિલાપનું આ કાવ્ય બાયફોકલ છે. પ્રેમની પણ વાત છે અને પ્રેમની વિડંબનાની પણ વાત છે.

ઑડન પ્રામાણિકપણે માનતા હતા કે પ્રેમ; સાચો પ્રેમ, નિસ્વાર્થ પ્રેમ એ કદાચ સૌથી વધુ નિરામય ઔષધ છે જેનાથી માણસની સમજ અને સમાજ બંને તંદુરસ્ત અને મનદુરસ્ત રહે એટલે તો એમણે એક પંકિત લખી હતી કે **we must love one another or die.** પછી એ પંકિત સુધારી અને લખ્યું કે; **"we must love one another and die."**

જેને ઊંડા અને ઉમદા પ્રેમમાં રસ હોય એવો કવિ ઑડન છીછરા અને ઉપરછલ્લા પ્રેમની હાંસિયો રાખીને હાંસી ઉડાવે એમાં નવાઇ નથી.

## □ ગિરીશ મકવાણા

તારા ગયાના કેટલા મિનિંગ થઈ શકે ?
ઝળહળતો હોય સૂર્યને ઇવનિંગ થઈ શકે.

ત્રાટકતી હોય વેદનાની વીજળી સદા,
કાગળમાં શબ્દ તારથી અર્થિંગ થઇ શકે.

સ્કૂટરની બેક્સીટથી ડોકાઇ જાય તે,
ખાલીપો ફ્રંટ-ગ્લાસથી ફીલિંગ થઈ શકે.

એનાલીસીસ ફૂલનું કરતું રહ્યા પછી,
ક્યાંથી લીલેરી મ્હેંકનો સ્પેલિંગ થઇ શકે ?

ઓગાળી તારી યાદનો આઇસ હાથમાં,
હોવાના હંસથી પછી સ્વીમિંગ થઇ શકે.

## અબઘડી ને આજ જોઈએ! □ રમેશ પટેલ 'ક્ષ'

મારી ગઝલને આગવો મિજાજ જોઈએ!
ને સૂરમાં રેલાવવાને સાજ જોઈએ!
આ સુખ બહેલાવી નથી શકતાં મને હવે,
થોડાં દુ:ખો પણ જિંદગીને કાજ જોઈએ!
વરદાનમાં આપી શકો મારી ક્ષણો મને?
જો હા કહો તો અબઘડી ને આજ જોઈએ!
સાંનિધ્ય એનું પામવાની તક મળી શકે,
ક્યારેક તો પ્યારું સ્વજન નારાજ જોઈએ!
મારા જિગરની વાત સઘળી શી રીતે કહું?
એકાદ તો આ જિંદગીમાં રાઝ જોઈએ!

## સંદર્ભ લઈને આવું છું □ રમેશ પટેલ 'ક્ષ'

હું યુગયુગથી છું મૌન છતાં પણ શબ્દ લઈને આવું છું,
તું આંખો ખુલ્લી રાખ હવે હું દૃશ્ય લઈને આવું છું.
આ એકલતાના ડંખ સહીને પોઢેલી જીવન-પળને,
હું ચેતનવંતી કરવા આજે સ્પર્શ લઈને આવું છું.
આ શ્વાસમહીં ખળભળતી મારી લાગણીઓની વાણીનો,
હું સાત સમંદર પાર કરીને અર્થ લઈને આવું છું.
તું બંધ નયનથી પણ જેને ક્યારેક નથી પામી દિલબર!
લે ખુલ્લી આંખે દેખ હવે એ સ્વપ્ન લઈને આવું છું.
ઇતિહાસ બીજું તો કાંઇ નથી – છે તારી મારી વાત બધી,
તું ઉથલાવીકે જો પાન બધાં સંદર્ભ લઈને આવું છું.

## સંકલ્પ □ નલિની માડગાંવકર

ધુમ્મસિયા પહાડ પાછળ થતા સૂર્યોદયની જેમ આજે પણ
હું રહસ્યમયી છું
મુઠ્ઠીમાં પકડાતી વર્ષાની જેમ
આનંદ આપવા છતાંય
હું
હાથતાળી દઈ છટકી જાઉં છું.
જગતે બાંધેલી સૌન્દર્યની વિભાવના
મેં અનેકવાર બદલાવી છે.
કારણ
બીજને ફળમાં પરિણત કરવાનું ધૈર્ય
મારામાં છે.
હું
સૌરભની જેમ
પ્રિયજનને આલિંગી શકું છું.
પંખીની આંખમાં
સૂતેલા આકાશની જેમ
હું પ્રતીક્ષા કરી શકું છું.
પ્રભાતની.
બધાં ફૂલોને ખીલવવાની આશા
મેં
ઈશ્વરની જેમ જ સેવી છે.
નવજાત શિશુની આંગળીનું ઈંગિત
હું સમજી શકું છું.
જગતે આપેલાં
માણસને માપવાનાં કાટલાં
મને ખપતાં નથી.
ક્યારેક,
રૌદ્ર રૂપ ધારણ કરવા છતાંય
અનેક.....
ક્રોધની વળેલી મુઠ્ઠીઓને
મેં
હવામાં વેરી દીધી છે
વફાદારીના લેબલ વગર પણ
એનું વ્યાકરણ
મેં
પચાવ્યું છે.
સર્જનનું રહસ્ય મારી કૂખે છે.
હું તમને કવિ બનાવ્યે જ જંપીશ.

## સર્જનનો ચમત્કાર ☐ કેથેલિન રેઈન ☐ સુરેશ દલાલ
(અંગ્રેજી)

ફૂલફૂલમાં બીજ વસે છે : બીજમાં મ્હોરે ઝાડ.
વૃક્ષવૃક્ષમાં અહો વિસ્તરે કાષ્ઠતણો ઉઘાડ.

અને લાકડે બળતો અગ્નિ : અગ્નિમાં પીગળે પાષણ
પથ્થરમાં લોખંડનું વર્તુળ ઘૂમી રહ્યું એ જાણ.

વર્તુળમાં તો વસી રહ્યો છે એક જ અક્ષર ૐ
અને ૐમાં આંખ : આંખમાં દરિયો તરતો પૂરે જેમ.

દરિયામાં આકાશ અને આકાશે સૂરજ ઝળકે
અને સૂરજમાં સોનાનું પંખી પીંછેપીંછે મલકે

પંખી ભીતર ધબકે હૈયું : વહે હૃદયથી ગીત
અને ગીતમાં એક જ શબ્દ : વહી રહે સંગીત.

અને શબ્દમાં બોલે દુનિયા : ખૂલે શબ્દ આનંદ :
વિશ્વતણી આ વ્યથા કથામાં મારા પ્રેમ તણો આક્રંદ

હે મારા પ્રિય, મારા પ્રિયતમ એમાં દુનિયા મ્હોરે
અને સૃષ્ટિ પર સૂરજનાં કિરણ મનભરીને ફોરે
અને સૂરજમાં બળતો અગ્નિ : હૈયું મારું બાળે
અને ભીતરમાં પંખી જાગે આંખોને અજવાળે
અને આંખમાં પૃથ્વી પોઢી : દરિયો ને આકાશ,
પૃથ્વી, આકાશ અને દરિયામાં વસ્યો ૐનો શ્વાસ,
જેવો હોય છે ફૂલફૂલમાં બીજનો શાશ્વત નિવાસ.

☐ જતીન્દ્ર આચાર્ય

કવિના
દૂઝતો ઘાવ શબ્દનો

## અસુર ▢ જગદીશ ત્રિવેદી

અમે સુહૃદ કેટલાક મનમાં વિચારી રહ્યા :
'જઈ વન વિશે અને રજની એક વીતાવીએ –
મજા વનની માણીએ – અમલ રૂપને ન્યાળીએ !'
બપોર ઢળતાં અમે સ્થળ-પસંદગી-ઊપડયા.
નિબિડ વનમાં જઈ ગીચ ઘટાળુ જોઈ તરુ
ચડી સહુ ગયા જ – સાંજ ઢળવા હવે માંડી'તી.

અમે વિટપ એક એક પર ગોઠવાઈ અને
રહ્યા નીરખી વંન ચોતરફ પર્ણરંધ્રો થકી :
રૂડી રજની મંદ મંદ પગલે છવાતી હતી,
નિગૂઢ હતી શાંતિ શી : ધડકનો ગણાતી બધી !
પ્રગાઢ વનની મહીંથી અણચિંતવ્યાં ક્યાંકથી
નિવાસી વનનાં બધાંય ઊમટયાં જ ટોળે મળી :

'અહીં અવર વન્યના અસુર હિંસ્ર આવ્યા ચડી –
શ્વસો-પવનમાં વહી મલિન ગંધ આ આવતી !'

## ગીત ▢ નવનીત ઉપાધ્યાય

મારા ઘરમાં આંસુ છે હું ફૂલો ક્યાંથી લાવું ?
ફૂલો ક્યાંથી લાવું રૂપલ ગજરો કેમ સજાવું ?
નભમાં ક્યાંય જડે ન ચાંદો ક્યાંય જડે ન તારા
શૈશવનો ગઢ ભાંગી કોણે લૂંટયા સૂરજ મારા
દરિયાથી સગપણ તૂટયાંને સામે કાંઠે... જાવું...
મારા ઘરમાં આંસુ છે હું ફૂલો ક્યાંથી લાવું..?
ટહુકા ઊડી ગયા અને આ ગોરજ ગઈ પીંખાઈ
વનરાયુંના રૂપ સમા ઈ ગીત ગયાં.. વીંખાઈ
મારા ગીતોમાં વહેતી એ નદીયુંને ક્યાં જાવું...?
મારા ઘરમાં આંસુ છે હું ફૂલો ક્યાંથી લાવું ?

## સ્વપ્નપ્રદેશ □હેમંત કુલકર્ણી □ નીતા રામૈયા

(ભારતીય-અંગ્રેજી)

ઘડિયાળના ડંકા વાગે છે
અને હું ઊંઘમાંથી ઝબકીને
જાગી જાઉં છું

સમયનો સંદર્ભ હું ગુમાવી બેઠો છું :
મોડી રાત છે
કે વહેલી સવાર ?

હું બહાર નજર કરું છું :
એક પંખીએ પોતાની ચાંચમાં
ચંદ્રને પકડયો છે
અને તે ઊડી રહ્યું છે.

પંખીની ચીસ
કે ચંદ્રની ?

ધ્વનિરહિત પાંખો
ઉઝરડા પાડે છે
મારા સ્વપ્નપ્રદેશમાં

## લઘુકાવ્ય □ હરીશ જસદણવાલા

દરિયાના
વિસ્મય વચ્ચે
માછલીએ
ચીસ પાડી એ પળે જ
ખબર પડી
કે
હું ડૂબી રહ્યો છું !

## પાંચ ગઝલ □ મનોજ ખંડેરિયા

(૧)

આખો જન્મારો ફૂંક્યો છે
કેદારો ગીરવે મૂક્યો છે.
જળમાં એવું શું કે જળ પર
નભનો ઓછાયો ઝૂક્યો છે
ભરચક ભીંડ ખડા નીરખીએ
કોને કાજ સમય રુક્યો છે.
મોરપીછાંમાં હાથ ઝબોળ્યો
ત્યાર પછી એ નિત ટહુક્યો છે
ખોબો પીવા ક્યાં જઈ ધરીએ
પાતાળ-કૂવો પણ ડૂક્યો છે.

(૨)

શબ્દ અધિક એથી ઓપ્યો છે
હાર ગળામાં આરોપ્યો છે
ઝળહળ ઝળહળ ચરણ હવે તો
ક્ષણનો સીમાડો લોપ્યો છે
મારો અસલી ચહેરો તો મેં
અક્ષર આડે સંગોપ્યો છે
જતન કરી જાળવવો પડશે
શ્વાસ ભરોસે તેં સોંપ્યો છે
કપરો પથ કાગળનો કાપી
હાથ હિમાલય પર રોપ્યો છે

(૩)

ભાઈ ભલી આ અમને ભોઠ
સમજણની શાળાના ઠોઠ
શ્વાસોના રસ્તે આ કોણ
આડું ઊભી માગે ગોઠ

ગીત નીતરતી ડાળેડાળ
પર્ણેપર્ણે ઊગ્યા હોઠ
શેથી ઝીલું ? ક્યાં લગ આમ
ઊતરી રહી છે પોઠેપોઠ
હળવા ફૂલ હવા થઈ જાવ
ઢાળું કવિતાનો બાજોઠ

(૪)

છીએ લથબથ લથબથ ગાઢ
પ્હેરીને ઊભા આષાઢ
લોહીમાં ઓચિંતા સાવ
આવ્યા રે ખુશ્બુના બાઢ
ઝળઝળિયાંને કાંઠે કોણ
બેસી ગાતું મનનો માઢ
પગલું ના મંડાતું એક
પગમાં છે ભાષાના વાઢ
નવસેકા તડકામાં ચાલ
જીવતર તો કડકડતી ટાઢ

(૫)

પકડો કલમ ને કોઈ પળે એમ પણ બને
કે હાથ આખે આખો બળે એમ પણ બને
જ્યાં પ્હોંચવાની ઝંખના વરસોથી હોય ત્યાં
મન પ્હોંચતાં જ પાછું વળે એમ પણ બને
એવું છે થોડું છેતરે રસ્તા કે ભોમિયા
એક પગ બીજા પગને છળે એમ પણ બને
જે શોધવામાં જિંદગી આખી પસાર થાય
ને એ જ હોય પગની તળે એમ પણ બને
તું ઢાળ ઢોલિયો, હું ગઝલનો દીવો કરું
અંધારું ઘરને ઘેરી વળે એમ પણ બને.

## જોખમો □ વેણુ ગોપાલ □ ધનવિદ્યા મહેતા

(હિંદી)

જોખમો પારદર્શક હોય છે.
ખૂબસૂરત.
પોતાની પાર ભવિષ્ય દેખાડતાં.

જેમ નાનકડા કુમળા શરીરવાળી છોકરી
કોઈ જંગલી જાનવરનું મહોરું પહેરીને
ધબાક કરતી કૂદે આપણી સામે
અને આપણે ડરીએ નહીં. પણ જોઈ લઈએ
એના બચપણની પાર
એક જુવાન ખુશી

અને ખોળામાં લઈ લઈએ એને.

એવાં જ હોય છે કેટલાંક જોખમો.
જો ડરીએ તો જોખમો અને
નહીં તો ભવિષ્ય દેખાડતા
રંગીન પારદર્શક કાચના ટુકડા

## Great Expectations ! □ Jayant Pathak

You expect too much
of an eagle:
to spread its wing
when the sky is harrowing!
you expect too much
of a skylark:
to sing
When the sky is falling!

## ☐ પન્ના નાયક

અંતે વરસાદ થંભ્યો.
પવન પણ દોડતો અટક્યો.
આકાશ ધોવાઈને
નીલિમા પ્રગટ કરતું સ્વચ્છ સ્વચ્છ.
ટેકરીની આંખોની કોર ચમકી
ઘાસની ઊંચાઈ થોડી વધી.
ગુલાબનાં ફૂલો
ફોરાં ખંખેરી ટટાર થઈને ઊભાં.
બાળકો
મેઘધનુ પકડવા દોડયાં.
સમસ્ત ધરતી પર
ચેતનાનો સંચાર જોઈ
ખેતરમાં ઊભેલો પાક
લીલું લીલું હસી રહ્યો....

## ☐ રમેશ પટેલ

ફફડી ઊઠી
ખંડિયેરની પાંખ-
ધુવડ ઊડયું !

## ☐ નામાલૂમ

હમને તુમકો ખૂબ દેખા હૈ મિસાલ-એ-આઈના
પીઠ પીછે કુછ હો તુમ ઔર રુબરુ કુછ ઔર હો
☐
કુછ ઇસ અદા સે આપને પૂછા મિરા મિજાજ
કહના પડા કિ શુક્ર હૈ પરવરદિગાર કા

# માણસ તો જીવ્યા જ કરે છે □ મેઘનાદ હ. ભટ્ટ

સોનાનું ઈંડું મૂકતી મરઘીને હલાલ કરતાં
ખુદ ઈંડું જ તૂટી જાય
તો વાંક મુલ્લાનો થોડો જ કાઢી શકાય છે ?
અભિષેક કરવાની ગંગાજળીમાં જ પાણી ખૂટી જાય
તો મહાદેવ તો બિચારા તરસે જ મરી જાય ને ?
પણ-
સોનાનાં ઈંડાં ખાઇ શકાતાં નથી
અને ગંગાજળીના પાણીથી પથ્થરના દેવ ભીંજાઈ શકતા નથી.
પૂજારી મંત્રોચ્ચાર કર્યા કરે
કે તાનસેન માલકૌંસ ગાયા કરે
તો કદાચ વરસાદ તો આવે
પણ, તરસી ધરતીની તરસ એનાથી બૂઝી શકાતી નથી.
અને આમેય
સોનાનાં ઈંડાં કયારેય ખાઈ શકાતાં જ નથી
કે, ગંગાજળીના પાણીથી તૃષાર્ત ધરા કયારેય તરબતર થઈ શકતી નથી
ને....
વનપ્રવેશ કરતો માણસ
સૂત્રાત્મક વાતો કરે તોય
તે સનાતન સત્ય ઉચ્ચારી શકતો નથી.
સંધિવાના સાંધાનો વાંધો-
- બાંધો કે છોડો -
જોડી શકાતો નથી,
માની લઈએ કે વિશ્વકર્મા વૈતરણી પર પુલ બાંધી દે
પણ, બી વિનાનું વૃક્ષ તો ખુદ સરજનહાર પણ સરજી શકતો નથી.
અને આ બધું એમ જ ચાલ્યા કરે એથી
વૃક્ષમાં બી છુપાઈ જાય
કે
બીમાંથી વૃક્ષ વિકસે
તો પણ
વૃક્ષ વૃક્ષ જ રહે છે
બી બી જ રહે છે

મરઘી સોનાનાં ઇંડાં મૂકતી નથી- મૂકી શકતી નથી
અને-
-અને ગંગાજળીનું પાણી કયારેક અધવચ્ચે જ અટકી જાય છે
-મુલ્લાની બાંગ મસ્જિદમાં જ અટવાઈ જાય છે
-પૂજારીનો મંત્રોચ્ચાર
અનાવૃત્ત થઇ મંદિરમાં જ રૂંધાયા કરે છે
અને,
આવું બધું થયા કરે છે એથી
વનપ્રવેશ કર્યા પછી પણ માણસ તો જીવ્યા જ કરે છે.

ગઝલ □ રઈશ મનીઆર

હાથમાં એક હાથ ઝાલીને
બેઠાં સૌ સ્વપ્ન એક પાળીને

થોડા ચહેરા મેં ગોઠવી દીધા,
પથ્થરો ને જરા હટાવીને

રોકી દીધો છે તે સમય ને મેં,
તારી તસવીર એક પાડી ને...

દુનિયા રંગીન ખૂબ લાગે છે.
જોઉં ગોગલ્સ જો ચડાવી ને.

આંખમાં ઇન્કિલાબ પોષ્યો છે..
પડયું પાનું અમે નિભાવીને.

શબ્દને ખેંચતા દુ:શાસન સૌ
બીજો છેડો નથી આ સાડીને..

રોજ તસવીર બસ પડાવે 'રઈશ'
દર્દોગમને ગળે લગાડીને.

□ ગિરીશ મકવાણા

વિસ્તરે દરિયો ભૂરા વિષાદનો,
શાહીચૂસમાં યાદનું ટપકું પડે.

## ધરતી, સ્વર્ગ, મોક્ષ વગેરે વિશે ☐ જયન્ત પાઠક

ઊભો રહેવા મથું છું સતત
ને ધરતી જાય છે સરકતી સતત...
કંઈ કેટલાય યુગોનો મારો આશ્રમ
કેટલીય વારના ચાર ચાર આશ્રમ
ક્યાંય ઠરવાનું નહીં
ક્યાંય નહીં નાખ્વાના ડેરા
લખચોરાશીના ફેરા....
ગુફાઓના પાષાણોમાંથી ટપકતા
પાણીથી ભીંજાતો
સળગતાં રણોની હવામાં સીમાતો
એન્ટાર્ટિકાના બરફમાં થીજાતો હું
ઋતુઓના ચકરાવે ચડેલો ફર્યા જ કરું છું...
મોક્ષની મારી માળાના મણકા
એક પછી એક છૂટા પડે છે, દડે છે.
ને હું-
મારા સ્વર્ગને
કંઈ કેટલીય વાર
વળગું છું ને વેગળો થાઉં છું....

☐ જિજ્ઞેશ સ્માર્ત

૧૯૮૫
૧૯૮૬
૧૯૮૭
એ શું
કાળના ચહેરા પરની
કરચલીઓની સંખ્યા હશે ?

□ નિનુ મઝુમદાર

એક સમે વૃષભાનુ સુતા ઘનશ્યામ મિલિ ઘનકુંજમેં ઘૂમે
લહરે અંગ સારી નીલે રંગકી ઔર પાયમે પાયલ રૂમઝૂમે.
દરસૈં પરસૈં રસરંગ અપાર પરસ્પર પ્રીતકો બાઢત પેખૈં
નાગર નાગરી કો મુખ દેખત, નાગરી નાગર કો મુખ દેખૈં

રાસ

વ્હાલે રાધાનાં નેણમાં જોયું
ને નેણલાં મળી ગયાં રે લોલ.
જાણે ધરતી ગગન ધીરિ ધીરિ
આથમણે ભળી ગયાં રે લોલ.
રાધિકાનું મુખડું તો ચંદ્ર બની સોહે
કે સૃષ્ટિમાં રૂપું ભરે રે લોલ,
આભને ચંદેરી સાળુ ઓઢાડીને
શ્યામને ઊજળો કરે રે લોલ,
વિશ્વના લોકો અચંબો પામે
કે રૂપ કોનું કોનું શેમાં રે લોલ,
કોણ છે વૃષભાનુની દુલારી ને
કોણ નંદલાલો બેમાં રે લોલ.
બ્રહ્માજીને પૂછયું તો શોધવા બેઠા
કે નથી ઘડયું મેં આ જોડું રે લોલ,
આદિ ને અંત વિનાનું અવિનાશી
કે ઉરમાં દીસે થોડું થોડું રે લોલ.

□ 'શેફ્તા :'

અરમાં તમામ ઉમ્ર કે સીને મેં દફ્ન હૈં
હમ ચલતે-ફિરતે લોગ મજારોં સે કમ નહીં.

## નહિ થાઉં □ યોસેફ મેકવાન

નગર પર બેઠું છે ધુમ્મસ કરોળિયાની જેમ !
  એની ફરતે સાત સાત સૂરજ
પડયા છે કયાંક !
એક સૂરજના સાત સાત અશ્વોના પગ
ઠરી ગયા છે પવન થઈને
મરી ગયા છે પવન થઈને.
મરવું એટલે
પતંગિયાંના રંગ થઈ વિખરાવું !
હવે
વિખરાવાની જો પળ આવે તો
હું પતંગિયું નહિ થાઉં...નહિ થાઉં !
મારી આવતી કાલ
તાકાના જેવી અકબંધ પડી છે.
હું પતંગિયું નહિ થાઉં....નહિ થાઉં !
ગરમકોટ જેવી ગઈકાલને
યુધિષ્ઠિરના હે શ્વાન,
તું વીંખી પીંખી નાખ
હું પતંગિયું નહિ થાઉં... નહિ થાઉં....

## न भवेयम् । □ योसेफ मेकवान □ जशवंती दवे

(गुजराती काव्यम्)

नगरे निविष्टा धूमिका लूता इव !
तस्याः परितः सप्तसप्तसूर्याः
अवस्थिताः कुत्रचित् !
एकस्य सूर्यस्य सप्तसप्तानां अश्वानां पादाः
स्थिरीभूताः पवनीभूय
मृताः पवनीभूय ।
मरणं नाम
चित्रपतंगवर्णीभूय विकिरणम् !
इदानीं
विकिरणस्य क्षणः यदि उपस्थितः चेत्, तर्हि
अहं चित्रपतंगः न भवेयम्.... न भवेयम् !
मम श्वस्तनदिनं
संवेष्टितपटवत् अखंडं तिष्ठति ।
अहं चित्रपतंगः न भवेयम्... न भवेयम् !
और्णप्रावारक; इव ह्यस्तनदिनं,
हे युधिष्ठिरस्य सारमेय,
तत् त्वं विच्छेदय, विश्लेषय
अहं चित्रपतंगः न भवेयम्... न भवेयम्...

'કવિતા' (સળંગ અંક-૧૧૭)નાં શ્રેષ્ઠ કાવ્યોનો નિર્ણય લખવાનું સુરેશભાઈએ મને કહ્યું ત્યારે તો મારા આનંદનો પાર ન રહ્યો. કોઈ પણ વસ્તુનો નિર્ણય આપતાં પહેલાં તેનું વારંવાર મનન કરવું પડે. એટલે 'કવિતા' વારંવાર માણવામાં રસ આવ્યો. એકનાં એક કાવ્યો ફરીફરીને વાંચીએ ત્યારે ઘણી વાર નવા નવા અર્થોનો ઉઘાડ થતો જાય,

એવું જ થયું.

મને ગમતાં કાવ્યોમાં છે વિપિન પરીખનું 'ભય', સૂર્યભાનુ ગુપ્તની ગઝલ અને સુશી દલાલના અનુવાદમાં વિનોદ દાસનું 'ગૃહિણી' કાવ્ય.

**આ અંકના શ્રેષ્ઠ કાવ્ય તરીકે વિપિન પરીખનું 'ભય' કાવ્ય મૂકું છું**

'કવિતા' ફરીફરી વાંચવાની, વાંચીને માણવાની આ તક આપવા બદલ સુરેશભાઈની આભારી છું.

– ઉષા પટેલ

## પ્રેમ વિશે એક ગઝલ □ જયન્ત પાઠક

એક એવું કાંકરીનું વાગવું
કે તૂટેલા ઘરનું સંધાઈ જવું !

દર્દનું રાહત થઈને વ્યાપવું
એક ખારું આંસુ મીઠું લાગવું !

વાંકુંચૂકું કેડીઓનું ચાલવું
એક ઘાટે આવીને ભેળાં થવું.

આંગણામાં આવવું પાછાં જવું
આવ-જામાં ઠેસ જેવું વાગવું !

સો સુંવાળાં ફૂલની વચ્ચે સૂવું
કાળજે કાંટાનું ઝીણા ભાંગવું.

ઓગણીસમું આ પુરાણ જ આગવું :
રોજ વાંચો, રોજનું લાગે નવું !

## આપણું અઠવાડિયું □ હર્ષદ ચંદારાણા

રવિવાર છે, સૂરજ છતાં આકાશમાં આવ્યો નથી
ગઈ સાંજનો માણસ હજી આવાસમાં આવ્યો નથી

ને સોમવારે ક્યાં મળે છે ચન્દ્ર જેવું મુખડું!
ઉજાસ આજે કોઈ પણ લિબાસમાં આવ્યો નથી

એ જાય મંગળ, બુધ, ગુરુ; ધૂળિયા વંટોળ જેમ
ઝાકળ બનીને કોઈ ચ્હેરો ઘાસમાં આવ્યો નથી

ને શુક્રવારે વિસ્તરેલું એક રણ જોયા કર્યું
કે ઝાંઝવાં જેવાય તું આભાસમાં આવ્યો નથી

શનિવાર વીતી જાય છે રવિવારની બસ રાહમાં
ને રાહનો માણસ કદી નિવાસમાં આવ્યો નથી

## યોદ્ધો ચશ્માં શોધે છે □ વેણુ ગોપાલ □ ધનવિદ્યા મહેતા

(હિંદી)

એમાં શંકા જ નથી
કે તેઓ પ્રમાણિક યોદ્ધા છે.
અન્યાયની સામે
છેલ્લા શ્વાસ સુધી લડી શકે છે.

શરત એ છે કે એ દેખાય.

મુશ્કેલી એ જ છે
કે એમને કાંઈ જ
સ્પષ્ટ નથી દેખાતું.
આંખો નબળી છે
અને
એટલે જ તેઓ
કેટલાયે સમયથી
લડવાને બદલે
બજારમાં ચશ્માં શોધી રહ્યા છે.

કવિતા – વાણીનું તપ

તંત્રી: સુરેશ દલાલ
સળંગ અંક: ૧૧૮
વર્ષ ૨૦: અંક ૪: એપ્રિલ, ૧૯૮૭
મુખપૃષ્ઠ સજાવટ: દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)



સૂચના: વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઇનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખ વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહા એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

લવાજમ: દેશમાં ૪૦ રૂપિયા. પરદેશમાં સીમેલ રૂા. ૭૦/-, ઍરમેલ રૂા. ૧૧૫/-,
આ અંકના છૂટક

બહારગામન લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.

પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઇ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઇ દેસાઇ, સ્ટેટ્સ પીપલ્સ પ્રેસ, મુંબઇ-૧.

# કવિતા

ધી રજિસ્ટ્રેશન ઓફ ન્યૂઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ
૧૯૫૬ અન્વયે 'કવિતા' પત્ર અંગેની માહિતી
ફોર્મ નં. ૪(જુઓ રૂલ નં. ૮),

| | | |
|---|---|---|
| ૧. | પ્રકાશનનું સ્થળ | : સ્ટેટ્સ પીપલ પ્રેસ જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, ફોર્ટ મુંબઈ-૪૦૦ ૦૦૧. |
| ૨. | તેના પ્રકાશનની સામયિકતા | : દ્વૈમાસિક |
| ૩. | મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૪. | પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ડી-૨૦૬, વીણા નગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૫. | તંત્રીનું નામ | : ડૉ. સુરેશ દલાલ |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ૧૩૩, હસા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઈ-૪૦૦ ૦૦૫. |
| ૬. | જે વ્યકિતઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડર હોય તેમનાં નામ તથા સરનામાં | : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બૉમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-'૮૭

ધીરુભાઇ ઝીણાભાઇ દેસાઇ

પ્રકાશકની સહી

KAVITA Regd. No. R.N. 16800/

□ નાથાલાલ જોશી

સચ્ચિદાનંદ અને એની અભિન્ન શક્તિ
અનાદિ કાળથી અનવરત વિવિધ રૂપે અને સ્તરે
દોલોત્સવની સૌંદર્ય-માધુર્ય-મંડિત અપ્રાકૃત લીલા
રચી રહ્યાં છે. વિશ્વ એનો દોલમંચ છે. હિંડોલ
દ્વારા એ યુગ્મ રસાસ્વાદન કરી રહ્યું છે. કણ અને
બ્રહ્માંડમાં દોલયાત્રા અવિરત ચાલુ છે. માનવ આ
લીલાભિમુખ બને તો નવનવ પ્રસન્નતા અનુભવે.

□

સત્યપૂત વાણીનું સામર્થ્ય અમોઘ હોય છે.
સંયમિત યથાર્થ મૃદુ વચનોનો સ્પર્શ અંતરના
ગહનતમ સ્તરો સુધી પહોંચે છે. સંતોનું વાણી-
વૈશિષ્ટ્ય આ જ કક્ષાનું હોય છે. એનાં સદ્‌વચનોથી
અતિહીન મતિમલિન જીવાત્માઓમાં પણ મહાન
ક્રાંતિકારી પરિવર્તન આવે છે.

## ગઝલ □ હરીન્દ્ર દવે

તારી આંખોની આ બેકેફ ઉદાસીની કસમ,
આવી વાચાળ અરવતામાં મને ચેન નથી.

તારા નિર્દોષ સવાલોમાં એક જવાબ હતો,
હું રહ્યો સાવ નિરુત્તર, ને તું બેચેન નથી.

પોપચાંમાં મેં ભરી લીધી છે સારી ખલકત,
આમ ઢંઢોળ્યે ખૂલે આંખ, એવું ઘેન નથી.

એની ઝુલ્ફો જ ઢળે છે ને વળી ઊપડે છે,
મારા માહોલમાં માનીશ કે દિનરૈન નથી?

## 'શૂન્ય' પાલનપુરીને (શોકાંજલિ) □ 'અગમ' પાલનપુરી

જે ગમે છે ખૂબ સહુને એ ખુદાને પણ ગમે !
શૂન્ય; ગમવાની રમતમાં હાય ક્યાં પ્હોંચ્યા તમે ?

રે... અમંગળ સૂર્ય સત્તર માર્ચના; આ શું કર્યું !
તેંય કાળો દાગ લીધો ? કોણ આ સદમો ખમે !

આંગળી પણ ઝાલવા દીધી નહીં એવા ગયા :
ક્રૂર એ દુર્ભાગ્ય કે દીધો વળી કાંધો અમે !

શબ્દના સ્વામી... ગઝલહામી... તમે ભારે કરી;
કાળ પણ પૂરી શકે ના, ખોટ એ દીધી તમે !

આંખ નિજની મીંચનારો તો વળી સંતાય કે ?
કૈંક ખુલ્લી આંખડીના દાણ સૂના સમસમે !

મૃત્યુનું છે મૃત્યુ આ તો શૂન્ય કાયમ શૂન્યમાં,
સૂર્ય સક્ષમ આથમીને પણ કદી ક્યાં આથમે !

શૂન્ય ! એવાને અગમ-દિલથી જવા દઈએ નહીં;
કોઈ પ્હોંચેલો ભલેને ક્યાંય બ્રહ્માંડે ભમે !

ઘટના : ૧૭ માર્ચ, ૧૯૮૭ સવારે ૮ વાગે....

## મલયસમીર □ હ. ભાયાણી

(સંસ્કૃત)

'દૂર દૂર મલયાચલથી આવ્યો હું થાક્યો,
સાંજ ઢળી અવ,
કરીશ રાતવાસો તારે ત્યાં, હે કરુણામયી !'
એમ કહેતા મલયાનિલને
નવકુસુમિત આ આમ્રલતા
જો ! શીશ ધુણાવી 'નહિ, નહિ, નહિ, નહિ' કહી રહી છે.

## વગડેથી ઘેર પાછી વળતી સ્રીનું ગીત □ ઉદયન ઠક્કર

આંખ મીંચ્યાની વેળ, સ્વપ્ન સીંચ્યાની વેળ-મારા આઠે પહોર માત્ર તારા
આજ ગોધૂલિ-ટાણે હું પાછી વળું, ને દિસે મારગ ચહુ ઓર માત્ર તારા

જેના પ્હેલા સ્પર્શે જ ખૂલી - ખૂલી'તી ચાંચ, પિચ્છ ફરકયાં, તું એ છે પંખેરું
મને એવા અરમાન કે તું આવે પ્રીતમજી, તો આંખે ઉજાસ ફરી પહેરું
પછી રોજિંદો કલરવ, ને આખરી કલસાદ, અને પરથમ કલશોર, માત્ર તારા
નેહ ઝરમરતી રાત ને મુલાયમ પરભાત, સુસ્ત સરતા બપોર : માત્ર તારાં

હું તો બોરડી એવી કે બોર ખેરવતી રહી, વટેમાર્ગુના ગમી જતા ચહેરે
પછી હોઠે અડાડવાનું, ગર્ભને ચુસાવવાનું, ઠળિયાને થૂંકવું-વગેરે
મને ચાખી લે રામ, હવે રાખી લે રામ, મારાં રહ્યાંસહ્યાં બોર માત્ર તારાં
આંખી મીંચ્યાની વેળ, સ્વપ્ન સીંચ્યાની વેળ-મારા આઠે પહોર માત્ર તારા

(આગામી કાવ્યસંગ્રહ 'એકાવન'માંથી)

## ગઝલ□ ફારુક શાહ "તિમિર"

આયાસ દોમ દોમ અનાયાસ થઈ ગયો
વર્તુળની વચાળે સીધો વ્યાસ થઈ ગયો

એકાદ શકલ, ચોક, નગર ને અભાવની
વાતોમાં એક જણનો તરત હ્રાસ થઈ ગયો

આકાશ એમ ભીંત ભૂલી ગ્યું'તું આ તરફ

આ ગામમાં તો સૂર્યનો ઇતિહાસ થઈ ગયો

પડઘાય છે તલાશ નયનમાં કો દૃશ્યની
સામે ઊભેલ પહાડ, મારો શ્વાસ થઈ ગયો

ફરિયાદના વિષયમાં સવાલો જે ઉદ્ભવે
એનો નિચોડ રોજ ગઝલ-પ્રાસ થઈ ગયો.

## અજ્ઞેય □ નિરંજના સરૂાવાલા

મારી છાતી પર
હવા લખી જાય છે
પાતળી રેખામાં
પોતાની વસિયત
અને પછી હવાનાં ઝોકાં જ
વસિયતનામું ઉડાવીને
કયાંક બીજે લઈ જાય છે.

ઉન્મત્ત હવાઓ ! વસિયત કરતાં પહેલાં
સોગંદ ખાવા પડે છે
કે વસિયત કરનારના
હોશહવાસ બરાબર છે !
અને તમને એ માટે
સાક્ષી કોણ મળશે
મારા સિવાય ?

શું મારી સાક્ષી
તમારી વસિયતથી વધારે ટકશે ?

## આ જ ઉદ્યાન □ હ. ભાયાણી

(સંસ્કૃત)

ઉદ્યાનમાં આ હવે
રાફડા માત્ર અવશેષ
(ભીષણ ભુજંગોની ક્રીડાસ્થળી) –
જ્યાં હતાં કુસુમગુચ્છે લચ્યાં તરુવરો :
પ્રકૃતિગરવા
અને ગંધલહરો થકી મઘમઘાવંત સહુ દિગ-દિગંતો

## ત્રણ ગીત □ ચિનુ મોદી

### : સારસ્વતનું સ્તવન :

ગંગાનું પાણી લઈ આવો, જમુનાનો તટ લાવો જી,
સરસ્વતીને બેઇધિંગ કોશ્ચ્યુમ, માપ લઈ સીવડાવો જી.
બેઈધિંગ બ્યૂટી,
બેઈધિંગ બ્યટ્ટી,
કેમેરો લો કાંધે જી,
અલફાતૂન
અઁગલથી વ્હાલા
ફોટું ખીંચજો ખાંતે જી;
નેગેટીવ ધોવાને માટે ધોબીને તેડાવો જી,
ગંગાનું પાણી લઈ આવો, જમુનાનો તટ લાવો જી.
ટી. વી. ઍડમેં
બઢિયા ચલેગી
મૉડલ બાલકુંવારી જી,
પ્રોડયૂસર સબ
લેણ લગાવે
પ્રેક્ષક જાશે વારી જી;
સરસ્વતી હીરોઈન થઈ છે, નામ જૂનું બદલાવો જી,
ગંગાનું પાણી લઈ આવો, જમુનાનો તટ લાવો જી.
શ્રી રખ્ખો યા કમલા રખ્ખો
રખ્ખો લખમી નામ જી,
પાવન પગલે કરે તવંગર,
લખલૂટ દેતી દામ જી;
અરજ કરે 'ઈર્શાદ' સરસતી, મોરે ઘર મત આવો જી,
ગંગાનું પાણી લઈ આવો, જમુનાનો તટ લાવો જી.

### ગીત

અમે મન-સૉતા ઓગળ્યા
ને મન-સૉતા પીગળ્યા
ને મન-સૉતા ઓળંગ્યા ઉંબરા :
હો અમે મન-સૉતા ઓળંગ્યા ઉંબરા.

અમે માપેલાં પગલાંથી
જોખેલાં પગલાંથી
જાળવીને ચાલવાની નેમમાં,
લચતાં ગુલમહોરની ડાળી ને ડાંખળીએ
પસરેલા વાયુના વહેમમાં;

અમે અણધાર્યા ઓગળ્યા
ને અણધાર્યા પીગળ્યા
ને અણધાર્યા ઓળંગ્યા ઉંબરા :
હો અમે અણધાર્યા ઓળંગ્યા ઉંબરા.

ફાટ-ફાટ ફેલાતી તાજી સુગંધને
કેમ કરી છાબડીમાં ઢાંકવી ?
મરજાદી બનવા આ મનને મનાવવું
ને મનરેખા કયાંથી નવી આંકવી ?

અમે પરબારા ઓગળ્યા
ને પરબારા પીગળ્યા
ને પરબારા ઓળંગ્યા ઉંબરા :
હો અમે પરબારા ઓળંગ્યા ઉંબરા.

ઘરનાં કમાડ ભલે બંધ-બંધ થાય,
ભલે આંગણામાં તુલસીનો કયારો ?
શેરીઓમાં પાથરેલા ફળફળતા અંગારે
ખુલ્લે પગ ચાલવાનો વારો;

અમે વણબીધા ઓગળ્યા
ને વણબીધા પીગળ્યા
ને વણબીધા ઓળંગ્યા ઉંબરા :
હો અમે વણબીધાં ઓળંગ્યા ઉંબરા.

## ગીત

ચંદર ઊગ્યે ચાલવું ને સૂરજ ઊગ્યે ધબ્બ જી,
અમે પોયણી, સારીએ, આંસુ ડબાક ડબ્બ જી.
ચંદર ૦

કુત્તેજીકે કાન મેં કુછ મત કહીયો અબ્બ જી,

સસ્સા ઘૂમે શહર મેં, અબ જાને સબકે સબ્બ જી.
ચંદર ૦

ઝાકળ આવ્યું આંગણે, તુમ બાગ ખરીદો કબ્બ જી ?
વ્હાણ ગયાં પરદેશમાં, વૉ ખૂશ્બો લાવે તબ્બ જી ?
ચંદર ૦

વાતે - વાતે તાણતાં, તલવારું ખબ ખબ્બ જી,
ને પડછાયો પાણીમાં, કરતો છબાક છબ્બ જી.
ચંદર ૦

લીલી - લીલી દ્રાક્ષના મંડપ માંહે પબ્બ જી,
હે ઈશ્વર 'ઈર્શાદ'ના, મેરે તિશ્ના-તિશ્ના લબ્બ જી.
ચંદર ૦

## સમય □ જિતુ પુરોહિત

□ શિયાળુ
ધુમ્મસ જેવું
ચોમેર
છવાઈ ગયું છે;
સમયનું મૌન !

□ સમય નામનો અર્જુન
બૃહન્નલા
બનીને
વ્યંઢળના રૂપમાં
ભોગવી રહ્યો છે;
અજ્ઞાતવાસ !

□ ઘડિયાળના
કાંટાઓની
કાંધ પર નીકળી છે
સમયની સ્મશાનયાત્રા
સાથે
બાર ડાઘુઓ
ચાલી રહ્યા છે.

# તડકાનો એક ટુકડો □ ઇન્દુ પુવાર

તડકાનો એક ટુકડો
અમારી એક ચકલીને ક્ષણે ક્ષણે સંભોગી રહ્યો છે.
મનોહારી દૃશ્ય છે.
એક ક્ષણ માટે ઊછળતું મોજું થઈ જવાય
દરિયાનો ઘૂઘવાટ થઈ જવાય
કશું ના થવાય તો છેવટે અગ્નિ નામે
શક્યતા થઈ ઊભા રહેવાય
અમારી ચકલી/તડકાનો એક ટુકડો
બંને શ્વસી રહ્યાં છે રોમે રોમ
એક ડાળી/ એક માળો
અનંત ઓવારોમાં ખોવાતાં જાય છે.
અમારી ચકલી અને તડકાના ટુકડાનો મેળ
પાણી પાણી કહી કાઢી નાખવા જેવો નથી
શક્યતાઓ શણગારેલી ના હોય ગમતી હોય છે.
અમે સફેદ કપડાં ધારણ કરી/માથે સફેદ રૂમાલ બાંધી
એકીટશે જોઈ રહ્યા છીએ આ ક્રિયા - પ્રક્રિયાને!
તડકાનું વૃક્ષ/તડકાનાં પાન/તડકાનું ફૂલ
તડકાનું એક પાકું ફળ ફાટી રહ્યું છે.
તડકો વેરાઈ રહ્યો છે.
તડકો હાથમાં મસળાઈ મસળાઈ મોટો થઈ રહ્યો છે
અમે નિમગ્ન છીએ સંભોગાતી અમારી ચકલીને જોવામાં
એ ક્ષણે અમારી ચકલીના ચહેરાનો આનંદ જોઈ
અમે ટાઢાબોળ તડકામાં ઊભા છીએ એવી અનુભૂતિ થાય છે અમને
અચાનક ઢગલો પક્ષીઓ કદી ન જોયાં હોય એવાં દેખાય છે અમને
ખોબામાં ભરો કે બાથમાં લો
વળી પાછાં ઊડાડો ને લોપાઈ જાવ/નિશેષ થઈ જાવ
એક ચીતરેલો સૂરજ
સફેદ સફેદ ઝગઝગી રહ્યો છે
આંખો ઠરી જાય/બરફની અનુભૂતિ થાય
સફેદ પ્રવાહી પીગળી વહેતું થાય
તે વખતે નગ્નાવસ્થામાં અર્ધ ઉઘાડી આંખે

સૂતેલી અમારી ચકલીની આંખોમાં
એના આખા શરીરમાં ભૂલા પડેલા અમે
પહેલે પગથિયે જીવન જીવન થઈ ગયા છીએ
થેન્કસ, ડીયર તડકાના ટુકડા !
એક અનુભવ આખો ઉપર નીચે થતો
લાલ હેલ્મેટ પહેરી સડસડાટ કરતો
અનેક મોટર સાયકલો પર દોડી રહ્યો છે
લાલલીલાં સિગ્નલો ઠરી ગયેલો બરફ છે
એની ઉપર બેઠી છે સંભોગાયેલી અમારી ચકલી
બરફમાંથી પડતાં ટીપાં ઝીલી રહ્યા છીએ અમે
એક શક્યતાને ચીરી
એને પાટાપિંડી કરી
સ્ટ્રેચરમાં સૂવડાવી અસ્તુ અસ્તુ કરતા
લઈ જઈ રહ્યા છીએ અમે એક વિવાદી પ્રદેશમાં-

### કાવ્ય □ રમેશ પટેલ

કોયલ
પોતાનો મધુર ટહુકો
કૅસેટમાં ટેપ કરાવવા
આજે
સ્ટુડિઓમાં આવી ચઢી !

## ૧. તારું સ્મરણ □ પાર્થ મહાબાહુ

હોઠમાં દાબી દીધેલા શબ્દમાં તારું સ્મરણ
મૌનમાં ભીના થયેલા અર્થમાં તારું સ્મરણ

બંધ દરવાજા છતાં સ્વપ્નો ઘણાં ઘૂસી જતાં
એટલે કે ઊંઘનીયે આંખમાં તારું સ્મરણ

ઘાસ પર બાઝી જતાં ઠંડી હવાનાં આંસુઓ
સૂર્યને ચીંધી બતાવે ફૂલમાં તારું સ્મરણ

હું ગઝલ લખવા મથું ત્યારે કરું છું આટલું :
ઠાલવી દઉં છું સકીના પેનમાં તારું સ્મરણ

'યાદ કરવું' એ ક્રિયાપદ આમ તો સહુને નડે
પાર્થને લાવી મૂકે છે મોજમાં તારું સ્મરણ

## ૨. જોઈ લેશું □ પાર્થ મહાબાહુ

અરીસે ખીલેલું કમળ જોઈ લેશું
તરે આંખમાં તે બતક જોઈ લેશું

અરીસે ખીલેલું કમળ 'હા' કહે તો
અરીસાના ચ્હેરે શરમ જોઈ લેશું

ગઝલ તેડવા આજ સામા જવું છે
ફૂલો ખીલવાનો સમય જોઈ લેશું

ફરે આગિયા શબ્દના કાગળે જે
અમે અંધકારો વગર જોઈ લેશું

સકીના મળે, ના મળે એ તો ચાલે
સકીનાને બદલે ગઝલ જોઈ લેશું

# ચાર કાવ્યો □ જયા મહેતા

એકાએક
પવન પડી જાય છે
અને
રાખોડી સપનાંઓનો ભંગાર લઈને
જહાજ સમુદ્રમાં ગરક થઈ જાય છે
રાતની શાંતિમાં ભંગ પડતો નથી.

□

દીવાલો બેસવા માંડે ત્યારે
બીજો કોઈ રસ્તો જ નથી રહેતો
અજવાળાં-અંધારાંના પડદા ચીરીને
રંગબેરંગી સૂતરના ગૂંચવાયેલા તાંતણા તોડીને
સીમાઓ વળોટીને નીકળી જવા સિવાય
હવામાં થશે એક આછો રોમાંચ
અને પછી
'અંતે તો હેમનું હેમ' હોયે !

□

હવે તો હલેસાં હેઠાં મૂકી દીધાં છે
સઢ ખોલી નાખ્યા છે
શિર ઝુકાવી દીધું છે
સુકાન સંભાળી લો
હે અસીમ !

□

બધે સૂમસામ છે
ગાઢ અંધારું છે
બારણે ટકોરો નથી
પગરવ નથી
સપનું તૂટવાનોયે અવાજ નથી
લાગે છે – મોતના કફન નીચે જિંદગી અકબંધ છે.
જિંદગી અકબંધ છે ?

## ઘેરાવ □ પ્રફુલ્લા વોરા

રેતીના દરિયામાં ફૂલોની નાવ લઈને દોડું છું.
કોઈ અચરજ જેવા માણસનો દેખાવ લઈને દોડું છું.

છે ભીડ અહીં એકલતાની ને શ્હેર દીસે સન્નાટાનું
ને નામ વગરના સ્ટેશનનો સંભાવ લઈને દોડું છું.

કોઈ પંખી માફક પાંખ લઈ ઊડીને જાવું ક્યાં સુધી!
હું સાવ ગબડતા મારગનો ઢોળાવ લઈને દોડું છું.

આ રેશમિયા સંબંધોનો વ્યવહાર મને મંજૂર નથી
બસ, અંગત અંગત પથ્થરિયો ઘેરાવ લઈને દોડું છું.

મનગમતા રંગોને બદલે આંખોમાં ઊગી ગયા થોર પછી –
જખ્મોથી છલકતા લોહીતણો ફેલાવ લઈને દોડું છું.

## મરુભોમકા-વૃક્ષ □ પીતાંબર □ હ. ભાયાણી

(સંસ્કૃત)

પર્ણના પુંજ ચીમળાઈને ખરી પડયા
કુસુમસંપત કથાશેષ
રે! ફળ તણી તો પછી વાત ક્યાં?
(પંખી નિરાશ છોડી દિશેદિશ પળ્યાં)
મૂળ-જાળાં સૂકાં ભઠ્ઠ લંબાઈ પાતાળ-ઊંડાણ પહોંચ્યાં –
તોય પણ
આ મરુભોમકા-વૃક્ષ
કોઈક અકાળે ચડયા મેઘનું ધ્યાન ધરતું ખડું મૂક.

## □ પ્રફુલ્લ પંડયા

થોડાંક વર્ષ ગુમાવ્યાં
"મિત્ર"નો અર્થ શોધવામાં
અને પાછળથી થોડાંક વર્ષ ગુમાવ્યાં
કવિતાને શોધવામાં

કોહવાઈ ગયેલાં સપનાંઓથી
થોડાંક વર્ષ ચલાવ્યાં કલમ નામની
પવિત્રીએ

સવા વહેંત ઊંચા આદર્શો
અને
દોઢ વહેંત ઊંડા મિત્રો વચ્ચે
બંધાતા, તૂટતા અને ફરી બંધાતા
સંબંધોનું પડીકું વાળવામાં મશગૂલ હાથ
કવિતા લખવાનું ચૂકી ગયા

– અને એક વિસ્ફોટ સર્જાયો
લોહીથી કાગળની વચ્ચે
ઊડીને ઊંધું વળી ગયું બધું જ
ઊંધાં વળી ગયાં વર્ષો
ઊંધાં વળી ગયાં અર્થ
ઊંધાં વળી ગયાં સ્વપ્નો
સંબંધો તોય ટટ્ટાર ન રહ્યા !

## મુક્તક □ વિજય આશર

એકેકથી સવાયા છે, સંભાળજો,
આ શબ્દો ભવાયા છે, સંભાળજો,
એવી વાયકાઓ છે શહેરમાં,
માણસ પડછાયા છે, સંભાળજો.

## ☐ રમેશ પારેખ

હરજી જેવી તારી મરજી

દે સાંધણ કે દે તૂટામણ
દે ચપટી કે દે મહેરામણ

તું મનમાની કર જી !

ના પાણીનું એક ટીપુંયે અમથી વીંધ્યું જાય
તેં તો હીરકનો ભૂકો કરવાનું કીધું, હાય !

તેં મારી આંગળીઓ જળની મૂઠી ભરવા સરજી ?

મીરાં કે પ્રભુ, અદીઠ રહીને આમ ન મારો બાણ
દરશન ઘો તો મોરપિચ્છના છાંયે છાંડું પ્રાણ
મીરાં કે' લે, તારા પગમાં પડી મીરાંની અરજી

## ☐ ગિરીશ મકવાણા

દીવા પીળું હસીને પછી મૌન થઈ જતાં,
આલિંગે તારી યાદ મને બેડરૂમમાં.

સૂરજમાં તારી હાજરી વર્તાય પણ નહીં,
તિમિરમાં ઘેરતી એ મને બેડરૂમમાં.

કહાસ્યા કરે મારી બધીય લાગણી અને,
તારી છબીય ઝંખે તને બેડરૂમમાં.

તારો અભાવ છેલ્લી છબીમાં ટહુકશે,
ઊભો રહીને મારી કને બેડરૂમમાં.

તારું ન હોવું મ્હોરશે મારી કબર લગી,
કૂંપળ ફૂટી રહી છે મને બેડરૂમમાં.

## સદ્‌ગત શ્રી 'ગની' દહીંવાળાને

□ પ્રવીણકુમાર રાઠોડ

તમે ગયા પછી ચમન વિષે કહેશે કોણ ?
ગઝલને માટે આટલું અહીં સહેશે કોણ ?

અહીં તો બુંદે - બુંદ માને ખુદને જ્યાં નદી
બધાની સાથ પ્રેમથી સભર વહેશે કોણ ?

મન સુધી આપ સહુના ગયા પહોંચી છો અંહીં
તમારી વાત ભાય ત્યારે ચૂપ રહેશે કોણ ?
શ્વાસોનું બંધ થાવું એટલે ઈશ્વરકૃપા !
મરણ વિષે આવું સરસ અહીં કહેશે કોણ ?

## સદ્‌ગત શ્રી 'શૂન્ય' પાલનપુરીને

□ પ્રવીણકુમાર રાઠોડ

ગઝલની રમ્ય કેડી મહીં રિક્તતા• રહી.
વિશિષ્ટ વાણીની સતત વિશિષ્ટતા રહી
તમને ગુમાવી દુ:ખ થયું શું ? ન પૂછશો
અહીંથી ગયા જો આપ પછી શૂન્યતા રહી

## સંબંધસંહિતા □ સુરેશ દલાલ

અમસ્તા અમસ્તા તને મળતા રહેવું
'ને છૂટા પડતાં રહેવું
ને ફોન કરતાં રહેવું
ને વાત કરતાં રહેવું
ને મૂંગા મૂંગા થવું
ને એવું ને એવું કૈં કેટલુંયે...

અમસ્તા અમસ્તા તને ચૂમ્યા કરવું
ને તારી સાથે એકલા બસ ઘૂમ્યા કરવું
અને તનમાં ને મનમાં ઝૂમ્યા કરવું
ને કદી ઝઘડી પડવું
ને કદી માની જવું
ને એવું ને એવું કૈં કેટલુંયે...

અમસ્તા અમસ્તા તને મળવાનું નહીં
ને પછી બળવાનું અહીં
ને પાછું મળવાનું કહી
વળી મળવાનું નહીં
અને મળવા માટે પછી વલખતાં રહેવું
અને વલખું છું એવું કહેતાં રહેવું
અને એકલા એકલા સ્હેતાં રહેવું
ને એવું ને એવું કૈં કેટલુંયે...

### □ ગિરીશ મકવાણા

મેગ્નીફાઈંગ ગ્લાસ વડે,
મારા હાથમાં
તારી રેખા
શોધ્યા કરું છું.
(નગર વસે છે.)

# મેઘનાદ ભટ્ટની કવિતા

ઈ. સ. ૧૯૮૦માં પ્રગટ થયેલ કાવ્યસંગ્રહ 'છીપલાં'માં મેઘનાદ ભટ્ટ કહે છે, "કવિતા મારે માટે જીવનનું એક 'કમીટમેન્ટ' – પ્રતિજ્ઞાકર્મ છે, રહેશે." સાહિત્યની દુનિયામાં બે પ્રકારના સર્જકો જોવા મળતા હોય છે. એક વર્ગ એમ કહે છે કે અમારું કોઈના પ્રત્યે કમીટમેન્ટ નથી. જો વાચક થોડોક ઉદાર થાય, અને મારી આ વાતને ચતુરાઈ કે ચબરાકીમાં ન લેખે, તો મારું કહેવું એટલું જ છે કે કશા પ્રત્યે કમીટમેન્ટ ન હોવું એ પણ એક પ્રકારનું કમીટમેન્ટ છે. વાતને છેડીને છોડી દેવામાં જેટલો આનંદ આવે છે, એટલો આનંદ ચોળીને ચૂંથણાં કરવામાં નથી આવતો, એટલે હવે સીધો મેઘનાદની કવિતા તરફ વળું છું.

'છીપલાં' સંગ્રહ વાંચ્યો. બે-ત્રણ વાર વાંચ્યો. મેઘનાદની કવિતા મનને વલોવી નાખે, અસ્વસ્થ કરી મૂકે એવી છે. કવિતા અને વિષાદ એના લોહીમાં છે. કેટલાંક તત્ત્વો મનુષ્યના અસ્તિત્વ કે વ્યકિતત્વ સાથે જડાઈ કે જકડાઈ ગયાં હોય એના કાર્યકારણની જંજાળમાં ઊતરીએ તો પણ આપણા હાથમાં કશુંયે આવતું નથી, કારણ કે ખુદ સર્જક પણ આ બધું કેમ ને શા માટે છે, એનાથી પૂરેપૂરો સભાન નથી હોતો. કેટલાંક તત્ત્વો અસ્તિત્વમાં built in હોય છે, એને સ્વીકારીને જ ચાલવું જોઈએ. જીવનમાં મરણનો મરણતોલ અનુભવ. આ અનુભવ વૈયકિતક અને સામાજિક, કંઈક અંશે રાજકીય પણ, ત્રણે કક્ષાએ સર્જક અનુભવે છે. મેઘનાદની કવિતાને પૂછીએ કે તારું સરનામું શું ? તો કદાચ એવો જ ઉત્તર મળે "સ્મશાન." વિષાદ, આક્રોશ, કટાક્ષ, આ ત્રણે સ્તરે એમની અભિવ્યકિત થયા કરે છે. સ્ટીમરોલર ફરી ગયું છે, છતાંયે આપણી ભાષા 'અદોદળી' જ છે. મેઘનાદની કવિતાની ભાષા આ અદોદળાપણાથી મુક્ત છે. કોઈક બૌદ્ધિક સંવેદનશીલ અને પ્રતિબદ્ધ જીવ કેટલી હદે વેદના અનુભવે છે, એનો ચિતાર પણ અહીં મળી રહે છે. કવિની મુગ્ધતા જીવનની વિષમતાને કારણે જાણે કે મરી પરવારી છે અને પોઈન્ટ ઑફ નો રિટર્ન પર ઊભા હોય એમ કવિતા લખે છે. અગ્નિદાહ પામેલી મુગ્ધતાનો ઉદ્‌ગાર કેવો છે, કહે છે :

**ઊડતાં પંખીઓને જોઈ ઊડવાનું મન થતું નથી મને,**
**તરતાં માછલાંને જોઈ તરવાની ઉત્કંઠા થતી નથી મને.**

મેઘનાદની કવિતામાં ઘંટઝાલરોની રતિ નથી, પણ કશુંક મરી પરવાર્યું છે, અને આસપાસ બધું પ્રેતની જેમ ભમે છે, એની ઇતિ અને પ્રારંભ છે. શૈશવની સ્મૃતિની ઓકળીઓનું ચિત્ર અહીંતહીં મળે છે; પણ એ શૈશવ તો નથી જ મળતું. પનિહારીનું રેશમી બેડું યાદ આવે છે, પણ પોલાદી વાસ્તવિકતા એ બેડાને ક્યારેક ને ક્યારેક તો તોડે જ છે. શૈશવ પાછું મળે તો કવિને શ્રદ્ધા છે કે કોઈક ચમત્કાર સર્જી શકાય. એવો ચમત્કાર કે "દરિયાની ભીંસમાં ચગદાયેલા આ શહેરને મારા ગામની નદીથી નવડાવી દઉં; પણ શૈશવના સ્માશનમાં પોઢી ગયેલી ક્ષણોને પુનર્જન્મ આપો તો." જોકે આ કવિને કશાયમાં વિશ્વાસ કે શ્રદ્ધા નથી. એ તો કહે છે :

**મને આવતી કાલે ઊગવાના સૂરજમાં વિશ્વાસ નથી**
**આમ તો મને**

મારી અશ્રદ્ધામાંયે શ્રદ્ધા નથી.
*   *   *   *   *
મારામાંથી તો મેં કયારનોય વિશ્વાસ ગુમાવી દીધો છે.
એમ તો
મારા પોતાના બનાવેલા ખુદામાંય કયાં છે વિશ્વાસ મને ?

લોકશાહીનું ઘેઘૂર વટવૃક્ષ પણ ફલપાંદડાં વિનાનું. 'સંતોષ છે ખૂબ' કાવ્યમાં કવિનો કટાક્ષ કેટલો વેધક છે એ જોઇ શકાય :

સંતોષ છે ખૂબ-
સંતોષીમાના ચણા ખાતા ખાતા
સુદામાની સુખડીનો ઓડકાર માણતાં શીખી ગયો છું હું.
સંતોષ છે ખૂબ-
સુખી માણસનું પહેરણ પહેરી
જાપાનીસ બાગનાં પુષ્પોનો પમરાટ માણું છું
ત્યારે
પરદેશ ન ગયાનો વસવસો નથી રહેતો.

મૃત્યુ એ કવિની કવિતાનું કેન્દ્ર છે. કેટલાંક શીર્ષકો પરથી પણ એનો ખ્યાલ આવે : 'સ્મશાને પહોંચીને', 'એક અવગતિયા આત્માની આત્મકથા', 'યમદૂત', 'મને ગિરફતાર કરો,' '૧૯૭૭ વર્ષના એક આદમ'ની શોકાંતિકા' ઇત્યાદિ.

એક કાવ્યમાં કહે છે :

મારા જન્મસમયે, મધરાતે રડેલા શ્વાનમિત્રો
કદાચ મારા ગત જન્મના મૃત્યુનો વિલાપ કરતા હતા
*   *   *   *   *
સ્મશાનના લાડુમાં મારે નથી શોધવી એલાયચીની સુગંધ

એમની કવિતામાં સમાજનો, સંસ્કૃતિનો સંદર્ભ છે. આ સમાજ કે સંસ્કૃતિ આવી છે એને માટે જવાબદાર આપણે જ છીએ, આપણા પૂર્વજો જ છે, અને એનો દોષ બીજા તરફ ઢોળવાનો ન હોય :

રાવણને ઘરે રૂહી આવેલી સીતાનો સળવાળો સાલ્લો
મારા જ કોઇ પૂર્વજે
નદીનાં છબછબતાં વારિમાં ધોયો હશે કદાચ.
જુઓને-
એના છાંટાથી હજીય મારો વાન ભીનો છે.

લૂઇ મેકનિસનું 'પ્રેયર બિફોર બર્થ' યાદ આવી જાય, એવું એક સબળ કાવ્ય છે 'સાવધાન.' એનો પ્રારંભ આપણને અકળાવી-કકળાવી મૂકે એવો છે :

મારા જન્મ પહેલાં મને કોઇએ 'સાવધાન' કહ્યું હોત
તો કદાચ
મારી માના ગર્ભદ્વાર આગળ જ હું ઓગળી જાત.

નરી વેદનાના શિલ્પ જેવું કાવ્ય 'સદ્‌ગત પિતાને' તો અહીં ઉતારવું જ રહ્યું :

ચૌદ વર્ષના છોકરાના શબ્દકોશમાં
'આત્મહત્યા' શબ્દ કદાચ સમાઇ શકતો નથી,

પણ પોસ્ટમોર્ટમ કરેલું શરીર
નાનકડો નાદાન છોકરો જો જુએ
તો તો એ છળી જ મરે-
- એવો સંદેહ મારા કાકાને ખરો.
પરિણામે
તમારું મૂઆમોઢું પણ હું જોઈ ન શક્યો!
આજે તો
તમે જે ઉમ્મરે આત્મહત્યા કરી
તે ઉમ્મરના ઉંબર પર હું ઊભો છું
ને તોય
તમને હજી હું ઓળખી શક્યો નથી.
એથી જ
અવસાનના અવસાદને અતિક્રમી જતું
મરણોત્તર 'સ્વપ્નપ્રયાણ' કરવાને બદલે
હું શ્વાસ લીધે રાખું છું
અને શ્વાસ લેવાની એ પ્રક્રિયાને કારણે
જીવંત હોવાનો ભ્રમ સેવ્યે રાખું છું.
એટલું પૂરતું ન હોય તેમ
ક્યારેક
સ્વપ્નપ્રયાણ પણ કરું છું.
સાચ્ચે જ તમને હું ઓળખી નથી શક્યો,
નહીં તો ક્યારની મેં આત્મહત્યા કરી નાખી હોત.

મેઘનાદની કવિતામાં પ્રતિરૂપો કેવી મૌલિકતાથી આવે છે, એને માટે આ એક દાખલો આપું છું : "ખૂબ ખૂબ ફર્યા બાદ ભમરડો કોઈ દારૂડિયાની જેમ લોથપોથ થઈને કેવો પડયો છે. ને પછી પેલી દોરીથી વિખૂટા પડયાનું દુઃખ ભૂલી જાય છે."

કોઈક અકળ વેદના એમને કોર્યા કરે છે :

મને પાનખરમાં ખરી પડવાનો ડર નથી,
કારણ વસંતમાં ક્યારેય હું ખીલ્યો નથી.

મેઘનાદનો કવિ તરીકેનો અવાજ બેન્ડવાજાંમાં ભળી જાય એવો નથી, આ અવાજ નોખો છે, પણ અનોખો નથી. અનોખો થઈ શકે એવી શક્યતા છે, એટલે તો આ લેખ.

□ જલીલ
આજ આંસૂ તુમને પોંછે ભી તો ક્યા
યહ તો અપના ઉમ્ર ભર કા કામ હૈ.

## તો કદાચ □ સુરેશ દલાલ

પાનખરની ડાળી હાથમાં ઝાલીને
વસંતની કવિતા લખતાં આવડે
તો કદાચ
કવિ થવાય.

ફૂલ છલકતી ડાળી હાથમાં ઝાલીને
પાનખરની ચીસને નરી આંખે વાંચતાં આવડે
તો કદાચ
કવિ થવાય.

આંખ સામે હોય વસંતનું વન
પાનખરનું મન
ને બે મોસમમાં સમાઈ ન શકે એવું જીવન
હોય
તો કદાચ
કવિ થવાય.

## સૂર્ય પડઘાયો સતત

### □ બેન્યાઝ ધ્રોલવી

શબ્દ તડકો, શબ્દ પડછાયો સતત,
વાવ અંદર સૂર્ય પડઘાયો સતત.

પાંદડાની ખીણમાં હલચલ મચી,
ત્યાં પવન મંદમંદ ચર્ચાયો સતત.



## કૃષ્ણ અને હું □ ચિનુ મોદી

૧

માંસની
મજ્જાની
તસોતસ ત્વચાની
અને પછીથી ઇચ્છાની
ઊંચી ને ઊંચી વધતી
કાજળકાળી દીવાલોથી
કારાગાર બનશે
એવી જાણ -
જન્મની ક્ષણે થાત
તો,
નદી શું, દરિયો ઠેકી જાત...
પણ,
કાળ ચણે આ કારાગાર
કેવળ મૃત્યુ મુક્તિ-દ્વાર.

૨

જળ છાંડ
કમળ છાંડ
નાગદમનની ઇચ્છા છાંડ
હવે થાય છે પાણીના પ્રત્યેક વમળ : નાગ
કાલીનાગ
મત્સ્યના પુચ્છથી અહીં પ્રજ્વળ : આગ
માટે, તરીને ભાગ
મરીને ભાગ
મરુત જેમ અદૃશ્ય સરીને ભાગ
નિરંધ્રથી છલકે રાગ
કદંબ ડાળે બેઠા કાગ.

૩

અવગણીને છળ
અધરોષ્ઠ કોમળ
સ્તનચિચૂક પર દાબ આપે મુગ્ધ
વેરથી સૂકવી દીધેલું દૂધ
છલકી જાય એવી પળ
સાચવી લે
જાળવી લે
મન સતત આપ્યા કરે સૂચના
આવા કશા અવઢવ વગરની અમને
શૈશવ પછી પણ સાંપડે પૂતના.

(દીર્ઘકાવ્યનો એક અંશ)

## ગઝલ □ રાજેશ પંડયા

જળ નીચે છે ચાંદની, કે ચાંદની નીચે છે જળ.
ને ઉપરથી આ તળાવે ચન્દ્રનાં ખીલ્યાં કમળ.

હું મુલાયમ ઘાસ પર ઝાકળ પછેડી ઓઢીને,
સૂતો રહું તો આંખનાં સ્વપ્નો બની જાતાં સજળ.

વૃક્ષની ઓથે સૂરજ સંતાય ક્ષણ્ બે ક્ષણ સુધી,
તે સમયમાં, મૂળમાં પ્હોંચે કિરણ ઊંડે - અતળ.
સાંજનું પંખી ઘડીમાં હાંફવા લાગ્યું અને,
નીડથી તરણું ખરી જાતું ને થંભી જાય પળઃ
સાવ ઓચિંતા છબીમાંથી સમુદ્ર ઊછળ્યો,
આ દીવાનખાનામાં કોણે કે'ય મનને લે પલળ.

## સૉનેટ □ ફેંગ ચી □ સુરેશ દલાલ
(ચીની)

તું, એક વૃક્ષ પાનખરના પવનમાં મર્મરનું
સંગીતની ગતિ નિર્માણ કરે છે
મારા કાનની આસપાસ એક શાંત મંદિર
જેથી કાળજીપૂર્વક હું એમાં પ્રવેશું;

સૂર્યલ આકાશને વીંધે એવો તું એક મિનારો પણ
મારી સામે જ ભવ્યતાથી ઊંચેરો ઊઘડતો
આખીયે નગરીના ઘોંઘાટોનું ઊર્ધ્વગમન કરે
એવા સંતનું શરીર

તું તારા શારીરિક આવરણોને ઊતરડી નાખતાં થંભતો નથી
અને તારા કરમાવામાં પણ જોઈ શકાય કેવળ તારો વિકાસ;
સાંકડા રસ્તાઓથી ચોકડિયાળાં ખેતરો પર

હું તને મારો માર્ગદર્શક માનું છું
ઇચ્છું છું તને શાશ્વત જિંદગી : ધીમેધીમે
મારું પરિવર્તન થાય તારાં મૂળિયાં તળેની માટીમાં તો મને પણ ગમે.

## મલયાનિલ □ અકબરીય કાલિદાસ □ અનુ. હ. ભાયાણી
(સંસ્કૃત)

આલિંગન દે મલયતરુને,
વનસ્થળને સાંઈ,
લઈ લે વિદાય ચિરપરિચિત ઝરણાંની–
આજ રમીભમી દ્રવિડસુંદરી વચ્ચે,
કાલ પ્રભાતે પ્રયાણ કરવા
સજ્જ થતા શા મલયમરુતો

## પોસ્ટ - મોર્ટમ □ ગીવ પટેલ □ નીતા રામૈયા

(ભારતીય અંગ્રેજી)

દાઢીથી ગુહ્યાંગ સુધી
માણસને કેવો સડસડાટ
ચીરી કાઢે
તે જોઈને ચોંકી જવાય,
સાઠ-સિત્તેર વરસ સુધી
પોતાને આખેઆં જણાતાં હતાં
છાતી નીચે
તે હાડકાંને કેવી સહેલાઈથી
તડાક કરતાં તોડવામાં આવે,
કેવી શાંતિથી
તપાસવામાં આવે કલેજું, ફેફસું અને હૃદય,
નોંધવામાં આવે આંતરડાંને કોઈ ખામી માટે, મગજને
હેમરેજ માટે,
અને આખી જિંદગી
ખિજાયા ને કંતાયા
જે બધું ભીતરનું સમજવા
તે બધું શરીરમાં પાછું ઠાંસી દેવાનું,
સાંધીસીધીને સંપૂર્ણ,
અસ્પષ્ટ કારણથી થયેલ
મૃત્યુ જાહેર કરતાં પહેલાં.

## શાપિત વેળા  હ. ભાયાણી

(સંસ્કૃત)

સુખયુગ સૌ કયહીં ગયા આથમી
વિપત - વેળ દારુણ ધસમસતી
દિન પછી દિન વધુ વધુ પાપી
ગતયૌવન ધરતી અભિશાપી

(મહાભારત)

तुम, कागज़ और पेड़

नहीं...
रखो...
क़लम रख दो,
मत लिखो आज कुछ इस कोरे कागज़ पर:
यह उदग्र है।

हो सके तो केवल देखो, सुनो, इस कागज़ को,
शून्य मन और निरीह आँखों से:
अनायास बस देखते ही रहो।

...अरे, यह कैसी लिपि उभर रही है
इस कागज़ की श्वेत शून्यता में:
जैसी पहले कभी कहीं नहीं लिखी गई:
जो कोई नहीं लिख पाया आज तक।
...मत देखो इस सामने के वृक्ष को
सार्थक निगाहों से;
इसे निरर्थक ही रहने दो।
इसे नाम, संज्ञा, समझ से परे
स्वयम् ही होने दो।...
और तुम मात्र स्वयम् आप हो रहो,
केवल संचेतना आत्मलीन,
मुक्त, आरपार खुली अनन्त ज़िन्दगी।

○ ○ ○

अरे यह क्या हुआ:
तुम्हारी जगह वृक्ष खड़ा है,
तुम वृक्ष की जगह खड़े हो।
वृक्ष तुम्हारे आरपार आ-जा रहा है:
तुम वृक्ष के आरपार आ-जा रहे हो।

—x—

वीरेन्द्र कुमार जैन फरवरी, १९७०

# સ્વજન સુધી

દિવસો જુદાઈના જાય છે, એ જશે જરૂર મિલન સુધી,
મારો હાથ ઝાલીને લઈ જશે, મુજ શત્રુઓ જ સ્વજન સુધી.

ન ધરા સુધી, ન ગગન સુધી, નહીં ઉન્નતિ, ન પતન સુધી;
અહીં આપણે તો જવું હતું, ફકત એકમેકના મન સુધી.

હજી પાથરી ન શક્યું સુમન પરિમલ જગતના ચમન સુધી;
જો ધરાની હોય ન સંમતિ, મને લઈ જશો ન ગગન સુધી.

છે અજબ પ્રકારની જિંદગી, કહો એને પ્યારની જિંદગી;
ન રહી શકાય જીવ્યા વિના, ન ટકી શકાય જીવન સુધી.

તમે રાંકના છો રતન સમાં, ન મળો હે આંસુઓ, ધૂળમાં;
જો અરજ કબૂલ હો આટલી, તો હૃદયથી જાઓ નયન સુધી.

તમે રાજરાણીના ચીર સમ, અમે રંક નારની ચૂંદડી!
તમે બે ઘડી રહો અંગ પર, અમે સાથ દઈએ કફન સુધી.

જો હૃદયની આગ વધી 'ગની', તો ખુદાઈ ધારે જ ફૂંકા કરી,
કોઈ શ્વાસ બંધ કરી ગયું, કે પવન ન જાય અગન સુધી.

ગની દહીંવાલા

## શ્રી જયંતભાઈ પાઠકને અંજલિ □ ચંદ્રવદન મહેતા

શ્વાસોશ્વાસે ભર્યા નિત્યે, મધુરા વનમર્મર,
હૈયે બુલબુલો પાળ્યા, માળા બાંધી મનોહર,

અંતરિક્ષ થકી તાર્યું ઘટાવ્યું નવું વિસ્મય,
સર્ગ ધન્ય કરી ભાવ્યા સંકેતો સૌ અનુભવ

પીધાં છે અદકી નાની વિવિધા નદીનાં જલ
આત્મસાત કર્યું જેણે વનશ્રીનું વનાંચલ

એવા પાઠક આ કવિ, ગુણ સંવર્ધક
હોંસથી અર્પિયે આજે ધનજી કાનજી ચન્દ્રક

સાહિત્યની સભા આંહી, વાંછે દીર્ઘ નિરામય
પુન: પધારજો અત્રે સિત્તેરે, એંસીની વય

વડલો વડોદરાનો આ પ્રેમાનંદ થકી વડો
આપના આગમને એ, દીસે છે અધિકો રૂડો

શાંતાનુકૂલ સ્ને વાય, શિવશ્ચ તે હજો પથ
વિના વિઘ્ને હજો યાત્રા હો મનોરથ.

## એક કાવ્ય □ રમેશ પટેલ

હવે સૌંદર્ય શબ્દનો
અર્થ જ
વ્યર્થ છે
કારણ ફૂલોએ પણ-
બ્યુટી પાર્લરમાં જવાની
શરૂઆત કરી દીધી છે !

## અફસોસ માત્ર આ છે □ ચન્દ્રકાંત દેવતાલે □ સુધી દલાલ

બહાર વાદળોનો પહેરો હતો
અને વ્યક્તિગત આગમાં ન્હાતાં મેં પૂછયું–
'સમય શું થયો – સત્યારે'
તેં નિદ્રાની પાંખોમાં છુપાતાં કહ્યું –
'યાદ રહેશે હંમેશાં
વરસાદમાં આગનો આ ઝૂલો'
જો તું પણ પૂછી લે મને
આવી જ કોઈ વાત
શું કહી શકું હું કદાચ આ જ–
'મારી અંદર પ્રવેશી ચૂકયો છે
જવાળાના અરીસામાં જોયો નદીનો પીગળતો 'ચહેરો'

એ વખતે રાત તો નહોતી
અને દિવસ પણ કેવી રીતે હોઈ શકે
અફસોસ માત્ર આ છે
કે આ બધું સપનું નહોતું
અને સાચું તો હતું જ નહીં

## ઉનાળુ નીંદર □ હ. ભાયાણી
(અપભ્રંશ)

મને વસે
દૃષ્ટે તરે
છાંડી ના છંડાય
ઉનાળુ નીંદર
–કિવા સુગૃહિણી !

## હું તને પીઉં છું □ ચંદ્રકાંત દેવતાલે □ સુશી દલાલ

તારી હાજરીના ઝગમગતા અરીસાની સામે
મૌન મારું વ્યક્તિગત અંધારું છે

પ્રારંભ અને અંતની વચ્ચે કયાંક હું એક ધાબું છું.
હવે પારદર્શી નહીં બનાવી શકે જેને
તારી બધી પ્રાર્થનાઓ

ખુલ્લી આંખોથી જોઈ શકું છું હું જે કંઈ
એમાં તું શામેલ નથી
અને બંધ આંખોથી મારું તને જોવું
તું કયારેય નથી જોઈ શકતી

શું તેં માછલીને પાણી પીતી જોઈ છે
હું તને પીઉં છું જેમ માછલી પાણીને

## પડછાયા □ જયા મહેતા

પડછાયા હરેફરે છે
પડછાયા હાથ ઊંચા કરે
ત્યાં હોય છે
એમનું આકાશ
પડછાયા હાથ લંબાવે
ત્યાં હોય છે
એમની ક્ષિતિજ
આ આકાશની પાર
આ ક્ષિતિજની પાર
હશે શું
ચાંદો ? અને સૂરજ ? અને તારા ?

પડછાયાને ખબર નથી
આ આકાશની પાર
આ ક્ષિતિજની પાર
હશે શું
અફાટ ધરતી ? અને ખુલ્લું ગગન ?
અને મુક્ત હવા ? અને... ?
-- પડછાયાને ખબર પણ નથી હોતી
કે પોતે પડછાયો

## તો મનને ☐ સુરેશ દલાલ

કોઈક બહારગામ ગયું હોય
અને આપણને આવીને કહે,
કે તમે મને યાદ આવ્યા હતા
તો મનને કેટલું સારું લાગે છે !

આપણે બહારગામ ગયા હોઈએ
અને પાછા આવીએ
ત્યારે કોઈક કહે
કે મને જરાયે ગમતું નહોતું
તો મનને કેટલું સારું લાગે છે.

સવારે ઊઠીને આપણને કોઈકનો ફોન આવે
અને કોઈક કહે
કે ગઈ કાલે મને તમારું સપનું આવ્યું હતું
તો મનને કેટલું સારું લાગે.

જીવવા માટે
શબ્દો આટલી હદે સધિયારો બને
એ તો
માન્યામાં ન આવે એવી વાત છે.

## ત્યાં તો… ☐ નલિની માડગાંવકર

કાળની નજરથી બચાવેલા
થોડા દિવસોની મુઠ્ઠી
ખોલું ન ખોલું
ત્યાં તો…
કાગળને
અક્ષરોનાં રોમાંચ થયાં

## અંત-અનંત □ વિપિન પરીખ

પ્રતીક્ષાખંડમાં ખૂબ બેસવું પડયું
શંકા-કુશંકા વચ્ચે ઝોલાં ખાતી,
ન ખૂટતી ક્ષણો.... અનંત....
ડૉકટરે એને બોલાવ્યો
"બેસો" કહી થોડુંક હસ્યા
પણ તેમના ચ્હેરા પરના હાસ્ય નીચે
એક બીજો ચ્હેરો એણે જોયો, ગંભીર-ચિંતાગ્રસ્ત !
ડૉકટરે સાચવીને શબ્દો ગોઠવ્યા ધીરિથી પૂછ્યું :
"તમે કુટુંબમાં કેટલાં ? તમારાં પત્ની ભણેલાં ?
આપણે જરા ફરીથી એક બીજો રિપોર્ટ.... Just...."
પણ એ સમજી ગયો.
એણે પણ સ્વસ્થતાનું મ્હોરું પ્હેર્યું. વાતોની આપ-લે કરી.
ફીના પૈસા આકરા લાગ્યા તોય
હિસાબ ચૂકતે કર્યો
'ઍરકન્ડશીન્ડ' ફરશ ઉપર પડેલા
એના વિશ્વના તૂટેલા કટકા ત્યાં જ રહેવા દીધા,
ને બહાર નીકળ્યો.
બહાર એને એક વિશાળ વૃક્ષ દેખાયું
હવામાં ફરફર થતાં અગણિત પાંદડાં, સૌ સૌમાં મશગૂલ !
એક પાંદડું એને તૂટતું દેખાયું
હજુ થોડુંક વળગેલું હતું. વિચાર્યું :
"પવન એને પ્રેમથી ઉપાડી હવામાં તરતું મૂકશે
કે વંટોળ થઈ એક ઝાટકે છૂટું કરશે ?
પાનને પૂછવામાં નહીં આવે !"
જાતને સંભાળી લીધી
રસ્તો ક્રૉસ કર્યો.

## આ નેત્રનું તેજ □ નલિન રાવળ

આ
નેત્રનું તેજ
સ્થિર થાય તો પ્રભુ
નિહાળી રહું એકીટશે હું
તારાં
આકાશ-પૃથ્વીરૂપ રમ્ય નેત્રો.

આ
નેત્રનું તેજ
સ્થિર થાય તો પ્રભુ
કાલાબ્ધિઓ પૂર્વે પ્રગટેલ
તારા
ભર્ગે ભર્યા ભવ્ય આદિત્યરૂપને
ઝીલી રહું નેત્ર મહીં પ્રપૂર્ણે

આ
નેત્રનું તેજ
સ્થિર થાય તો પ્રભુ
સહુ નેત્રમાં ગુંજી રહેલ
તારાં
નેત્રો તણું અક્ષરતેજ પામી
તારું પ્રભુ (તારી કૃપા થકી)
હું
અવકાશવ્યાપી લયચિત્ર આળખું.

# अस्य नेत्रस्य तेजः

* नलिन रावल * जशवंती दवे

अस्य
नेत्रस्य तेजः
स्थिरं भवेत् चेत्, हे प्रभो
अनिमेषलोचनः विलोकयन् स्याम् अहं
तव
आकाशपृथ्वीरूपे रम्यनेत्रे !

अस्य
नेत्रस्य तेजः
स्थिरं भवेत् चेत्, हे प्रभो
कालाब्धेः पूर्वं प्रकटितं
तव
भर्गपूर्णं भव्यं आदित्यरूपं
प्रतिगृह्णन् स्याम् नेत्रे, प्रपूर्णम्

अस्य
नेत्रस्य तेजः
स्थिरं भवेत् चेत्, हे प्रभो
सर्वनेत्रेषु स्फुरत्
तव
नेत्रयोः अक्षरं तेजः लब्ध्वा
हे प्रभो (तव कृपया)
अहं
ते अवकाशव्यापि लयचित्रं आलिखेयम् !

# કાવ્યનો પથ : સસલું, શિકારી અને ઈશ્વર□ સુરેશ દલાલ

અવળુંસવળું
પોતાને કોઈ જોતું નથી
એમ માની
સસલું લીલોતરીમાં લપાઈ જાય છે
પણ
પડખેના પર્વતના ઢોળાવ પરથી
શિકારી
ઝીણી નજરે
ચુપચાપ એને તાકી રહે છે
અને
આઘેના આકાશમાંથી
ઈશ્વર
પોતાની સર્વવ્યાપક આંખમાં
એને પણ
જકડી રાખે છે !

– ક્રિશ્ચન મોર્ગેન્સ્ટર્ન

'ઊંટ ન મેલે આકડો ને બકરી ન મેલે કાંકરો' એમ કવિતાનું પુસ્તક જોયું નથી અને હાથે ઊંચક્યું નથી અને આંખોએ લૂંટયું નથી. આવી લૂંટફાટ કરવી એ મારો મનગમતો વિષય છે. આજથી પચ્ચીસેક વર્ષ પહેલાં, ૧૯૬૧માં એક જર્મન કવિતાની ઍન્થોલોજી હાથમાં આવી હતી, ત્યારે જોસેફ વૉન, આઈકેન ડોર્ફના એક કાવ્યનો અનુવાદ કર્યો હતો, એ કાવ્ય પુત્રના મૃત્યુ અંગેનું હતું, જે વાંચતાં બાલમુકુન્દનું 'જૂનું ઘર ખાલી કરતાં' સૉનેટ કે 'સોનચંપો' ગીત યાદ આવે. વર્ષો પછી ૧૯૭૪-'૭૫માં 'કાવ્યવિશ્વ' તૈયાર કરતો હતો, ત્યારે ક્રિશ્ચન મોર્ગેનસ્ટર્નની એક કૃતિ નજરે ચડી, એનો અનુવાદ તો ૧૯૬૮માં કર્યો હતો. આજે એનો આસ્વાદ.

જીવમાત્ર હંમેશાં ઝંખે છે સલામતી. સૌથી મોટી સલામતી જીવનની. મરણ હડપ ન કરી જાય એની તકેદારી. જીવરક્ષા એ મનુષ્યની મૂળભૂત વૃત્તિ. સસલું, તાજા ગર્ભ જેવું સુંવાળું, રૂપાળું, સ્વભાવે ગભરુ, એ પણ ચારે બાજુ પોતાની રક્ષા માટે ચોકીપહેરો ભરે છે, અને પોતાને કોઈ જોતું નથી એમ માનીને લીલોતરીમાં લપાઈ જાય છે. કોઈ પણ લીલોતરી અથવા લીલોતરી વિશેની આપણી માન્યતા એ ભ્રમણા જ હોય છે. આપણને પણ ખબર ન પડે એમ એ કાળોતરી થઈ જાય છે. સસલું લીલોતરીમાં લપાઈ તો જાય છે, પણ આપણે લપાઈ જઈએ, એનો અર્થ એવો નથી કે મૃત્યુ પણ લપાઈ જાય છે. એ તો પડખેના પર્વતના ઢોળાવ પર શિકારીની ઝીણી નજરરૂપે હાજરાહજૂર જ છે. શિકારીએ પણ બહુ ગાફેલ રહેવા જેવું નથી. આકાશ ભલે આઘું હોય, પણ ઈશ્વરની સર્વવ્યાપક આંખમાંથી શિકારી પણ છૂટી કે છટકી શકે એમ નથી. જીવો જીવસ્ય જીવનમ્ એમ જીવન અને મરણની ઘટમાળ, મરણ અને જીવનની ઘટમાળ અને આપણી સત્તા ઉપર પણ કોઈની સત્તા હોય જ છે, ત્યારે આપણી મહત્તા કેટલી નહિવત્ અને નિર્બળ છે, એ વાતને કેવળ પ્રતિરૂપોથી કાવ્યમાં વહેતી કરી છે. One can avoid everything but not one's own DEATH.

## કાવ્યકલા–અઘરી કલા □ જયન્ત પાઠક

અનુભવથી સમજાયું છે કે કવિતા રચવા જેવું અઘરું કામ બીજું ભાગ્યે જ હશે. કાવ્યશાસ્ત્રે શક્તિ, નિપુણતા આદિ કાવ્યના જે ઉદ્ભવ હેતુ ગણાવ્યા તે બધા સાથે પણ ઉત્તમ કાવ્યની નિર્મિતિ એ વિરલ ને કંઈક અંશે કવિના કાબૂ બહારની વસ્તુ રહી છે. સારો, સિદ્ધહસ્ત ગણાતો કવિ સવારે એક ઉત્તમ કૃતિ રચે ને સાંજે અધમ, એવું બનતું હોય, એનાં એ જ ધનુષ્ય-બાણ છતાં કાબાથી અર્જુન લૂંટાય, ત્યારે કવિ હોવાનો દાવો કરતાં પણ સંકોચ થાય. કવિતા કરવી એટલે શબ્દ-અર્થની અ-લૌકિકતા સિદ્ધ કરવી. આ કામ ઘણું અઘરું છે, એ કવિને નમ્રતા શીખવે છે. કવિતા રચતો હોઉં ત્યારે હું સતત ભયભીત ને સતત સાવધાન હોઉં છું.

કાવ્યસર્જન સંબંધમાં પ્રવર્તતી આવી અનિશ્ચિતતા જાણ્યા પછી કયો કવિ પોતે સમર્થ ને સતત સર્વથા સફલ હોવાનો દાવો કરી શકે ! મોટે ઉપાડે પહાડ ચડવા જઈએ ને પગમાં એકાદ વેલો ભરાતાં અવરોહણ થઈ જાય એવો ઘાટ અહીં તો થાય છે. એટલે પ્રત્યેક કાવ્યસર્જન મારે મન તો એક મનોયત્ન છે, કવિતા સિદ્ધ કરવાનો નવો જ પ્રયોગ છે. મારી એવી દૃઢ પ્રતીતિ છે કે ચઢ-ઊતર કવિતાની રમતનું એક અનિવાર્ય અંગ છે. 'કવિજન નથી થયો તું રે' એવું કહેવાનો વારો એમાં વારંવાર આવે. ને છતાં આ રમત ગમે છે, કારણ કે રમતની ક્રિયામાં જ મને આનંદ પડે છે. પછી પરિણામ ગમે તે આવે. ઉત્તમ કાવ્ય સિદ્ધ થવું એ જ મારે મન તો કાવ્યનું મુખ્ય પ્રયોજન છે, પછી બીજાં પ્રયોજનો સિદ્ધ થતાં હોય તો થાય - કવિતા એટલું વધારાનું કામ કરતી હોય તો ભલે કરે.

કાવ્યરચનામાં ભાષાનો હું ઘણો ઘણો મહિમા કરું છું. 'કાવ્ય શબ્દોથી થાય છે, વિચારોથી નહિ' એવા કોઈ સૂત્ર-મંત્રની અહીં હું વાત નથી કરતો. હું ભાષાની, શબ્દની શક્તિની વાત કરું છું. જે કવિ તે શબ્દનો માત્ર અર્થ જ જાણે, અર્થનિષ્પત્તિ માટે જ શબ્દ પ્રયોજે તે પૂરતું નથી, કારણ કે શબ્દને તો અર્થ ઉપરાંત ધ્વનિ (અવાજ) પણ હોય છે. કવિએ સરવા કાને આ ધ્વનિ પકડીને કાવ્ય ચમત્કૃતિમાં એનો વિનિયોગ કરવાનો છે, એનો લાભ લેવાનો છે. સારો કવિ બહેરો ન જ હોય. એનામાં શબ્દની, એટલે કે તેના અર્થતત્ત્વની ને ધ્વનિતત્ત્વની સૂક્ષ્મમાં સૂક્ષ્મ ખૂબીઓ પિછાણવાની સૂઝ-શક્તિ હોય. જેને ભાષાના અનેકવિધ રંગની ને રૂપની ખરખબર નથી તે સારો કવિ ન જ હોય. ભાષાને રમાડવાની આવડત એ કાવ્યસર્જનની પ્રથમ ને અનિવાર્ય સજ્જતા ને શરત છે. *

* ધનજી કાનજી ગાંધી પુરસ્કૃત ચંદ્રકપ્રદાન પ્રસંગે પ્રેમાનંદ સાહિત્ય સભા, વડોદરામાં તા. ૪-૪-૧૯૮૭ના રોજ કરેલા પ્રવચનમાંથી.

## એક કાવ્ય □ ગિરીન જોષી

એક સફરજનને
ગ્રીપમાં લેવા
પાંચ આંગળાં
પંદર ટેરવાં બસ છે.
પણ.....

આ ત્રીસ ટેરવાં અને
દશ આંગળીઓ
અને તારા બાગમાં
કેટલાં બધાં સફરજન !

## બજારમાં ☐ પન્ના નાયક

બા,
તમારી સાથે બજારમાં જવાનું મને કેટલું બધું ગમતું!
ફેન્સી રેશમના દોરાથી ભરેલી શાકની ઝોળી
રૂપિયાની થોડી નોટો
ને થોડું-પરચુરણ લઈ
આપણે ઘોડાગાડીમાં બેસી જતાં.
તમને બધાં ઓળખતાં.
રસ્તા પરના દુકાનદારો
તમને "આવો" "પધારો" કહેતાં
શાકવાળાને, ફળવાળાને ખુશ કરી
મને ભાવતાં શાક, ફળો તમે લેતાં
અને ક્યારેક
કપડાંની દુકાનેથી
મારું મનપસંદ કપડું લઈ
મારે માટે ફ્રોક કે ચણિયાચોળી સીવવા દરજીને આપતાં.

બજારનું કામ પતે એટલે
એ જ તમારો વર્ષોજૂનો ઠેરવેલો ઘોડાગાડીવાળો
આપણને ઘેર લાવતો.
યાદ આવે છે –
એક વાર
તમે શાકના ભાવની રકઝક કરતાં'તાં
ત્યારે
તમારી નજર ચુકાવી
હું
રમકડાંની દુકાનમાં ગોઠવેલાં
નવાં નવાં રમકડાં જોવામાં ગોઠવાઈ ગઈ,
તમને સાવ વિસારીને!
તમે
બહાવરા બહાવરા
શાક-ફળની અને કાપડની દુકાન તપાસી ચૂક્યા
પછી

નીચી આંખે વાસણને કલાઈ કરતા માણસને
એક પગ પેંડા પર રાખી ચપ્પુની ધાર કરનારને
ચમેલી મોગરાના ગજરા ગૂંથતી મરાઠી બાઈને –
સૌને પૂછી વળ્યા
કે
ક્યાંય એમણે મને જોઈ હતી.
સૌએ માથું ધુણાવી ના પાડી હતી.
આંખમાં આંસુ સાથે
ને
અધ્ધર જીવે
સામેના મંદિરમાં ડોકિયું કરી
સૌની રક્ષા કરતા ઊભેલા કૃષ્ણને
હોઠ ફફડાવી
(મનમાં માનતા માની)
તમે પૂછી લીધું હતું.
એક મિનિટ તો
ફૂટપાથ પરના ગરીબ જ્યોતિષીના પિંજરામાંથી
લોકોના ઉજ્જવળ ભવિષ્ય ભાખનાર ચકલી પાસેય
તમારા પગ અટક્યા હતા
શું કરવું ?–ની મૂંઝવણમાં
તમે રમકડાંની દુકાન પાસે જ ઊભાં હતાં.
હું અંદરથી બહાર આવી
આપણી દૃષ્ટોદૃષ્ટ જેવી મળી
કે
દોડીને તમે મને તમારી છાતી સરસી એવી ચાંપી
કે
ક્યારેય વછૂટી ન શકું.

બા,
આજેય હજી
પરિચિત છતાંય અપરિચિત લોકો વચ્ચે
મારી અવરજવર છે
પગપાળી, એકલી –
આ બજારમાં....

## ગીત □ મેઘબિંદુ

જીવતરની ડાળીએ ઝૂર્યા કરે છે
મારી ઇચ્છાના ફૂલ રંગરંગના
ડાળખીના હોઠ જરા ભીના બને
બસ એટલા પાણીની મને ઝંખના

શબ્દોના વાયરાની લાગે છે લૂ
નથી એનોય તાપ જીરવાતો
લાગણીનો ટહુકો પણ લાગે અળખામણો
સાંભળીને એવો મૂંઝાતો
પાણી દેખાય છતાં પાણી મળે નહીં
સંબંધની કેવી આ વંચના ?
ડાળખીનાં હોઠ જરા ભીના બને
બસ એટલા પાણીની મને ઝંખના.

દોડી દોડીને હું તો થાકી ગયો છું
મારી આંખે અંધારાં દેખાય
અંધારે આગિયાઓ જોવા મળે
પણ અજવાળું ક્યાંથી રે થાય ?
જોતા રહે છે મને તરસે રીબાતાને
એવા સંબંધો અજંપના
ડાળખીના હોઠ જરા ભીના બને
બસ એટલા પાણીની મને ઝંખના.

□ રમેશ પારેખ

મીરાં કે' પ્રભુ અંતરયામી તેથી આવી રીસ

નૌં જાણ્યું કે તમે અમારી કળતરની ગૌમુખ
તમે ન જાણ્યું જીવતર અમને કતલ કરે તે દુ:ખ

પગથી માથા લગી હવે તો બનિયાં છીએં ચીસ

ખબર હોત તો અમે વેણના દડિયા મેલત તરતા
ખબર હોત તો અમેય આવત સામા વહેણે સરતા

મીરાં કે' પ્રભુ એક ઘડીનાં વરસ ગણો તો વીસ
સ્મરણ : પૂ. મોરારી બાપુ

---

સ્થળ : તલગાજરડા

□ જૉન વાલ્સ એન્ગ્લુન્ડ □ ગુલાબ દેઢિયા

અંગ્રેજી
આ વસંત એવું તે શું કહે છે
જે અગાઉની વસંતોએ આપણને કહી ન દીધું હોય ?

અને છતાંય, પ્રતિ વર્ષ કેટલી પ્રસન્નતાથી આપણે
સાંભળીએ છીએ !

## સૉનેટ □ ફેંગ ચી □ સુરેશ દલાલ

(ચીની)

અજાણ્યા ખંડમાં આપણે પસાર કરીએ છીએ
અવારનવાર આત્મીય રાત. દિવસને સમયે એ
કેવો લાગે છે એ જાણવાનો આપણી કને કોઈ રસ્તો નથી,
કહેવાય પણ કશુંયે નહીં એના ભૂતકાળ કે ભવિષ્ય વિશે

બારીની બહાર જે રસ્તો લંબાય છે એને નજર પહોંચે ત્યાં લગી જોઈએ છીએ
બહુ બહુ તો આછેરું યાદ કરી શકીએ જ્યારે સાંજને સમયે
આપણે જે રસ્તેથી આવ્યા તે, અને આટલું જ જાણીએ છીએ બહારની
સપાટી વિશે.
અને આવતી કાલે આપણી વિદાય પછી, પાછા નહીં આવશું

બંધ કરી દે તારી આંખો ! આ આત્મીય રાત્રિઓ
અને અજાણ્યાં સ્થળો વણાઈ ગયાં છે આપણા હૃદયમાં
આપણી બારીબહારના રસ્તા જેવાં લાગે છે.

અંધાર-છાયેલા ઢોળાવ પરથી આપણે પારખીએ છીએ
એક વૃક્ષ અને સરોવરનો આછો ચળકાટ અનંત વેરાન
ઢાંકે છે ભુલાયેલો ભૂતકાળ અને ઝાંખું ભવિષ્ય.

## ગુલમહોરી હતી

□ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

તારા ઘરની દિશા ગુલમહોરી હતી
શ્વાસની નર્તિકા પણ કિશોરી હતી

વહાલસોયી હતી આપણી વેદના
આપણે સામે ચાલીને વ્હોરી હતી

શી રીતે જીવવું આવી સંકડાશમાં ?
બે ક્ષણો જે મળી તેય ચોરી હતી

આપણે આપણાથી વિખૂટા પડયા
જે કપાઈ ગઈ નસ તે ધોરી હતી

આભની મહેરબાની કે ખરતી વખત
ફૂલની પાંખડી સર્વ કોરી હતી

## ઉનાળાની રજ્જા એટલે□ નીતા રામૈયા

૧
ઉનાળાની રજ્જા
એટલે ઊના
ઊના ઉનાળાની
ઊની લૂની
આ રજ્જા
એટલે
૨
કાળાં નાનાં
બીજનાં
બંને હાથમાં
તરબૂચની
લાંબી મોટી
એક ચીર
૩
જીભને ટેરવે
રસ રસ થતાં
ચીકુનાં ભૂખરાં
ભૂખરાં કણ
૪
લીલાં અંજીરનો
જીભ અને
દાંત વચ્ચે
ઢીલો
ગુલાબી
માવાનો સ્વાદ
૫
કેરીરંગ્યા
કેરીરસ્યા
કેરીભર્યા
દિવસને અંતે
ઓચ્છવશીલ
રાત્રિમય
શ્વેત
સભર
જૂઈની
નજર
૬
ગરમ શરીર
અને
ગરમ શરીર
વચ્ચેની
નરમ નરમ
હવા
૭
કોઈ ભૂલ કે
ભરમ વિનાના
લાજ કે શરમ
ધરમ વિનાના
પાક્કા તાજ્જા
સાવ સાજ્જા
પ્રેમનાં પરોઢ
૮
એટલે
ઉનાળાની રજ્જા
એટલે ઊના
ઊના ઉનાળાની
લીલી
કૂણી
ભીની
મજ્જા
એટલે

## અમે □ રજનીકાન્ત સથવારા

કોઈ સૂક્કી ડાળખીને પાંગરેલું ડૂસકું
ને ડૂસકે ઈતિહાસ જેવું ઝૂરતા કિસ્સા અમે
ટેરવાંમાં રોજ બીજી વાવીએ ઈચ્છા અમે –
સાવ કોરાકટ્ટ પડછાયા અમે
તોય સીતારામની માયા અમે.

અમને તો 'લ્યા વેંત ભરીને શ્વાસ પીવાના કોડ
બિચારા જમણા પગના અંગૂઠાને ખોડ
અમે તો ભર્યાભાદર્યા રસ્તાઓને લૂછીએ એવા
રાત પડે ને સૂરજનું ઘર પૂછીએ એવા.
આમ અમે તો બિલાડીનો ટોપ
અમે તો આદિથી ઊતરી આવેલો કોપ
સમયની પીઠ પડે ત્યાં ફૂટે એવી તોપ.

અમે દાળભાત ખૈયે ને કાળઝાળ થૈયે
ને રામરામ કૈયે ને પગપાળા અંબાજી જૈયે!

અમે લોક તો અંધારામાં ખોબેખોબા ખરીએ
ખરીએ ફળિયાને વ્હેતું મેલીને લસરક લસરક તરીએ
તરીએ ભરબપ્પોરે સાથળમાં વિસ્તરીએ.

અમે લજવીએ માણસ માણસ
અમે ભજવીએ માણસ માણસ
અને હવામાં અદ્ધરપદ્ધર અમે ટાંગીએ માણસ
અમે બાગમાં જઈએ માણસ
અમે ગોળીએ દઈએ માણસ
કૈંક યુગોથી ભૂખ્યા તરસ્યા અમે માંગીએ માણસ.

ઉંબરાની આસપાસ વસતા રે લોલ
અમે પાળિયાની આંખોમાં હસતા રે લોલ
અમે નેવાંમાં ધોધમાર તરસ્યું આકાશ
હસ્તરેખામાં કેટલું કણસતા રે લોલ....

કાવ્યનો પથ

# માનવજાતની અંધારી રાતનો પરિચય

□ સુરેશ દલાલ

હું એવો છું કે જેને રાત સાથે પરિચય છે.
હું વરસાદમાં નીકળી પણ પડયો છું – ને વરસાદમાં
પાછો પણ ફર્યો છું.
શહેરના સીમાડાના દીવાને પણ હું ઓળંગી ગયો છું
શહેરની ગમગીન ગલીની ભીતર મેં જોયું છે.
પાળી ભરતા પહેરેગીર પાસેથી હું પસાર થયો છું
અને ખુલાસો આપવાની અનિચ્છાથી મેં મારી
આંખોને ઢાળી દીધી છે.
બીજી કોઈ ગલીના ઘરોમાંથી
જ્યારે દૂર દૂરથી કોઈ અટકતો-ખટકતો સાદ આવ્યો છે,
– પણ મને પાછો બોલાવવા કે અલવિદા કહેવા નહીં, –
ત્યારે મેં સ્તબ્ધ થઈને પગલાંનો અવાજ અટકાવ્યો છે.
અને એથીયે વધુ દૂરથી – આસમાની ઊંચાઈએથી
એક ઝળાંઝળાં ઘડિયાળ આકાશને નેપથ્યમાં રાખી
પોકારી ઊઠયું કે સમય નહોતો ખોટો કે નહોતો સાચો.
હું એવો છું કે જેને રાત સાથે પરિચય છે.

□ રોબર્ટ ફ્રોસ્ટ

ફ્રોસ્ટ અમેરિકાના કવિ. વિવેચકોને સેહલું પડે એટલે એ લોકો કવિઓને લેબલ લગાવતા જાય. ફ્રોસ્ટને એક લેબલ વળગેલું છે કે ફ્રોસ્ટ એટલે પ્રકૃતિના કવિ. ઉત્તમ કવિની કવિતા ક્યારેય લેબલને ગાંઠતી નથી. ફ્રોસ્ટનું આ કાવ્ય ફ્રોસ્ટને એક કવિ તરીકે, એક મનુષ્ય તરીકે માનવજાત સાથે કેટલી તીવ્ર નિસ્બત છે, એનો કાવ્યમય ઉત્તર છે. એવું પણ સાંભળ્યું હતું કે જ્યારે આકાશમાં રોકેટ છોડવામાં આવ્યું ત્યારે એમણે લગભગ મનોમન ચીસ પાડી હતી કે તમે બધા શું કરો છો મારા આ આકાશમાં ? કવિ જેટલો આકાશનો હોય છે, એટલો જ ધરતીનો હોય છે. એક અર્થમાં એ પૃથ્વીપુત્ર છે.

આ કાવ્ય પાછળ એક નાનકડો ઈતિહાસ છે. કેટલાક માણસો ઉપરછલ્લા શ્વાસ સાથે ઉપર – છલ્લી રીતે કવિતાને વાંચતા હોય છે. કોઈકે ફ્રોસ્ટને ટકોર્યા હશે, કે તમે આ બધાં પ્રકૃતિનાં કાવ્યો કરો છો, તો આટલાં બધાં યુદ્ધો થયાં, માનવજાત યાતનામાંથી પસાર થઈ એના વિશે આવી ચૂપકીદી કેમ ? કદાચ આ કાવ્ય આવા કોઈ પ્રશ્નના ઉત્તરરૂપે પણ હોય.

પહેલી જ પંક્તિ છે : 'હું એવો છું કે જેને રાત સાથે પરિચય છે.' કવિએ સાંકેતિક રીતે કહ્યું છે કે એમ ન માનો કે મને આ માનવજાતની અંધારી રાતનો પરિચય નથી. (યુદ્ધકાવ્યોનું એક સંપાદન મારી પાસે છે, જેનું નામ છે : The Terrible Rain.) બૉમ્બના વરસાદથી કવિ અલિપ્ત

કેમ રહી શકે ? કવિએ વરસાદની વાત કરી છે, તે કદાચ આવા જ કોઈ બૉમ્બના વરસાદની વાત હોવી જોઈએ. કવિ મૂંગો રહે એનો અર્થ એવો નથી કે એને ભીતર કંઈ થતું ન હોય. કવિ એક સ્થળમાં હોય કે અમુક કાળમાં હોય, પણ એ સ્થળકાળની સરહદ કવિ ઓળંગી જાય છે અને ઓળંગીને પાછા આવે છે ત્યારે પણ ગમગીન ગલીની ભીતર જોવાનું ચૂકતા નથી. યુદ્ધના વાતાવરણમાં પાળી ભરતા પહેરેગીરો તો આવતા જતા કોઈને પણ શંકાશીલ નજરે જુએ, (વિવેચકો પણ આવા પાળી ભરતા પહેરેગીર જેવા જ કહી શકાય). ફ્રોસ્ટ કે કોઈ પણ કવિ ખુલાસો આપવાને બંધાયેલો નથી. આ વાતને કવિએ આ રીતે મૂકી છે : 'અને ખુલાસો આપવાની અનિચ્છાથી મેં મારી આંખોને ઢાળી દીધી છે.' પોતે જે દેશમાં રહેતા હોય એ દેશ પર જ યુદ્ધનું આક્રમણ થયું હોય, ત્યારે જ સર્જક હલી ઊઠે છે, એવું નથી. કોઈ બીજાં રાષ્ટ્રો વચ્ચે પણ યુદ્ધ થતું હોય, ત્યારે કવિએ એ અટકતા ખટકતા સાદને સાંભળવા માટે પોતાનાં પગલાંનો અવાજ સ્તબ્ધ થઈને અટકાવ્યો છે. યુદ્ધનો કાળ જ એવો છે કે એ કાળનું ઘડિયાળ તો આકાશને પણ નેપથ્યમાં રાખી શકે. પણ ઘડિયાળ પોતે જ એ સમયની સચ્ચાઈ વિશે નરો વા કુંજરો વાનો જાણે કે રસ્તો અપનાવતું ન હોય ! ખુદ સમય કદાચ પરિસ્થિતિ પ્રત્યે ઉદાસીન હોય, પણ કવિ નથી જ નથી, અને એથી જ તો કવિ પ્રારંભની પંક્તિને ફરી પાછી ઘૂંટે છે.

## 'ગઝલ' □ અશોકપુરી ગોસ્વામી

છું મુસાફર મીણનો; રસ્તા બધા અંગારના, લ્યો; જોઈ લ્યો.
ફૂલ જેવા મન ઉપર; આ ઝાટકા તલવારના, લ્યો; જોઈ લ્યો.

કૂખકાંણી હોડી જેવી જિંદગી; અધવચમાં દેશે દગો, ને;
હોય ઇચ્છાનાં હલેસાં હાથમાં ડૂબનારના લ્યો, જોઈ લ્યો.

ઢાલ જેવા કોટની પણ ઓથ ક્યાં સુધી રહે ? કાયર નગરને !
મ્યાનમાંથી એક પણ જ્યાં નીકળ્યાં હથિયાર ના; લ્યો, જોઈ લ્યો.

શું ક્ષણોનો દોષ છે ? કે દોષ છે આબોહવામાં ? શું ખબર ?
આ સમય સામે કશીયે કોઈને તકરાર ના ? લ્યો, જોઈ લ્યો.

આમ તો આવે નહીં; આવ્યા પછી; પાછા ફરે ક્ષણ વારનાં,
શબ્દ તો મહેમાન જાણે હોય દરિયાપારના; લ્યો, જોઈ લ્યો.

## સંધ્યાસંગીત

આ ગ્રંથાવલિમાં મારા કાવ્યાસર્જનનો પ્રથમ પરિચય આપતું સંધ્યાસંગીત પ્રગટ થયું. એની પહેલાં પણ ઘણું ઘણું લખ્યું. પરંતુ એ બધાનો અનાદર કરી લુપ્ત કરવાનો પ્રયત્ન કર્યો. નાનપણમાં અક્ષર સુધારવા માટે જે નોટબુક હતી એનોય અનાદર કરી જેમ ન રાખી તેમ આનું પણ તેવું જ. એ બધી કોપીબુક હતી, બહારથી, નમૂનાના લખાણની, નકલ કરવાની સાધના માટે, કાચી વયમાં બીજાનું લખાણ ઘૂંટીને આપણે અક્ષર પાકા બનાવીએ છીએ ખરા પણ ઊંડે ઊંડે એમાં પણ પોતાના મરોડ સ્વાભાવિકપણે પ્રગટ થતા હોય છે. આખરે પરિણામ રૂપે એ જ બહારની નકલનું કોચલું ભાંગીને સ્વરૂપને પ્રકાશિત કરતું હોય છે. પ્રારંભકાળની કવિતા આવી જ કોપીબુકની કવિતા હોય છે.

એ કોપીબુક યુગનો ચોકો ભાંગીને જ સહુ પ્રથમ પ્રગટ થયું સંધ્યાસંગીત. એની તુલના આંબા મ્હોર સાથે નહીં કરું પણ કુમળા આંબાની ગોટલી સાથે કરીશ. અર્થાત્ એમાં એનો ઘાટ તાજેતાજો જ શ્યામલ-લીલી ઝાંયે પ્રગટ થયો છે. રસ ભરાયો નથી તેથી એનું મૂલ્ય ઓછું. જોકે સંધ્યાસંગીતમાં જ મારા કાવ્યનો પ્રથમ પરિચય. ભલેને એ ઉત્કૃષ્ટ ન હોય પણ છે તો મારું જ. એ સમયની બીજી બધી કવિતામાંથી પોતાની ધૂનમાં ખાસ સાજ સજી આવ્યું. પણ એ સાજ-શણગાર હાટે-બજારે જાણીતાં નહોતાં.

## જાહેર દવાખાનું □ ગીવ પટેલ □ નીતા રામૈયા

(ભારતીય અંગ્રેજી)

કેટલી ઝડપથી તે બધું મેં હસ્તગત કર્યું છે!
ખચકાટભર્યા હાવભાવની એક સદી જાણે વીતી ગઈ
માત્ર આ અર્થસભર અવધિની રાહ જોવાતી હોય તેમ.
આપખુદીભરી ઢબ હવે સ્વાભાવિક રીતે આવી જાય છે;
તીક્ષ્ણ અવાજ, અધીરી નજર,
કાર્યરત મનુષ્યની કાર્યવ્યસ્ત ગડમથલભરી નજર –
અને એવું દેખાવા બદલ જરાયે વિમાસણ નહીં.
અનેક શરીરને યુક્તિપૂર્વક ગોઠવવામાં કુશળ મારી આંગળીઓ,
કપડાં ઉતારે, નાગાં કરે છે.
અમુક હદ સુધી દર્દની વાત કાને ધરો,
પછી ઝાટકીને બંધ કરી દો.
શંકાસ્પદ વાર્તાઓમાંથી સાર છૂટો પાડો.
માંદગીનો ડોળ કરનારાને વીણીને ફેંકી દો, સ્વીકરી લો
આશ્રયદાતા તરીકે, પોષણવિહોણા મનુષ્યનો
એકધારો પ્રવાહ, માંસ ભરો ઠાંસી ઠાંસીને,
પછી બધાંને રવાના કરો.

હું મારી જાતને કહું છું,
હું લોકોને આલિંગું છું,
લગભગ:
જલસા કરું છું આંખ, વર્ણ, ગાલ અને હાડકાના વૈવિધ્યમાં;
વણ આવકાર્યા મહેમાન જેવો, હું અનેક શરીરની મુલાકાત લઉં,
નજીકથી સ્પર્શું, દરદ મટાડું, મનુષ્ય મનુષ્ય
વચ્ચે રાખવું જરૂરી અંતર ત્યજી દઉં, ઝંપલાવું,
કાપીકૂપીને જોડું, કરું બળાત્કાર,
સોય, છરી, અને ચીપિયા વડે,
આ બધાં શરીરમાં તોડી નાખું મારાં સઘળાં બંધનો
દિવસને અંતે,
ધ્વજ-સ્તંભની નીચેથી,
આ શહેરને ધસમસતું વહી જતું જોઉં છું
મારા બંને હાથની બાજુએથી.

## સાર્થકતા □ નલિની માડગાંવકર

મારી દુનિયાના
કેટલાક શબ્દોથી,
માણસ સાથે સેતુ બાંધવા જાઉં છું.

લોકો કહે છે,
શું સાગર પાસે રહીને નદીને યાદ કરવાની ?

આજે....
સાગરનાં સ્વપ્નથી છલોછલ બની,
સાર્થક બનું છું,
હૈયા પર એક નાનકડી નૌકાને ઝુલાવીને.

## લયની ખાધી લપાટ હો...રે... □ અરવિંદ ભટ્ટ

લયની ખાધી લપાટ, બાપા ! લયની ખાધી લપાટ
હો...રે...

એક હાથથી કલમ ઉપાડી
બીજા હાથથી ટેવ હો...રે...
પછી ટાંકની ઝારીમાંથી
પડે શબ્દની સેવ હો...રે...

જલે અર્થની ખપાટ, બાપા ! જલે અર્થની ખપાટ
હો...રે...

કાગળમાં વેરેલી વાતો
છોકરા વીણી ખાય હો...રે...
આજ નિશાળે ભણવા બેસી
કાલે મોટા થાય હો...રે...

સૌ જંગલ, તું કબાટ, બાપા ! સૌ જંગલ, તું કબાટ
હો...રે...

## હિમાલયી છબી - સંપુટ જોતાં જોતાં

□ મકરન્દ દવે

દેવતાત્મા સમી દીઠી, નગાધિરાજની દ્યુતિ,
જ્યારે પ્રથમ સ્પર્શેલી કાલિદાસ તણી કૃતિ.

જોઉં અશ્વિનની આંખે, જેને ના આદિ કે અલમ્,
ભવ્યાતિ ભવ્યને અંકે ખેલે સુંદરતા સ્વયમ્.

પૃથ્વીની, જળની લીલા, તેજની, વાયુ-અભ્રની,
છોળે છોળે છટા ઊઠે, નૈક વર્ણની, શુભ્રની.

ધવલ ધૂર્જટિ સંગે, ઉમા જ્યાં રંગને તટે,
રમે ત્યાં માનવ-નેત્રે સ્વપ્ન સ્વર્ણિમ ઊમટે.

ક્યાંક ગૌરી તણી ઝાંખી થતાં ઝીલી શુભ ક્ષણ,
અશ્વિન, આ સંપુટે તું લાવ્યો એ રત્નકંકણ.

## હું ! □ ભરત ભટ્ટ "તરલ"

પાળિયાનો ચોક હું !
ને વિજોગણ પોક હું !
શ્વાસ પડળો ખોલતાં;
નીકળેલો શોક હું !
સાવલીલાં તોરણે;
હર પ્રસંગે ફોક હું !
એટલે બબડી રહ્યો;
છું ઘડો અડધોક હું !
'શબ્દ - આંસુ-શ્વાસ-લય;
આ બધાંનો શ્લોક હું !
ને ગઝલના શ્હેરમાં;
કાફિયાનો કો'ક હું !

## મુ. સુરેશભાઈ

'કવિતા' એપ્રિલ ૧૯૮૭ના અંકનાં બધાં જ કાવ્યો એક કરતાં વધુ વખત વાંચી ગઈ. જુદી જુદી તાસીરના કવિઓની કવિતા માણવાનું ગમ્યું. અંકમાંથી વધુ ગમ્યાં એવાં કાવ્યો આ : નીતિન વડગામાનું 'એક પ્રીત' મનોજ ખંડેરિયાની પાંચ ગઝલો, મેઘનાદ હ. ભટ્ટનું 'માણસ તો જીવ્યા જ કરે છે', જયન્ત પાઠકનું 'ધરતી, સ્વર્ગ, મોક્ષ વગેરે વિશે.' પણ જો કોઈ એક જ કાવ્ય પર પસંદગી ઉતારવાની હોય તો હું નલિની માડગાંવકરનું 'સંકલ્પ' પસંદ કરું.

આપણા સાહિત્યમાં સ્ત્રીહૃદયની અનુભૂતિઓને પ્રમાણમાં ઓછી જ વાચા મળી છે, કારણ સ્ત્રીહૃદયની ઘણી અનુભૂતિઓ મુઠ્ઠીમાં પકડાતી વર્ષાની જેમ આનંદ આપવા છતાંય હાથતાળી દઈ છટકી જાય એવી હોય છે. નલિનીબહેને આવી સ્ત્રીહૃદયની અનુભૂતિને કાવ્યમાં જે રીતે સરળ છતાં અસરકારક કથન દ્વારા વ્યક્ત કરી છે તે ગમ્યું.

કદાચ તમને કે 'કવિતા'ના વાચકોને થશે કે સ્ત્રીહૃદયની અનુભૂતિ વ્યક્ત કરતું એક સ્ત્રીએ લખેલું કાવ્ય બીજી સ્ત્રી ઉત્તમ ઠરાવે તેમાં તો નર્યો પક્ષપાત રહેલો છે. આગલા ૧૧૭ અંકોમાંનાં અનેક પુરુષ કવિઓનાં કાવ્યો અનેક પુરુષોને હાથે 'ઉત્તમ' ઠરાવાયાં હશે તેમાં જો પક્ષપાત ન દેખાયો હોય તો આ અંકના આ કાવ્યની પસંદગીમાં તે શા માટે જોવો ?

આ નિમિત્તે આટલાં બધાં કાવ્યો વાંચવાની અને માણવાની તમે તક આપી તે માટે તમારી આભારી છું.

કુશળ હશો

□ લી. વંદના મહેતાના પ્રણામ

## સતત ચાલ્યા કરું...* □ હરેશ લાલ

(ગઝલ)

થાક બેસે, હું સતત ચાલ્યા કરું !
અંધ સૂરજથી દિવસ માગ્યા કરું !

કો'ક પડછાયો ટકોરો આપશે;
એ વિચારે રાતભર જાગ્યા કરું !

ક્યાંય પણ વ્યાપી શકું છું એટલે,
હું તમારા શ્વાસમાં વ્યાપ્યા કરું !

પહાડ પીંછાથી હલે કઈ રીતથી ?
વેદનાને હું ભલે ભાંગ્યા કરું !

શબ્દમાં ભીનપ હજીયે ઘૂઘવે,
ધડકનો કાગળ મહીં વાંચ્યા કરું !

* કવિ જગદીશ જોષીને અર્પણ...

કવિતા- પલકપલદલ

તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૧૯
વર્ષ ૨૦ : અંક ૫ : જૂન, ૧૯૮૭
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)



સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ભલે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૩૬ રૂપિયા. પરદેશમા સીમેલ રૂા. ૭૦/-, ઍરમેલ રૂા. ૧૧૫/-, આ અંકના છૂટક ૬ રૂપિયા

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.

પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ્સ પ્રેસ, મુંબઈ-૧.

KAVITA-Regd. No. R.N. 16800/67

□ **નાથાલાલ જોશી**

શારદીય સ્વચ્છ આકાશ,
જ્યોત્સનાની ધવલિમા,
ઠંડો પ્રકાશ વેરતી પ્રફુલ્લ તારકાવલીઓ,
વિરલ, સફેદ, ઝૂલતી વાદળીઓ,
વર્ષાન્તે પ્રકૃતિની હરીતિમા,
વૃક્ષ, લતા, ધાન્યાંકુરોની સજીવતા,
જગદંબાનું નવરાત્રમાં
ભક્તિપૂર્ણ ગીતસ્તવન,
ઉલ્લાસપૂર્ણ રાસનૃત્યો,
વિશ્વસંગીતમાં લીન થતી
સંઘર્ષમુક્ત ચેતના,
ભક્તિની સઘનતાથી
નિષ્પન્ન થતું સહજ સમર્પણ !

*Without you*

*Without you the sun atleast rose*
*But the sky set.*

*Without you the flower atleast blossommed*
*But the eyes withered.*

*Without you the song atleast was heard*
*But the ears became dumb.*

*Without you, without you*
*Forget it*

*I just don't want to say anything*
*And whom to talk to*
*Without you?*

Y U

# કવિતા

તંત્રી સુરેશ દલાલ અંક ૧૨૦ ઑગસ્ટ ૧૯૮૭ ૬ રૂપિયા જન્મભૂમિ પ્રકા

# ઊડી જવાના કોડ



અલલક હલલક માઝમ રાતે મ્હોર્યો લીલો લજામણીનો છોડ

અવસર ભીની વારે ફાગણ પીળું પચરક વાયો
બે પાંપણની વચ્ચે તમને અડક્યાનો પડછાયો

અણબોટ્યા પાલવડે ઝૂરે ચિતરેલી ચલ્લા ચલ્લીની જોડ

અટકળ જેવી રાત પડે ને છાનું છપનું ખરવું
એકલવાયા ચોમાસાને કૂંપળમાં વિસ્તરવું

રવરવતો પગરવ પહેરીને રસ્તાને લો ઊડી જવાના કોડ



રવીકાન્ત સથવારા ©

□ પ્રફુલ્લ પંડયા

ક્યારેક કોઈક આશીર્વાદને
રસ્તે રઝળતા મૂકીને
આપણે ચાલી નીકળીએ છીએ
બે પાંચ આનાના સંમોહનની
ખરીદી માટે
ત્યારે બીજું કૈં જ બનતું નથી

માત્ર આપણી નજીકના
આંબાની ડાળે ટહુકા કરતી પેલી
કોયલનું મોં સિવાઈ જાય છે
અને પેલી બિચારી ખિસકોલી
ફરી એક વાર વૃક્ષનાં આંસુ બની જાય છે
કે વૃક્ષ
ઈશ્વરને તગેડી મૂકે છે પોતાની હયાતીમાંથી
માફ કરજો; આ સિવાય તો
બીજું કૈં જ બનતું નથી
આશીર્વાદ પ્રમાણે તો કૈં જ બનતું નથી.



# અફસોસ □ વિપિન પરીખ

થોડીક જ વાર માટે
બે સ્ટેશનોની વચ્ચે
બન્ને ટ્રેનો સમાંતર સાથેસાથે દોડે છે.
એક લોકલ છે,- બીજી ફાસ્ટ.
લોકલને નિરાંત છે
સ્ટેશને સ્ટેશને ઊભી રહેશે
ચા પાણી પીશે
નાના મોટા માણસો જોડે ગપ્પાં મારશે.
ફાસ્ટ ટ્રેન ખૂબ કામગરી છે.
આમતેમ જોવું, કારણ વિના ક્યાંક થોભવું
ટોળટપ્પાં મારવાં
એને પોષાય નહીં.
ઝડપ, અને વધુ ઝડપ, અને વધુ ઝડપ
એ જ એનો મુદ્રાલેખ છે.
ક્યાંક સિગ્નલ પણ નડે તો ધૂંવાફૂંવા થઈ જાય છે.
થોડીક ક્ષણ માટે ફાસ્ટ ટ્રેન નિશ્વાસ નાખે છે :
"આ શું હંમેશ માટે દોડવું- બસ દોડવું
ક્યાંક થોડું ઊભા રહી આજુબાજુ જોઈ શકાતું હોત !
લીલું લીલું ઘાસ. સ્થિર મુનિ જેમ ઊભેલા ડુંગરો
ઝળહળતા બેડામાં સૂરજને લઈ જતી છોકરી
આ લોકલ સાથે પણ ક્યારેક બે વાત કરી શકાત !"
પણ તરત જાતને સંભાળી લીધી ને
લોકલને કહ્યું :
"બ્હેન, આમાં મારો કે તારો કોઈ દોષ નથી.
આપણે ક્યારેય મળી શકીએ એમ નથી,"
ને ભક્ ભક્ કરતી આગળ દોડી ગઈ.
પણ લોકલ ટ્રેને નાખેલો નિશ્વાસ
તેણે સાંભળ્યો નહીં :
"આ ફાસ્ટ ટ્રેનને જીવનમાં હું ક્યારેય આંબી નહીં શકું !"

## શકીએ ☐ જયન્ત પાઠક

ઘણું ગમગીન છે આકાશ- જો થોડું હસી શકીએ
ઊઘડતી વીજપલકોમાં પલકભર જો વસી શકીએ

પછી ચોધાર અનરાધાર જલમાં ડૂબવાનું છે
જરા આ તાણમાં તાકાત તરણાની કસી શકીએ

ઘણા ગોવર્ધનોના ભારથી ભારે મુસીબત છે
જુઓ જો આંગળી ટચલી તણે ટેકે ટકી શકીએ

વહીને વજ્રચરણો સામટાં ઝરણાં વહી ચાલ્યાં
પલાંઠીભેર પણ જો આપણે થોડું ખસી શકીએ

બધું ભેંકાર છે, ખામોશ છે સુમસામ શેરીમાં
અચાનક કૈંક ખખડે ને બધાં ભેગાં ભસી શકીએ...

## ☐ હરીન્દ્ર દવે

જો કે સમયની પાર હું કાયમ નથી રહ્યો,
હું આ સમયમાં છું, એ મને ભ્રમ નથી રહ્યો.

એવું નથી કે સુખનો સમંદર છે ચોતરફ,
હું ક્યાં સુખી છું, એવો મને ગમ નથી રહ્યો.

તારું વિરાટ રૂપ આ બ્રહ્માંડ છે કબૂલ,
તું મારી મનમઢૂલીમાં કૈં કમ નથી રહ્યો.

ઝુલ્ફોથી, આંખથી કે અધરથી ન કૈં કહ્યું,
સંકેત તોયે એકપણ મોઘમ નથી રહ્યો.

## બે ગઝલો □ ભગવતીકુમાર શર્મા

[૧]

તારા ઘરની દિશા ગુલમહોરી હતી
શ્વાસની નર્તિકા પણ કિશોરી હતી

વ્હાલસોયી હતી આપણી વેદના
આપણે સામે ચાલીને વ્હોરી હતી

શી રીતે જીવવું આવી સંકડાશમાં ?
બે ક્ષણો જે મળી તેય ચોરી હતી

આપણે આપણાથી વિખૂટા પડયા
જે કપાઈ ગઈ નસ તે ધોરી હતી

આભની મહેરબાની કે ખરતી વખત
ફૂલની પાંખડી સર્વ કોરી હતી.

[૨]

આકાશથી આવેલી ચબરખીને મળી લઉં-
તે પહેલાં આ સોડમભરી માટીને મળી લઉં.

બારીઓના પરદાઓ ભીના થાય તો સારું
એ પણ ક્યાં જરૂરી કે હું છબીને મળી લઉં ?

કહે છે કે ત્યાં પથરાઈ રહી જૂઈની ચાદર
તું થોભ જરા ચન્દ્ર, અગાશીને મળી લઉં

આંગણમાં જે મ્હોર્યો'તો એ ચંપો તો હવે ક્યાં ?
ઊગર્યું જો કોઈ હોય તો પંખીને મળી લઉં

મૃગજળને પછી મારી તરસ લાગે બરાબર-
એ માટે હું તરબોળ થૈ રેતીને મળી લઉં.

☐ **પન્ના નાયક**

ભરબપ્પોર.
ઉપર નિ:સીમ નીલ આકાશ
નીચે અફાટ રણ
ને વચ્ચે પથરાયેલી
પ્રલંબ શાંત ભવ્યતા.
ક્યાંય નથી
જીવનનો આભાસ આપતું કોળેલું તરણું
કે
કોરા કેન્વાસ પર ફરતી પીંછી જેવું કોઈ પંખી.
કેવળ
ધગધગતી રેતી ઉપર રેતી ઉપર ધગધગતી રેતી
ને એય બધી સાવ સ્તબ્ધ.
અચાનક
ક્યાંકથી
વાયુની કોઈ લહરી ઊઠે છે
પીત્તળીયાં મૃગજળ ચમકે છે
      રણમાં જીવ આવે છે
થોડી રેતી સળવળી
નાની ડમરી બની
      ઘુમરી ખાઈ
મૃગજળનાં મોજાંમાં ભળી જાય છે.
સાંજ ઢળે છે.
મૃગજળના અદૃશ્ય થવા સાથે
સંતાપનાં કિરણો
ઠંડી પડતી રેતીમાં ઠરવા માંડે છે.
મધ્યરાત્રિ.
ઉપર એનું એ આકાશ પણ તારે મઢ્યું
નીચે અફાટ રણ
ને વચ્ચે પથરાયેલી
પ્રલંબ શાંત ભવ્યતા.

# યાત્રાન્તે ☐ ઉશનસ્

(બે કાવ્યો)

૧

અવધ પૂરી થૈ ગૈ ને યાત્રા આવી ઊભી આખરમાં,
સૌ સંકેલી ચાલો હે મન, પાછા નિજના ઘરમાં;
તંતુ શી નિજમાંથી તાણી
વાટ લિજોજી વીંટી,
ડંગોરે પથપોટલી બાંધી
ટાંગી દિજોજી ખીંટી,
આગળના ઉંમરા ઓળંગી શાન્ત શમો ભીતરમાં,
–અવધ.

યાત્રાવસ્ત્ર ઉતારી, ઘરનાં
આછાં વસનો ધરીએ,
આપણી રાહ નિહાળી હજીયે
જીવે, તેને મળીએ;
ઉવેખિયું કરપાશે લઈએ, હઈએ, અંતરતરમાં.
–અવધ.

બાહ્ય વિશે તો બહુ બોલ્યા, બહુ
ડોલ્યા ડુંગર દૂરમાં,
મનજી, અવ આપણે ઘર ચાલો,
પાછા આપણ કુળમાં
ફળથી ફૂલમાં, ફૂલથી મૂળમાં, ધૂળમાં બીજના ગરમાં
–અવધ.

૨

અરે, આરે આવ્યું મુજ ભર્યુંભર્યું વ્હાણ ડૂબવા
જુઓ, બેઠું છે તે...
કમાયું આયુનું અખિલ અહ, પાણીમહીં જવા
જુઓ, બેઠું છે તે...
સઢથી નીકળીયે ગઈ હવા;

કિનારે પોક્યાનો
પદો બે મૂક્યાનો તટ ઉપર, તે તોષ ક્યહીં છે,
રહ્યો હું ના ક્યાંનો; નથી ઘરતણો, ઘાટ નહીં છે,
પ્રવેશું છું ગેહે; પણ ક્યમ હજી શોષ અહીં છે
ઉવેખ્યાંના વહે- ?
અચાહ્યાં ના સ્નેહે...?
વટાવેલા, વીત્યા સ્થળ સમયને છાજલી કરી
નિહાળું છું દૂરે....
અને હૈયું ઝૂરે- જીવતર બધું ઝેર-
કિયા ઓરે આ તો જનમનું લિયે વેર...-
ન લીધા રસ્તાઓ ?
ન ચાહ્યા ચ્હેરાઓ ?

## દરિયો લખી દીધો □ શૈલેષ ટેવાણી

મેં લાગણીના નામ પર દરિયો લખી દીધો
મોજાંને ઝીલવા પછી સીનો ધરી દીધો.

પથ્થર થઈને સૌ ખડક પડઘા ન દઈ શક્યા,
ઘૂઘવીને એકલા પછી કાંઠો ભરી દીધો.

સૈકાઓ અઁ ડૂમાય છે છલકે છે ચોતરફ,
થાકી ગયો તો દર્દને વિસ્તાર દઈ દીધો

અટકળ કરી ઘણી વખત નૌકા વિશે છતાં,
મારા વહેણે કેમ આ ધિક્કાર દઈ દીધો.

## રટણા એક □ રતિલાલ છાયા

ઢૂંઢતો નિત્ય આવ્યો છું જન્મોજન્મ તને સખે,
ભવની ઝાડીએ, ઝુંડે, વીથિએ ને વને વને;
ફૂલની કોમળી શાખે, તારકે શ્યામ નીડમાં,
ચંદની-જુઈ-હિન્ડોલે- ઝંખને ભાત ભાતનાં !

કાલના નિધિને આરે, યુદ્ધના શંખ-નાદમાં,
શાન્તિનાં સ્પંદને સંગે, નિસર્ગે, અવકાશમાં,
ઊર્ધ્વ કો પંખીનાં ગાને, ઝરણાં-સંગ ખેલને,
સુણ્યો છે મીઠડો તારો પ્રીતે શબ્દ નિગૂઢ મેં !

પુષ્પના રંગીલા હાથે પરાગો તાહરા ઝીલ્યા;
નેત્રને કિરણે તારે સૂરમા અન્તરે ભર્યા !
સ્વર્ગની ગરિમા તુચ્છ તાહરી માત્ર યાદમાં;
નારકી યાતના વચ્ચે પ્રસન્ન તવ પાસમાં !

મિલને, વિપ્રયોગે વા, રટણા એક માહરી;
સત્ત્વ તું હે ! સખા મારું, છાયા સૌ માત્ર તાહરી !

## એક કાવ્ય □ રમેશ પટેલ

વરસાદી
સાંજ - સવારે
મોર
કળા કરતો હોય
ત્યારે
જે પ્રતિબિંબ
અંબર અરીસે દેખાય
તેને આપણે-
ઈન્દ્રધનુ કહીએ છીએ !

□ જયા મહેતા

ડહોળાયેલા દરિયાને જોરશોરથી ઊછળતો જોઈને
યાદ આવે છે
જીવવા માટેના મરણિયા પ્રયાસો કરતા માણસો

અને એ માણસોને જોઈને યાદ આવે છે
સુક્કા પટના વેકરા વચ્ચેથી ક્ષીણકાય વહેતી નદી

અને એ નદીને જોઈને યાદ આવે છે
ઘેરાયેલાં વાદળ વચ્ચે ચમકી જતી વીજ

અને એ વીજને જોઈને યાદ આવે છે
રણવચાળે આકર્ષતી મૃગજળની રમણા

અને એ રમણા જોઈને યાદ આવે છે...
શું આદિ શંકરાચાર્યે આ રમણા જોઈ હશે ?

## આંસુને □ ભરત ભટ્ટ "તરલ"

આંસુને શેરી હશે ને ઘર હશે
એટલે દેખાવમાં સુંદર હશે !
કેટલાંયે કામ કરતાં હોય છે,
આંસુઓને કેટલાયે કર હશે !
એટલે પાછા કદી વળતાં નથી.
આંસુઓને સાંકડાં પણ દર હશે !
કોઈ પણ ઘાયલ બને છે જોઈને,
એમની પાસે ઘણાંએ શર હશે !
પાળિયા જેવી નજર જ્યાં સ્થિર છે,
આંસુઓ ત્યાં ભાંગતા પાદર હશે !

## દ્વિદલ ▢ જયા મહેતા

ગૌતમી ફરી વળી દ્વારે દ્વારે જેમ પવન
આંસુની અવેજીમાં દરિયા ઓછા પડયા.

▢

અંધકારની એકલતાને ધાર કાઢતા
ટમટમતા'તા આકાશે અગણિત તારા

▢

સુંવાળું સુંવાળું થરકતાં તૃણ
નીચે સળવળતા લીલા સાપ.

▢

સમુદ્રકાંઠે નગર સૂતું જુએ સપનાં
મોજાંની થપાટો ઝીલતો કિનારો પગે

▢

મોરલા કરી કળા ગયા ઊડી ઘડીકમાં
કેકારવ ઝૂર્યા કરે અટુલા આંગણે

## ઉન્નત ▢ નલિની માડગાંવકર

કેડી પરથી એ ધીમે ધીમે ઉપર આવી,
કવિતાની ઊર્ધ્વગતિની જેમ.

કાંઠાના પથ્થરોને સુંવાળા બનાવતું
પહાડી નદી જેવું એનું ખળખળતું રૂપ, ચહેરા પર દેવદારુનો વૈભવ;
આંગળીએ બટમોગરા જેવો દીકરો.

હાથની છાજલી કરી એણે
પહાડના શિખર ભણી જોયું
અને...
શિખર પર ઓગળતો બરફ
અચાનક થંભી ગયો.

## દોસ્તીની યાદ □ નીતા રામૈયા

સૂતેલી
દોસ્તીની
યાદ
મારી પથારીમાં
માંકડનો ચટકો
થઈને
રખડયા
કરે છે
ખરે છે
ઉલ્કા
થઈને
મારે ઊંબરે
રાખ રાખોડી
યાદ
દોસ્તીની
ખૂટેલી
તૂટેલી
દોસ્તીની
યાદ
મારા લોહીમાં
બાવળનું ઝડિયું
થઈને
ભટક્યા
કરે છે.

## નારી □ નલિની માડગાંવકર

હું નારી,
નખશિખ નારી.
પણ...
નારીમુક્તિનો ઝંડો હાથમાં લઈ
મારે સૂત્રો પોકારવાં નથી.

કહેવાતા પુરુષશાસિત સમાજમાં નામની ખેવના રાખ્યા વગર,
સંસારનાં અનેક ક્ષેત્રો એક પછી એક મેં સર કર્યાં છે.
ઘરની ચાર દીવાલને એક ફૂંકથી ઉડાડવાની શક્તિ મારામાં છે.
ઊંબરો ઓળંગવાનો મને ભય નથી,
મારી લક્ષ્મણરેખા હું જ દોરીશ.
પ્રેમ સિવાય બીજું એકેય બંધન સ્વીકાર્યું જ નથી
તો પછી
મુક્તિ માટે બૂમાબૂમ શું કામ કરું ?

મારી બાંધી મુઠ્ઠી રહેવા દો,
એ ખૂલશે તો
એમાંથી સરી પડનારા
રાજાઓના મુગટ અને મુદ્રિકાઓના
ખણખણાટ
તમે સહન નહીં કરી શકો.

પ્રકૃતિદત્ત અધિકારોને ઉવેખ્યા વગર
ગમતું કામ કરવાથી
કે ઘરની સાથે પુરુષના મનની સફાઈ કરવાથી
હું થોડી 'ગુલામડી' બની જવાની છું !
સાત ફેરા હું એકલી થોડી ફરી છું !

બ્રહ્માનું સર્જનકાર્ય માથે લીધું,
વિષ્ણુને મોહિનીરૂપ લેવડાવ્યું,

શંકરને નમાવ્યા,
બોલો,
હવે કાંઈ પૂછવું છે!

પતિ સાથેના હર્યાભર્યા સંસારને
અધિકારોની ખેંચતાણમાં વિખેરવો નથી.

હું જીવીશ વૃક્ષની જેમ-
ફૂલોની સૌરભ પાથરીને,
પંખીનો ટહુકો સાચવીને,
આકાશનો મંત્ર ઝીલીને...

હું નારી
નખશિખ નારી.

□ સુરેશ દલાલ

ખૂબ થાક્યું છે શરીર
અને આ ખૂબ થાક્યું છે મન;
કોણ કોને થકવે છે
એની નથી મને સમજણ.

વાત કરવાનો થાક અને મૂંગા રહેવાનો થાક
ક્યાંય કશું કૈં જીવને મારા ગમતું નથી જરાક
ઊભા રહેવું કે ચાલતા થવું:
ચરણને એ જ વળગી મૂંઝવણ.

દૃશ્યો પસાર થાય: છતાંય આંખ ઉદાસીન એવી:
જીભ વિના આ કથા કહોને કોને જઈને કહેવી:
તરસ અને પાણીને જાણે
કોઈ નથી સગપણ.

## તૃષ્ણા ! □ શ્રીકાંત વર્મા □ હસમુખ દવે

વસંતસેનાને જેણે ભાંગી નાખી
એ હતી તૃષ્ણા !
વસંતસેનાને જે ભાંગી નાખશે
એ પણ હશે તૃષ્ણા ! છુટકારો પામી ન શકી
વસંતસેના
તૃષ્ણા હોય છે જ એવી !
બચે તૃષ્ણાથી
જો સંભવ હોય
તો,
તમારા પોતાનાથી પણ !
તમે જ તો રટ લગાવી રહ્યા હતા,
વસંતસેના !
વસંતસેના !!

□ 'કુરબાન'

તુઝે વો બેવફા હમ જિન્દગી કા આસરા સમઝે
બડે નાદાન થે હમ હાય સમઝે ભી તો ક્યા સમઝે

દિલ વો કાફિર હૈ કિ મુઝકો ન દિયા ચૈન કભી
બેંવફા તૂ ઇસે લેકર પશે[illegible] હોગા

## ઈન્દ્રજાળ □ શ્રીકાંત વર્મા □ હસમુખ દવે (હિંદી)

શ્રીવાસ્તી નગરીમાં દેવદત્ત બ્રાહ્મણની હત્યા થઈ !
યવન નહીં
શૂદ્ર નહીં
દસ્યુ નહીં
દેવદત્ત બ્રાહ્મણની દેવદત્ત બ્રાહ્મણને હાથે હત્યા થઈ !
બન્ને બ્રાહ્મણ હતા,
બન્ને ભાઈઓ હતા,
બન્ને વિધુર હતા,
દેવદત્ત ઘરમાં રહેતો કે
ઘરની બહાર જતો !
દેવદત્તને દેવદત્ત
દેવદત્ત દેવદત્તને
દેવદત્ત કહેતો.
એક દિવસ
દેવદત્તે દેવદત્તને કહ્યું
પાડું છું બૂમ કૂવામાં
દેવદત્ત,
દેવદત્ત ! દેવદત્ત કૂવો
દેવદત્ત તું છે એક કૂવો
માત્ર પડઘાય છે
દેવદત્ત,
કૂવો છે કે દેવદત્ત,
નિર્ણય તો ઊતરી ગયો કૂવામાં !
ક્યારેક દેવદત્ત !
ક્યારેક કૂવો !
પડી બૂમો !!

શ્રીવાસ્તી નગરીમાં
દેવદત્ત
દેવદત્ત દેવદત્ત હતો
કે કૂવો !?

## માણસ અને માણસાઈની વચ્ચે ☐ જયન્ત પાઠક

આ ક્ષણે તમાચો ખાવા ગાલ ધરું છું
ને બીજી ક્ષણે તમાચો મારવા હાથ ઉગામું છું;

ચાલતો ચાલતો ક્રોસ સુધી આવું છું
ને પછી સીફતથી સલામત રસ્તે વળી જાઉં છું;

તકાયેલા તમંચા સામે છાતી ખુલ્લી કરું છું
ને ધસી આવતી ગોળીને પીઠ ઉપર ઝીલું છું;

રસ્તા વચ્ચે વેચાવા ઊભો રહું છું
ને સહેલાઈથી નરો વા કુંજરો વા કહી દઉં છું;

ગટરને કિનારે બેસી અત્તર વેચું છું
ને ગંગાને કાંઠે વસી ગંદકી કરું છું;

રાગના પ્યાલામાં દ્વેષ પીઉં છું
ને એમ
માણસ ને માણસાઈની વચ્ચે જીવું છું.

## મુક્તક ☐ બકુલેશ દેસાઈ

કોરા કાગળની કરડાકી
ને લાગણીઓ ગભરુ પાછી,
ઉત્સવ છે ભીની આંખોનો
પણ આંગળીઓ અકડું પાછી!

## The Way of All Flesh □ Jayant Pathak

The Spring !
Boughs blossom,
Bees hum like a low-string !
Rains Come
Rivers run mad mud-clad
Foamy Waters overflow-ecstasy !
And Then The change :
-Call it sad, call it strange-
Flowers droop and drop
Rivers run low and stop...
Life an innocent child–

Is lured to play by death
In its inviting lap
-The surest trap...

## હવે □ મનસુખ નારિયા

(ગઝલ)

હવા ખરીદવી પડે શહેરમાં હવે.
લે-વેંચ શ્વાસની થશે જાહેરમાં હવે.

પ્રસંગો આ શહેરમાં ભૂલી ગયા પછી-
યાદો દટાઈ ગામના ખંડેરમાં હવે.

સાંધી ચલાવવાના પ્રયત્નો તો વ્યર્થ છે-
ફાટી તૂટેલી જિંદગી પહેરમાં હવે.

મેવાડી આંખો છે બધે ઝેરીલી છે નજર
મીરાં જીવી શકે નહીં એ ઝેરમાં હવે.

સૂરજનો અર્થ ઊકલી શક્યો ના એટલે-
સત્તા છે મીણબત્તીની અંધેરમાં હવે.

## ઘાસ □ યોસેફ મેકવાન

કશીયે
કોઈનેય ન થાય જાણ...
એમ છાનું માનું- અચિંત
ઊગે ઘાસ
ઊગે ને પછી વિસ્તરે !
પાણીનો જરીક સ્પર્શ જમીનને,
કે બસ, ઊગ્યું જ સમજોને !
તમે કદી ધ્યાન પરોવ્યું છે
તમારા ઘરની આસપાસ... મેદાનોમાં...
ક્યાંક....ક્યાંક-
અરે ! વર્ષાઋતુનો તો માળો જ બની જાય છે મેદાન !
સુંવાળો... લીલોલીલો...
આપણી ઇચ્છાઓ જેવો-
ઓહ ! ઇચ્છાઓ ?
પળે પળે છાનુંમાનું
અચિંત ઊગે ઘાસ
ઊગ્યા જ કરે ઊગ્યા જ કરે...
મને ખ્યાલે ન આવે એમ
તુચ્છ લીલાં તરણાં...
સતત
આંખ વચ્ચોવચ્ચ
જુઓ, દેખાય છે ?

□ 'જિગર'

બતાઓ ક્યા તુમ્હારે દિલ પે ગુજરે
અગર કોઈ તુમ્હીં સા બેવફા હો

# હું આવું, દોસ્ત ! □ યોસેફ મેકવાન

પીળા પડી ગયેલા તડકાને
પાંપણોની ધાર પરથી ખંખેરતો
આખ્ખી ને આખ્ખી મોસમનો પ્હાડ ઊતરી
લાગલો જ ચાલ્યો આવું છું, દોસ્ત !

પરીની વાર્તાનું સુગંધીદાર મોત
ખરી ગયું છે
રડવુંયે ન આવ્યું કે હસવુંયે ન આવ્યું !
અંધકારનો કાટ ચડેલા શબ્દો
હવે ઉજમાળા બન્યા છે લોહીમાં ઘસાઈને
ક્યારેક લાગે છે-
ઝગમગતા ઝાડનું ઝૂમખું હું ન હોઉં !
-ત્યારે રાત્રીની વિરાટ ગહનતાની ચીસ
સાંભળું છું.
ને રણકી ઊઠું છું
ને પવનની પગથીઓ પરથી ગબડતો- સરકતો-
ઊભો થઈ ચાલું છું તડકાની ધાર પર
ને ત્યાંથી
લાગલો જ ચાલ્યો આવું છું દોસ્ત !
એય, સાંભળે છે કે ?

□ 'ઉમ્મીદ'

વો બેવફા કહેં મુઝે જિસસે વફા કરું
મૈં બદનસીબ અપને મુકદ્દર કો ક્યા કરું

# યાદ તારી તારી યાદ □ પ્રવીણ હરાણી

તુ અહીં છે એક બસ એ કારણે,
વાટ જોતી યાદ તારી... બારણે !

આપણા હોવાપણાની હૂંફ લઈ;
કોણ તારી યાદનું ઈંડું જણે ?

મોં વકાસી હું તને જોતો રહું;
(ને) યાદ તારી બેધડક ચૂંટી ખણે !

કાશ તારાથી મને સંતાડવા....,
તું જ તારી યાદનો કિલ્લો ચણે !

ટેવવશ, દસ્તક વગર આવ્યા પછી;
લઈ નોંધ, "તારી યાદ" ઉચાળા ભણે !

## □ રમણીક સોમેશ્વર

તાણ સતત તાણ લઈ જીવું છું
વેદનાનું હું પરિમાણ લઈ જીવું છું

સાવ લાગું છું તને શાંત સપાટી ઉપર
લોહીમાં કેટલાં રમખાણ લઈ જીવું છું

જીવનને કોઈએ સાગર કહ્યું એ વેળાથી
હુંય કાંઠે તૂટેલું વ્હાણ લઈ જીવું છું

હોય મારામાં, તમારામાં, કોઈનામાં પણ
રોજ ઘટનાઓ કચ્ચરઘાણ લઈ જીવું છું.

ફક્ત સચવાયલી છે દંતકથાઓમાં જે
એ હવડ વાવનું ઊંડાણ લઈ જીવું છું.

# શેરડીનો સાંઠો □ ગ્રેસ નિકલ્સ □ નીના રામૈયા

(ગુયાના)

૧

શેરડીનાં સાંઠા વિશે
કશુંક છે

તે દેખાય છે
તેવો નથી-

ઉદાસીન કઠોર
અને પડછાંથી ઢંકાયેલો

તેના ફરકતા હાથ
મદદ માગતી નિશાની છે

તેની ચામડી જાડી
પોતાની
અંદર રહેલા
રસને માત્ર રક્ષણ
આપવા માટે

૨

તેનો રંગ
પાકે ત્યારે
કમળો
થયો હોય તેવો

ટાઢિયો તાવ આવ્યો હોય
તેમ તે થથરે છે
વરસાદ પડે ત્યારે

તે પીડાય છે
પેટના દુઃખાવાથી
ધખધખતા તાવ
અને સનેપાતથી

વાવાઝોડું
ત્રાટક્યા
પહેલાં જ
તે સાવ બટકી જાય

૩

ઉછેર
તે એક કળા છે
જેના ઉપર
પોતાનો કંઈ અંકુશ નથી

એ તો આપણે
તેને કેળવીએ અને
જાળવીને મોટો કરીએ

ધરતીમાં
ખોડીએ
સૌથી પહેલાં તો

અને પછી જ્યારે
એ ઊંચો વધે

સૂરજ
અને વરસાદની
મદદથી

ત્યારે આપણને
જરૂર જણાય
તેનામાંથી જીવન

મરડી કાઢવાની

કોઈ પણ રીતે તે ઊગરી ન શકે

૪

ધીમેથી
દર્દ-
ભરી રીતે
શેરડીનો
સાંઠો
ધકેલે છે
પોતાના
ગઠાયેલા
સાંધાને
ઉપર તરફ
ધરતીની
ભીતર-
માંથી
ધીમેથી
દર્દ-
ભરી રીતે
તે
શીખવા
લાગે છે
નર્યું
સત્ય
પોતાના
વિશેનું
પોતાના
નામે
કોઈએ
કરેલા
અનેક
ગુના વિશેનું

૫

તે પોતાનો પડછાયો
ધરતી ઉપર પાથરે છે

હવા છે
તેની એક માત્ર પ્રેયસી

હું બંનેને સાંભળું છું
હળવા અવાજે
સળવળતાં

પ્રેયસી ખળભળાવી મૂકે છે
તેની સખત ચૂપકીદી

પંપાળતી
આંગળી પસવારતી
વ્હાલ કરતી
તેની પૂરી લંબાઈને
લાજ શરમ વિના
હું ટૂંટિયું વાળીને બેસું છું
બંનેની નીચે
ચૂપચાપ

## □ જયા મહેતા

આ પતંગિયું
ફરી પાછું આમ કર્યા કરે છે
ઊડાઊડ
મારી આંખ સામે
રંગોને નચાવતું
નાનકડી પાંખો ફફડાવતું
ન ચીસ ન કિલકારી
ન સીટી ન ટહુકો ન ત્રાડ
ન ગુનગુન ન ગુંજારવ
ન જરીકે અવાજ
આ પતંગિયું
ફરી પાછું આકર્ષ્યા કરે છે
મારી નજરને
હવામાં રંગછોળ પાથરતું
બારીક નકશીદાર ઉપસાવતું
ભાત
મૂંગું, નીરવ, નિર્ભય, વળી
ચંચળ, કોમળ, સુંવાળું
નાજુક ઝીણું મ્હોરેલું ને
અતિમાન
વણથંભ્યું
આ પતંગિયું
ક્યાં સુધી આમ
ભમાવ્યા કરશે
મારી દૃષ્ટિને...
પતંગિયાની જેમ

## □ જયા મહેતા

દરિયાકાંઠે બાંધેલી ફૂટપાથ પર
કબૂતરટોળાં ચણે છે નિરાંતે
કોઈ દાનવીરની દયા પર
ખુશખુશાલ
ભૂલી ગયાં છે
નિજી પાંખોનો ફફડાટ
અને ભૂલી ગયાં છે
નિજી આંખોનું તેજ
ચણે છે નિરાંતે
ને લગાવે છે ચક્કર
વિધાનભવનો ને
સંસદભવનના
ગોળગોળ મકાન ફરતાં
આ કાબરચીતરાં
કબૂતરટોળાં.

# ત્રણ વૃક્ષકાવ્યો □ નગીન મોદી

૧

આ માટીની કાયા
એટલે
એમાંથી પ્રગટયું એક વૃક્ષ
પગમાંથી ફૂટયાં મૂળ ને ખોડાઈ ગયો જમીન પર
હાથ તો જાણે શાખા ને આંગળીઓ પ્રશાખા
એના પર લીલુડાં પર્ણો અપાર
પર્ણોનો મધુર મર્મર ને વિહંગનો કલરવ
મૂળસોતી ઉખેડી મારી જાતને
મંડયો નાચવા
વિહંગ કહે : ભાગો ભાઈ ભાગો
આ કંઈ વૃક્ષ નથી, માણસ છે માણસ.

૨

કહે છે ઋષિ બીજા અવતારે
વૃક્ષ બની મુક્તિ પામે છે.
પણ હું તો
પૂરો પાધરો માણસેય નથી
રે તો વૃક્ષ બની અવતરવા
જન્મોજન્મ રાહ જોવી જ રહી!

૩

અલ્યા ભગલા,
તું કનસાડ જાય છે ત્યારે
મારાં ખોરડાંની સામેના ખખડધજ
વડને મારા વતી ખબરઅંતર પૂછજે.

વાડાની આમલીના બેત્રણ દે'ક
લેતો આવજે– પાછો આવે ત્યારે.
આરસપીપળો હમણાં તો ફૂલ્યો-ફાલ્યો હશે,
એના ફળની ચકરડી બનાવી આપણે ફેરવતાં
તેય લેતો આવજે
છોકરાં રમશે.



Above: Alun Lewis

Below: F.T. Prince

Above: Sidney Keyes

Below: John Heath-Stubbs

पाकोळ्या -

इतके जवळ असून
आपण एकमेकांत, एकमेकांचे आहोत
असं थोडंच आहे?
पाकोळ्या फडफडाव्यात
तशी दोन शरीरात दोन मनं तडफडणारी,
आणि आपण दोघं दोन दगडी किल्ले
एकमेकांसमोर ठोकठोक उभे असलेले,
कधीमधी किल्ल्यात फुलतात भुईचाफ्याची झाडं
पण ऋतुमान पाहून!
झाडं फुलतात;
पाकोळ्या मात्र केव्हाच उडून गेलेल्या असतात
किल्ल्यांच्या झरोक्यातून;
तरीही किल्ले मिरवत राहतात
एक दगडी हास्य चेहऱ्यावर

-

पद्मिनी बिनीवाले

ભગલા,
તળાવની પાળ પરના વડની વડવાઈઓ પર
હજીય વાનરસેના પકડદાવ રમે છે ખરી ?
ખરા બપોરે ગામગોવાળું હજીય
વૃક્ષ તળે બેસી નિરાંતે વાગોળે છે ખરું ?
ખેતરને સેઢે ઊભેલા મનજીકાકાના આંબા પર
છોકરાં હજીય પથ્થર ફેંકે છે ખરા ?
ચણી બોર વીણવા વગડાનો રખડપાટ
ભગલા, તારાં છોકરાં કરે છે ખરાં ?

હું તો વતનથી સાવ ઊખડી ગયો છું, ભગલા !
આવતા જન્મારે ગામમાં જ ઝાડ બનીને
ગમે તે- વડ, પીપળો, આંબલી, મહુડો, આવળબાવળ,
પીલવણ, છેવટે મણીકંદાર થઈને
ગામ વચ્ચે ખોડાઈ રહું તેવી માનતા
ગામના મામાદેવ પાસે રાખીને
આટલો પરસાદ ચઢાવજે, ભગલા, હોંકે ?

□ ગિરીશ મકવાણા

શક્યનાઓનાં પીંછાં ખૂટી ગયાં,
ને અધૂરો મોર તારી યાદનો

હું ઉદાસીથી ભીંનો થોળ્યા કરું,
સૂર્ય તો ઊગ્યા કરે અવસાદનો.

આપણે મળશું કદીનો કોયડો,
ગૂંચવ્યો છે કોઈએ આબાદનો.

વિસ્તરે છે ઝંખનાનાં રણ છતાં,
ક્યાંય ઓછાયો નથી વરસાદનો.

## □ કુમાર પાશી □ સુશી દલાલ

(ઉર્દૂ)

બે જ રસ્તા છે
કાં તો અમે મુકાબલો કરીએ
ભલે માર્યા જઈએ
અથવા ચૂપચાપ હાર માની લઈએ
હથિયાર ન ઉઠાવીએ

બે જ રસ્તા છે :
કાં તો સમજી લઈએ
આપણો કોઈ ધર્મ નથી
અથવા તો જે ઘરમાં જન્મ્યા છીએ
એ ધર્મનું
ચુસ્તપણે પાલન કરીએ
આપણી ચામડી ઊતરડવા દઈએ

બે જ રસ્તા છે :
કાં તો મંદિર, મસ્જિદ, દેવળ, ગુરુદ્વાર
બધું તોડીફોડી નાખીએ
કાં તો એને માટે
બધાંનાં બૉમ્બ ભરેલાં કાંડાં મરડી નાખીએ

બે જ રસ્તા છે
પણ ના-
રસ્તો માત્ર એક જ છે
આપણે બધા વમળમાં ફસાયા છીએ
ડૂબવાનું તો છે જ
પણ જીવતા છીએ ત્યાં સુધી
જોર જોરથી
ચપ્પુ ચલાવવું જ છે.

## □ રમેશ પટેલ

શિશુના
ગરબડિયા હાથે
સ્લેટમાં જે
લખાયું હોય છે
તે-
ઈશ્વરનું જ નામ હોઈ શકે !

# ચાર કાવ્યો □ જયા મહેતા

જરૂર

એક દિવસ આ ભારેખમ જંજીર તૂટશે
સહરાનો આ રઝળપાટ પૂરો થશે
હવાની તાજી લહરથી બારણાં ખૂલી જશે
કોઈકનાં પગલાંના અણસારા આવી રહ્યા
છે

□

મોતની છાયા નીચે
જિંદગીની આ ઝલક
તૂટેલી વાડની વચ્ચે
ફૂલની મહેકે ચમક.

ઝળહળી ઊઠે છે
એક એક તાંતણો
વસ્ત્રનો.

□

વસ્ત્રનો એક એક તાંતણો
ધીરેધીરે છૂટો પડવા માંડે ત્યારે
સોયદોરા થાગડથીગડ
ઊડી જતા રંગને, ઝાંખી થતી ભાતને
જાળવી શકતાં નથી

અનંત દિવસોનો સથવારો લઈને
એક ક્ષણ આવે છે વાવાઝોડું થઈને
હવાનાંયે સ્પંદનો ઝીલવા
અસમર્થ
વસ્ત્ર
નિશ્ચેષ્ટ
તાંતણાંનો ભારો
આંસુઓથી
અસિક્ત અલિપ્ત
અગ્નિને સમર્પિત

□

ગઠરી છોડીને
મુકામ ઉઠાવી લેવાની
ક્ષણે
થીજી ગયેલાં જળની જેમ
સમય સ્થિર થઈ જશે
અને
વિશાળ ઊંડા ઊછળતા અફાટ
સમુદ્રમાં
એક મોજું
હવામાં ભળી જતા
શ્વાસની જેમ
વિલીન થઈ જશે
ત્યારે અનેકાનેક જાળાં વીખરાઈ જઈને
થશે
અરૂપ દર્શન ?

## વંચનાનું ગીત □ રાજીવ સકસેના
(હિંદી) □ નિરંજના સટ્ટાવાલા

હું સમજી લઉં ભગવાન મારી જાતને ક્યારેક
તો માફ કરજો મને સાથીઓ,
મને ક્ષમા કરજો.

એકાદ વંચના તો જોઈએ જ
જીવવાને માટે
મારો મોહ છીનવી ન લેતા.

પરંતુ, મારા સમ છે,
તમે સમજી ન લેતા
મને દિવ્ય દૂત
અપરાધોથી બચી શકશે શું
ક્યારેય માનવ-સૂત ?

હાં, ક્યારેય વિશ્વાસની એટલી કસોટી ન કરતા
કે જીવાદોરી પણ તૂટી જાય
શ્રદ્ધા અને અશ્રદ્ધાની
વચ્ચે એવું સમતુલન આપો
જેવું રાત-દિવસ વચ્ચે પરોઢ !

## □ કુમાર પાશી □ સુશી દલાલ
(ઉર્દૂ)

આ મકાનમાં
તડકાની એક મચ્છરદાની હતી

આ મકાનમાં
ચાંદનીનું એક છજું હતું

આ મકાનમાં
એક દુઃખ હતું

આ મકાનમાં
એક ખુરશી હતી

આ મકાનમાં
એક ગીત હતું

આ મકાનમાં
કદાચ હવે
કોઈ બીજું મકાન છે.

## □ મુકુલ ચોકસી

ઉન્માદ! કહે ને કઈ છે દિશા જ્યાં ઉજાસ છે
દસ દસ દિશામાં સામટો જારી પ્રવાસ છે.

શ્વસતાં જો આવડે તો એ શ્વાસોચ્છ્વાસ છે
બાકી તો અમથા આ બધા પ્રાસાનુપ્રાસ છે.

હરએક પાસે એક-બે સપનાંઓ ખાસ છે
જીવતર એ શોધી કાઢવા થતી તપાસ છે.

બંનેને એક સાથે શી રીતે જીવી શકાય?
અંદર કશુંક છે ને કશુંક આસપાસ છે.

અહીંયા મિલનમાં સર્વથી નોખા હિસાબ છે,
આજે પૂનમ તો આવતી કાલે અમાસ છે.

## □ मुकुल चोकसी □ जशवंती दवे

(गुजराती काव्यम्)

उन्माद! वद सा का दिशा यस्यां हि प्रकाशः
दशदिक्षु सममेव सन्ततः प्रवासः।

श्वसितुं यद् जानाति ननु, तदेव श्वसितम्
अन्यथा तु सर्वमिदं प्रासानुप्रासम्।

स्वप्नाः सन्ति प्रत्येकस्य केचित् विशिष्टाः
आयुश्च तेषां प्राप्त्यर्थं अस्ति मार्गणा।

द्वे अपि एकदैव कथं जीव्येत?
अंतः किंचित् अस्ति किंचित् अस्ति च परितः।

संमिलने अस्ति इह भिन्ना हि गणना
अस्ति अद्य पूर्णिमा श्वो विद्यते अमा।

## લ્હેરાતો લીલો ઝણકાર □ સંજુ વાળા

ચપટીભર ઝરમરતું ચોમાસું ચાખ્યું ત્યાં છાતીના ડૂમાનો ભુક્કો
લ્હેરાતો લ્હેરાતો લીલો ઝણકાર જ્યાં કંઠમાં દુક્કાળ હતો સુક્કો
છલકાતા ધોરિયાના કાંઠાની કેળ જેમ કૂણી કૂંપળ રાજ ફૂટતી
મખમલિયા કાપડની રેશમની દોર આજ બાંધું-બાંધું ને ફરી છૂટતી
"ગ્હેકે માજમ રાતના હથેળીયુંના મોર
મેલ્યો છૂટો દોર જીવ પહોંચતો જાળિયે"
ઝૂલણાના હિલ્લોળે હીંચકતું મન : લાજ મૂકી ઉછાળતું મુક્કો
લ્હેરાતો લ્હેરાતો લીલો ઝણકાર....
આંગળીના ટચકારે તૂટે અભાવ વહે રોમ રોમ હિમાળુ વાયરા
ઊગ્યાનું નામ કાંઇ જાણું નહિ તોય મારી આંખ્યુંમાં હરિયાળા ડાયરા
"લોહીમાં ઘોડા દોડતા છાતીમાં પછડાટ
ઢોળાતો તલસાટ આકળ-વિકળ ઊંબરે"
ઝીલી ઝિલાય નહીં ભીતરની ભીંસ : હવે છાતીની સરવાણી ડૂકો
લ્હેરાતો લ્હેરાતો લીલો ઝણકાર....

## □ સુરેશ દલાલ

વૈશાખના ભરબપ્પોરે
દિલ્હીની સડક પર ઊભાં રહેલાં
ગુલમ્હોર અને ગરમાળો
એકમેકને પૂછી રહ્યાં હતાં
કે આ લોકો
રસ્તાને પણ એરકન્ડીશન્ડ કરશે
તો આપણું શું થશે ?

આના કરતાં
તો ચલો, આપણે
બીજા કોઈ જંગલમાં જઈએ
જ્યાં
માણસના હાથ-પગ ન પહોંચે.

## મરણ સમીપે □ સુરેશ દલાલ

આંખ તો મારી આથમી રહી
કાનના કૂવા ખાલી
એક પછી એક ઇન્દ્રિય કહે :
હમણાં હું તો ચાલી

શ્વાસના થાક્યા વણજારાનો
નાકથી છૂટે નાતો
ચીમળાયેલી ચામડીને હવે
સ્પર્શ નથી વરતાતો

સુક્કા હોઠની પાસે રાખો
ગંગાજળને ઝાલી
એક પછી એક ઇન્દ્રિય કહે :
અબઘડી હું ચાલી

નસના ધોરી રસ્તા તૂટયા
લોહીનો ડૂબે લય
સ્મરણમાં તો કાંઈ કશું નહીં
વહી ગયેલી વય
પંખી ઊડયું જાય ને પછી
કંપે જરી ડાળી.

□ સુરેશ દલાલ

કેટલાંયે જન્મની
આ સાધના જાણે ફળી
તારી હથેળીમાં મને
બ્રહ્માંડ મારું ગયું મળી.

# ઝાડને ખતમ કરવા વિશે

(ભારતીય અંગ્રેજી)

□ ગીવ પટેલ
□ અનુ. નીના રામૈયા

ઝાડને ખતમ કરવું હોય તો ઘણો સમય જોઈએ,
છરીના એકાદ છરકાથી
કામ નહીં પતે. ખીલી આવ્યું છે
ધરતીને આરોગતું હળવે હળવે,
તેમાંથી બહાર ઊગી નીકળતું, ધરતીના
પોપડાને ખાતું, વરસોનાં વરસ
સૂર્યતેજ, હવા, પાણી ચૂસી લેતું,
અને તેના ખરબચડા કાબરચીતરા પડખાવેથી
પાંદડાં ફણગાવતું.

તો છેદવા ઉડાડો, વાઢી નાખો
પણ એટલું જ પૂરતું નથી.
આટઆટલા શ્રમ પછીયે કામ પાર નહીં પડે.
લોહી નીગળતી છાલ રુઝાઈ જશે
અને ધરતીની નજીકથી
લીલી ગૂંચળિયાળી ડાળખીઓ ઊગશે,
શાખાઓની નાની પ્રતિકૃતિ
ગફલતમાં રહ્યા તો ફરીથી ફેલાઈ જશે
અગાઉના કદમાં.

નહીં,
મૂળ ખેંચી લેવાં પડે-
જકડી રાખતી ધરતીમાંથી;
દોરડું બાંધવું પડે,
અને તાણી કાઢવાનું- ઝટકો મારીને
અથવા આખેઆખું ઊંચકી લેવાનું
ધરતીની ગુફામાંથી
અને ઝાડના તાકાતવાન હાર્દને છતું કરવું પડે,

તેનું ઉદ્‌ગમસ્થાન, સફેદ અને ભીનું,
અત્યંત સંવેદનશીલ, છુપાયેલ
ધરતીની ભીતરમાં વરસોથી.

અને પછી તો
સૂર્યમાં હવામાં,
બળીઝળીને સુકાવાનું ગૂંગળાવાનું
ભુખરાવાનું, સખતાવાનું,
ઠરડાવાનું, કરમાવાનું,

બસ, પછી ખતમ.

## □ કુમાર પાશી □ સુશી દલાલ

(ઉર્દૂ)

આંધી આવી
અને અમારાં કપડાં ચોરીને લઈ ગઈ
અમે ચૂપ રહ્યા

પૂર આવ્યું
અમારા અનાજ ભરેલા કોઠાર ઉઠાવ્યા
અને ચાલવા માંડયું
અમે ચૂપ રહ્યા

તોફાન આવ્યું
એણે પૂછયું :
તમે લોકો બોલતા કેમ નથી
અમે કંઈ કહેવા ઇચ્છયું ત્યારે
અમારી જબાન છીનવી લેવાઈ

સંકોચથી
હવે અમે કંઈ નથી કહેતા
ચૂપ રહીએ છીએ.

## વરસાદમાં □ જયન્ત પાઠક

પહાડોમાં પડયો છે ધોધમાર વરસાદ નદીમાં આવ્યાં
છે પાણી
નવાં તાજાં ડ્હોળાં ડ્હોળાં
મોજાંમાં પ્હાડ અને ઝાડ લાવ્યાં તાણી
ઉન્માદ ! ઉન્માદ !
કાંઠાને કાપે છે ફીણિયા છોળો
ભેખડની પોચી માટી ધોવાય, ધસી પડે
કોતર પડે ઊંડાં ઊંડાં પ્હોળાં પ્હોળાં
વમળ ને ખળભળ - અકળાયાં જળ તણો
નિનાદ ! નિનાદ !
અડાબીડ વાદળાંની ભીડમાં
સુખદ કો પીડમાં
બલાકા ને રાજહંસ ઊડે નીરવપંખ
સારે
રામગિરિથી હિમગિરિનો આખોય પંથ
અનવધિ શાપ જેવો પ્રલંબ.....
વિષાદ ! વિષાદ !

□ કિશોર શાહ

જીવન અને મૃત્યુના
સમાંતર પાટે
દોડતો હું
ક્યાં છે 'Dead End.'

## ખ્વાબે -(ગઝલ) □ હેમેન શાહ

બંધ છે આંખ ને સામે કિતાબ જોઈ લો,
પૃષ્ઠથી નીકળી ગયા જનાબ જોઈ લો.

એ પછી રગ જુઓ કે રક્તદાબ જોઈ લો,
દિલધડક પણ જરૂર આજ ખ્વાબ જોઈ લો.

સામે પ્રસ્તાવ સ્વપ્નમાં મૂક્યો ગઈ કાલે,
આંખ મીંચો જો આજ તો જવાબ જોઈ લો

સાવ એળે નથી ગઈ પ્રણયની નિષ્ફળતા,
સ્વપ્નશ્રીનો મને મળ્યો ખિતાબ જોઈ લો.

રાત પૂરતો જ જો સીમિત રહે તો સારું પણ,
પ્રસરતો અંધકારનો નકાબ જોઈ લો.

બાઅદબ પાલખી ઉપર હતા હજી હમણાં,
ખાટલેથી નીચે પડયા નવાબ જોઈ લો.

## નદી □ જયન્ત પાઠક

આ વહી જાય - એક નદી
મેદાનોની માટીથી મેલી
વાંકાચૂંકા છંદે છકેલી
તરુઓને તાણતી, નૌકાઓને હાલમડોલમ કરતી
બાધાઓ ના જાણતી
વહી જાય.... દરિયા ભણી, દરિયા સુધી
ઊછળતાં સામસામે મોજાં
કપાઈ જતી ક્ષિતિજની પાતળી ધાર
પાણી ને આકાશ - બધું એકાકાર !
ઓહ !
કાંઠે રહ્યો રહ્યો
હુંય તે આ ક્યાંનો ક્યાં વહ્યો.... !

# ઘણી વાર એક વ્યથા □ સર્વેશ્વરદયાલ સકસેના
(હિંદી) □ સુશી દલાલ

ઘણી વાર એક સુગંધ
મારી પાસેથી પસાર થાય છે,
ઘણી વાર એક નદી
મારી સામે ભરાઈ જાય છે
ઘણી વારા એક હોડી
આવીને કિનારા સાથે ટકરાય છે.
ઘણી વાર એક ચીલો
દૂર સામે પારથી બોલાવે .છે.
હું જ્યાં હોઉં છું
ત્યાં જ બેસી જાઉં છું,
ઘણી વાર એક પ્રતિમા
ધૂળમાં બની જાય છે.

ઘણી વાર ચંદ્ર ખિસ્સામાં
પડેલો મળે છે,
સૂરજ ને ખિસકોલી
ઝાડ પર બેસીને ખાય છે,
ઘણી વાર દુનિયા
વટાણાનો દાણો થઈ જાય છે,
એક હથેલી પર
આખી બેસી જાય છે
હું જ્યાં હોઉં છું
ત્યાંથી ઊઠી જાઉં છું
ઘણી વાર રાત કીડીની જેમ
ધીરે ધીરે આવે છે

ઘણી વાર એક સ્મિત
ઠંડી હવાની જેમ ચાલે છે,
ઘણી વાર એક દૃષ્ટિ
કાનટોપી પહેરી લે છે
ઘણીવાર એક વાત
પર્વતની જેમ ઊભી થઈ જાય છે,
ઘણી વાર એક ખામોશી
મને કપડાં પહેરાવે છે
હું જ્યાં હોઉં છું
ત્યાંથી ચાલી નીકળું છું
ઘણી વાર એક વ્યથા
યાત્રા બની જાય છે.

□ ગિરીશ મકવાણા

આપણો સંબંધ મીઠા લય સમો,
મ્હેંકતી કૂંપળ ફૂટયાની વય સમો.

## આઇને - □ હેમેન શાહ

(ગઝલ)

રૂપની જે કંઈ છે સઘળી માન્યતા ખંડિત કરે,
જો પ્રસાધનગૃહનું દર્પણ સ્મરણ ગ્રંથિત કરે.

એક બીજું વિશ્વ યાને પ્હાડ, ઝરણાં ને નદી,
વ્યક્તિ સામે જોઈ ખુદની સીમા વિસ્તારિત કરે.

આયનાને આયનો હોવાનો ના કંઈ ગર્વ છે,
ક્યાં બધા પ્રતિબિંબ પર એ દસ્તખત અંકિત કરે ?

આયનો જન્મે પછી ક્યારેય પણ મરતો નથી,
પેઢી દર પેઢી અહમ્ સૌનો પરાવર્તિત કરે.

સાતમા આકાશમાં રહેવા જે ટેવાયો હતો,
કેમ દસ બાય આઠને આખું જીવન અર્પિત કરે ?

## Between the Lines

□ Jayant Pathak

Rain–drops on my window–glass
write in long lines that pass
the frame and flow on earth
– Bubbles of beauty, foam of mirth –
Words are strange and strange the script
Rhyme and Rhythm, all a–drift –
A poem where in something shines
(The meaning ! may be....) between
The lines !

## કુમાર પાશી □ સુશી દલાલ

(ઉર્દૂ)

અમે જે હોડીમાં બેઠાં છીએ
તે હવે ક્યાંય નહીં જાય

કિનારા પર વસેલા શહેરની
પળે પળે દૂર થતી
રોશની છે
અને ચારે તરફ
પાણી જ પાણી
હોડીની બહાર
હોડીની અંદર

જેટલું પાણી અમે બહાર ઉલેચીએ છીએ
એનાથી વધારે
હોડીમાં ભરાઇ જાય છે

મુન્નો પૂછે છે
શું હોડી ઘાટ પર પહોંચશે ?
અમે વગર વિચાર્યે કહીએ છીએ
હા, હા- જરૂર પહોંચશે

જોકે બધા જાણે છે
અમે જે નાવમાં બેઠા છીએ
ખરેખર
હવે તે, કોઈ ઘાટ
–નહીં પહોંચે.

## બાગે - □ હેમેન શાહ

(ગઝલ)

બાગને સરકારી પાબંદી હશે,
ધારું છું, ફોરમ તો સ્વચ્છંદી હશે.

એ જ છે નિષ્કર્ષ આખી રાતનો,
ગોઠવણ ઝાકળની ચુનંદી હશે.

આજ નિર્વાસિત, આ પીળા પાનની
એક વેળા લીલી બુલંદી હશે.

પાંખડીઓની સભા છે ફૂલમાં,
કોઈ ગમગીન, કોઈ આનંદી હશે.

બાંકડાનો એક પથ્થર કોતરો,
મૂક સ્પર્શો, અશ્રુઓ, બંદી હશે.

# હું જોતો હતો □ વેણુ ગોપાલ □ ધનવિદ્યા મહેતા
(હિંદી)

મેં કહ્યું- દીવાલ
તો એ ચોંકી ઊઠયો. બોલ્યો- કેટલી ખૂબસૂરત છે!
મને ભૂરો કે પીળો કે સફેદ રંગ બહુ ગમે છે.

મેં કહ્યું- એ તારા રસ્તામાં છે.
તે ફરી ચોંક્યો. થોડી વાર ચૂપ રહ્યો.
પછી બોલ્યો- રસ્તાની વાત જ ખોટી છે.
આ મારો દેશ કે સમાજ કે ઘર છે
કોઈ ગ્રાન્ડટ્રંક રોડ થોડો જ છે.

મેં કહ્યું- તું સમજ્યો નહીં
ખરેખર તો તું કેદ છે.

એ ત્રીજીવાર ચોંક્યો. પછી એના ચહેરા પર
આચાર્ય રજનીશ વિરાજમાન થઈ ગયા.
બોલ્યો- માનવમાત્ર કેદ છે. અને આપણે આ
સત્યનો સ્વીકાર કરી જ લેવો જોઈએ.

એ પછી માનવતાનાં સરસ સરસ ગીત ગાવા લાગ્યો
એ પાર્શ્વ સંગીતથી અજાણ
જે એના પગની બેડીઓથી નિષ્પન્ન
થતું હતું

હું જોતો હતો કે એ સુખી છે
અને દીવાલ- ખૂબસૂરત છે
અને હું- એની સાથે નથી. ન સુખબોધમાં
અને ન સૌંદર્યબોધમાં.

# એ શબ્દો બોલ્યો નહીં □ લૂઇ સેરનુડા □ સુરેશ દલાલ

એ શબ્દો બોલ્યો નહીં
માત્ર નજીક જ સરકયો
જિજ્ઞાસુ શરીર

જે જાણે નહીં કે ઇચ્છા એ પ્રશ્ન છે
જેનો જવાબ હોતો નથી
એક પાંદડું છે જેની ડાળી હોતી નથી
જે આકાશનું અસ્તિત્વ કદી હોતું નથી
એની નીચે એ દુનિયા છે.

વેદના તો એનો રસ્તો કાઢે છે હાડકાંઓમાંથી
નસોમાં એ એટલી ઊપસતી આવે છે
કે એ ત્વચાને તોડીને જ રહે
સપનાંના ફુવારાઓ લોહીમાંસને સાકાર કરે છે
અને વાદળોને પ્રશ્નો પૂછે છે.

પસાર થતાં થયેલો આછો અમથો સ્પર્શ
પડછાયાઓમાં અચાનક ઝડપથી દૃષ્ટોદૃષ્ટ
આટલું પૂરતું છે એક શરીરને બેમાં વિભાજિત કરવા માટે,
સ્વપ્ન અને સ્વપ્ન, માંસ અને માંસ,
આકારમાં સરખા, પ્રેમમાં સરખા, ઇચ્છામાં સરખા
બરાબર અર્ધા
બીજા સ્વપ્નિલ શરીરને
ભીતર લઇ લેવા માટે લોભી

જો આ એક માત્ર ઝંખના પણ હોય-
તો પણ ઇચ્છા એ પ્રશ્ન છે
જેનો જવાબ અજાણ્યો છે.

# કાવ્યનો પથ □ સુરેશ દલાલ

## થવું નથી

વેદનાની સાંકળથી તને મારી સાથે જકડી રાખું
એવી રડતી કકળતી તારી સ્રી થવું નથી.
ઇચ્છા વિનાનાં તારાં થીજી ગયેલાં ચુંબનો કરતાં
હું ખૂબ જ સહેલાઈથી તારા ગુસ્સાનો તાપ સહન કરી શકું છું
દયાને દોરડે તને તાણ્યા બાંધ્યા કરું
એવી તારી સૌમ્ય પ્રિયતમા થવાની મને લેશ પણ ઝંખના નથી.
દયાથી રચાયેલા જોજનોથી તું મને સ્પર્શે
એના કરતાં મને ન જ સ્પર્શે એ પરવડે.
સદા માટે તને માફ કર્યા કરવાનું અને હસતાં રહેવાનું અને કદીયે ચાહવાનું નહીં
એવી તારી મૂગીમંતર માતા થવાની મને કોઈ ઇચ્છા નથી
તારે મને ભૂલી જવી હોય તો ભૂલી જા સંપૂર્ણપણે
મારા બાહુઓમાં તું રસ, ઇચ્છા વિના કદીયે બંધાતો નહીં.
હું જાણી જઈશ.
આંસુની તલવારથી હું તને મારી સાથે જડી દઉં
એવી રડતી કકળતી તારી સ્રી થવું નથી.
મારે તારી રડતી કકળતી સ્રી થવું નથી.

□ એલિસન બુડસન

વર્ષો પછી ફરી પાછું હાથમાં આવ્યું એક સંપાદન. પુસ્તકનું નામ 'ધ વર્લ્ડ સ્પ્લીટ ઑપન' : ઇંગ્લૅન્ડ અને અમેરિકાની શાયરાબાનુનાં ચાર સદીનાં કાવ્યોનું સંપાદન. આ સંપાદનના પ્રારંભમાં મરિયેલ રુકાઇઝરની બે પંક્તિ છે :

"What would happen if one woman told the truth about her life ?
The world would split open."

એલિસન બુડસન એ બ્રિટિશ કવયિત્રી છે : ૧૯૨૫માં જન્મેલી. ભારતમાં કે ભારતની બહાર સ્રીપુરુષના સંબંધો અને એ સંબંધ પછીની વિફળતા, નિરાશા, નિસાસા અને આંસુ બધે સરખાં જ હોય છે. જાણે કે આ કાવ્ય દ્વારા કવયિત્રીને કહેવું હોય કે પ્રેમ એ સમાનુભૂતિ છે સહાનુભૂતિ નથી. પ્રેમ એટલે લાચારી નહીં, પણ ખુમારી. પ્રેમની કુંડળીમાં ખુંવારીના ગ્રહ સૌથી વધુ પ્રબળ હોય છે. આપણા શાસ્રમાં પણ એમ કહેવાયું છે કે આંસુ એ સ્રીનાં આયુધો છે, શસ્રો છે. પણ અહીં આંસુ કે લાગણી એ વેડફવાની વસ્તુ નથી; એની વાતનો ઇશારો છે. ખૂબ યાતના ભોગવ્યા પછી એક સ્રીના સંકલ્પરૂપે આખી કવિતા પ્રગટી છે. "મૈં કહું તુમ મુઝે ચાહો, મુઝે મંજૂર નહીં" ઇચ્છા વિનાના એંઠાં હોઠનાં ચુંબન કે જુઠ્ઠાં અંગનાં આલિંગન ખપતાં નથી. વેદનાની સાંકળ કે દયાનાં દોરડાંઓનો ખપ નથી. સૌમ્યતામાંથી નહીં, પણ હતાશા ભોગવ્યા પછી રુદ્રતામાંથી પ્રગટેલી આ વાણી છે. દયા તો બે વ્યક્તિ વચ્ચે જોજનો

રચે. આવા સ્પર્શની પણ હવે ઇચ્છા નથી. સામી વ્યક્તિ ભૂલો કર્યા કરે, બેવફાઇ કર્યા કરે, વફાની અપેક્ષા રાખ્યા કરે, ફરી પાછી માફી માગ્યા કરે, હસતે મોઢે માફી આપતાં રહેવાનું- આ બધું હવે અસહ્ય છે. પ્રિયતમા કે પત્નીને બદલે માતા થઈને બધું નભાવ્યા કરવાનું એ પરવડે એમ નથી. Love is a two way traffic and no silence zone. પ્રેમનું નાટક કરે અને પ્રેમ ન કરે એના કરતાં તો સદા માટે એ ભૂલી જાય તો વધારે સારું. સ્ત્રી પાસે એક સિક્સ્થ સેન્સ હોય છે. પુરુષ બાહુમાં બંધાય તો પણ એ પ્રેમના ક્રિયાકાંડરૂપે છે કે પ્રેમરૂપે છે એ અકળ અને સકળ રીતે જાણી જાય છે. આ એનું અભિજ્ઞાન એને માટે પૂરતું છે. જેની હથેળીમાં બ્રહ્માંડનો અનુભવ કર્યો હોય, એ જ હથેળીમાં પોતાનું બ્રહ્માંડ સળગતું દેખાય એની વેદના છે, અને આવી કોઇ વેદનાની જ્વાળામાંથી આ કાવ્યના અક્ષરો પ્રગટ થયા છે. કેનેડિયન કવયિત્રી આન હેબરના શીરીન કુડચેડકરે અનુવાદ કરેલા કાવ્યની બે પંક્તિ પણ યાદ આવે છે : 'પાણીના પથ્થર જેવી મારી બે આંખ મેં મારા હાથમાં લીધી છે.'' આ કાવ્યની નાયિકા હાથમાં પાણી લઇને સંકલ્પ કરીને કહેતી હોય કે આંસુની તલવારની અણીએ તને જડી નથી રાખવો. આંસુની જોડે તલવાર મૂકીને આડકતરી રીતે નાયિકાનો ધારદાર નિર્ણય પ્રગટ કર્યો છે. ઝિલોફેનમાં વીંટાળેલા પ્લાસ્ટિકના ગુલાબ જેવા શાબ્દિક કે શારીરિક પ્રેમથી નાયિકા કદાચ ઉબાઇ ગઇ હશે. બેવફાઇથી થાકી ગઇ હશે. રોજરોજનાં મૃગજળિયાં સમાધાનોની પરંપરાથી થાકી ગઇ હશે અને આવી જ કોઇ પરિસ્થિતિમાંથી જે પ્રગટયું તે આ કાવ્ય, જે નારીહૃદયની વ્યથાને વાચા આપે છે.

## □ કુમાર પાશી □ સુશી દલાલ

(ઉર્દૂ)

મારે સમુદ્ર જેટલું હસવું છે
અને બુંદ જેટલું રડવું છે

ઈશ્વર !
હું માત્ર તારા જ જેટલું જ
જીવવા ઇચ્છું છું
નવાં નવાં સ્વપ્નોની સાથે
સ્વજનોની સાથે

ઈશ્વર !
હું પયગંબર નથી
બિલકુલ તારા જેવો જ છું
મારી આંકાક્ષાઓની યાદી
બહુ લાંબી છે
તારી યાદી કરતાં પણ લાંબી-

પરંતુ હું
ઈશ્વર સાથે કેમ વાચાળ છું ?
જ્યારે મને ખબર છે
તે મને ફૂલ જેટલું હસાવશે
અને પછી
આકાશ જેટલું રડાવશે.

# કહે કવિ : □ રવીન્દ્રનાથ ટાગોર □ નલિની માડગાંવકર

## 'પ્રભાત સંગીત'

'કડિ ઓ કોમલ'ના સર્જન પહેલાં કાવ્યની ભાષાને હું પામી શકયો નહોતો. કાચી વયમાં મનના ભાવો નવીનતાના જોશમાં રૂપ ધારણ કરવા ઇચ્છે પરંતુ જે ઉપાદાનથી તેઓને દેહનું બંધન આપી શકાત એની જ સ્થિતિ ત્યારે ચંચળ હતી; તેથી તેઓ તરંગિત જળ પર પડનારાં પ્રતિબિંબ જેવાં વાંકા-ચૂંકા બન્યા. તેઓ મૂર્ત બની શકયા નહીં; કાવ્યની પદવી સુધી અવશ્ય પહોંચી શકયા નહીં. તેથી મારો મત તો એવો છે કે 'કડિ ઓ કોમલ' પછી જ મારી કાવ્ય રચના સારું-નરસું બધું લઇને એક સ્પષ્ટ સર્જન ધારા ગ્રહણ કરી શકી.

'પ્રભાત સંગીત'માં જે અવસ્થામાં મારું સહુ પ્રથમ વિકાસોન્મુખન મન અવ્યક્ત ભાવની સાથે ભાંગૂતૂટી રચનામાં ગૂંથાયું હતું એ વાત આજે પણ મને યાદ છે. એની પહેલાં 'સંધ્યાસંગીત' વખતે મારા મનમાં તો નર્યું હૃદયાવેગનું ગદ્ગદ્ આંદોલન હતું. 'પ્રભાતસંગીત'ની મોસમમાં આપમેળે જ એકાદ-અર્ધું મનનનું રૂપ પ્રગટવા માંડયું. જોકે એ ફૂલ નહીં, પાકનો સમય હતો, એ પણ અણઘડ વણખેડાયેલી જમીનમાં. એ સમયની વાત યાદ આવે છે. જ્યારે કયાંકથી, અચાનક, મનના અંત :પુરમાંથી જાગીને, ભાવો જાણે ઠેલીને- મુખ્ય દરવાજાને ધકેલતા હતા. એ બધાંના નામ- 'અનંતજીવન', 'અનંતમૃત્યુ', 'પ્રતિધ્વનિ' ઇત્યાદિ. 'અનંતજીવન' માટે મારા મનમાં એવો એક ભાવ જાગ્યો હતો કે જગતમાં આવવું અને જવું બંનેય જગતમાં વસવામાં સમાઇ જાય છે. એ મોજાંની જેમ- પ્રકાશમાં ઊંચે ચડે છે અને અંધકારમાં નીચે ઊતરે છે, પળપળની હા અને પળપળની ના વડે આ જગત નથી. ચરાચર વિશ્વ તો ગોચર અને અગોચરની અતૂટ, ગૂંથાયેલી છે. આ વિચારે મનને અંદરઅંદરથી ખૂબ ચકડોળે ચડાવ્યું. પોતાની ભીતર જોતાં એક વિચાર એવો આવ્યો કે મારું પ્રતિક્ષણનું બધું જ સારું-નરસું, મારી દરરોજની સુખદુ:ખની સમસ્ત અભિજ્ઞતા જાણે સતત અનંતકાળ માટે સર્જનનું રૂપ ધારણ કરી રહી છે. પ્રકાશ-અંધકારની રોજની ચડતીપડતી વડે એ નિર્માણનું સ્વરૂપ ઘડાય છે. આ વાત વાગોળતાં વાગોળતાં મનમાં થયું કે તો પછી મૃત્યુ શું છે ? એનો એક ઉત્તર એવો જાગ્યો કે જીવન બધી વસ્તુને આગળ રાખે છે અને મૃત્યુ બધી વસ્તુને આગળ ધપાવે છે. હું પ્રતિક્ષણે મૃત્યુ પામું છું અને એ મૃત્યુની ભીતરમાંથી જ હું જીવનના માર્ગ પર આગળ વધું છું. જાણે મારી અંદર સીવાઇનું કામ ચાલી રહ્યું છે. અતીત, ભવિષ્ય અને વર્તમાન ગૂંથાતાં જાય છે. ક્ષણિક મૃત્યુ પરંપરા વચ્ચેથી મર્ત્યજીવન જાણે આગળ વધી રહ્યું છે. પ્રવાલદ્વીપની જેમ. તે જ પ્રમાણે મૃત્યુ પછી આવતું મૃત્યુ જાણે મારા વડે લોક-લોકાન્તરના પરિચયની જાળ વિસ્તાર કરતું આગળ વધશે- મારી ચેતનાના દોરા વડે મૃત્યુ એક-એક છિદ્રમાં એક-એક લોકને સંબંધસૂત્રે ગૂંથશે. મને યાદ છે ત્યાં સુધી આ ચિંતને મને ખૂબ આનંદ આપ્યો હતો, જ્યારે પહેલી વાર દાર્જિલિંગ ગયેલો ત્યારે 'પ્રતિધ્વનિ' કવિતા લખી હતી. જે ભાવનાઓથી ત્યારે હું ઘેરાયેલો હતો તે કંઇક આવી હતી; વિશ્વસર્જન- સૃષ્ટિ એ એક ધ્વનિ છે અને તે પ્રતિધ્વનિરૂપે મને મુગ્ધ કરે છે, ક્ષુબ્ધ કરે છે, જાગતો રાખે છે. એ સુંદર છે અને એ જ ભયંકર છે. સૃષ્ટિનો સમગ્ર ગતિપ્રવાહ રોજ જ કોઇ એક કેન્દ્રસ્થાને જઇને પડે છે,.અને ત્યાંથી પ્રતિધ્વનિરૂપે વહેતો થાય છે. પ્રકાશરૂપે, સૌન્દર્યરૂપે, ધ્વનિરૂપે. આ ભાવો અસ્પષ્ટ હોવા છતાંય મારા મનમાં ખૂબ પ્રબળતાથી ઉછળતા હતા. વાતવાતમાં કોઇક મિત્ર સાથે ચર્ચા પણ કરી હતી. પરંતુ આ બધા વિચારો ગદ્યમાં કે પદ્યમાં ચર્ચવાનો સમય ત્યારે પાકયો નહોતો, ત્યારે ભાષા-સરસ્વતીનો કૃપાપ્રસાદ મળ્યો નહોતો. તેથી કહી રાખું છું કે 'પ્રભાતસંગીત'માં આ સમગ્ર લખાણનું જો કંઇ મૂલ્ય હોય તો તે સોળેસોળ આની સાહિત્યિક મૂલ્ય નથી.

# આજથી પત્રોને બદલે લખજે નક્ષત્રો સજનવા

**શ્રી** મુકુલ ચોકસીનો ગઝલ તથા અછાંદસ કાવ્યોનો આ સંગ્રહ કવિની માતબર શક્તિનો પરિચય કરાવે છે. સમગ્ર સંગ્રહની રચનાઓ માણ્યા પછી એવું લાગે છે કે વાસ્તવમાં તો ભાવદૃષ્ટિએ આ બધી જ કૃતિઓ એક સળંગ દીર્ઘ નઝમ રૂપે છે. 'નિરુદ્દેશ ચબરખીઓ વડે', 'સૂકી પાંખડીઓ વડે' ઓળખાયેલો એક સમયખંડ અહીં છે. જેમાં પ્રિયાની સ્પર્શસંહિતા અને કામનાઓની ખીણો સાથે ફૂલ અને પતંગિયાનું મુગ્ધ વિશ્વ છે.

ઇશ્કે મિજાજી અને ઇશ્કે હકીકીના રંગો દર્શાવતી ગુજરાતી ગઝલ ઉત્તરોત્તર વિષય વિસ્તાર સાધતી, અંગત પ્રણયભાવથી વિશ્વદર્શન સુધી પહોંચી. એમાં આધુનિક જીવનની એકલતા, નગરસંસ્કૃતિના પ્રશ્નો પણ પ્રવેશ્યા. ભાષાની ઈબારત અને અભિવ્યક્તિની ભંગિમાઓ બદલાઈ, લાક્ષણિક શબ્દપ્રયોગો થયા. મુકુલની ગઝલમાં આ નવી ગઝલનો ચહેરો આબેહૂબ જોવા મળે છે. આ શેર જુઓ :

"બાકી વલોવી નાખતી વસ્તુઓ પણ કદીક
સહેલાઈથી કહો તો સમાચાર થઈ શકે."

એક બીજા શેરમાં ભાષા એ ફક્ત અભિવ્યક્તિનું માધ્યમ ન રહેતાં વાતાવરણ રચી આપે છે :

"ટેરવાં માગે છે તમને આટલું પૂછવા સજનવા
આંસુઓ સાથે અવાજો કઈ રીતે લૂછવા સજનવા."

સંગ્રહનાં અછાંદસ કાવ્યો અભિવ્યક્તિના નાવીન્ય અને ભાષાકર્મની દૃષ્ટિએ ખાસ ધ્યાન ખેંચે છે.

આપણી દરેક સ્પૃહાનો મનગમતો આકાર હોય તેમ આ સંગ્રહ પણ કવિના આંતરવિશ્વના એક મનગમતા આકાર રૂપે છે. સહૃદયની સંવેદનશીલતાને આમંત્રે એવો આ સંગ્રહ છે. મુકુલના જ એક શેરને જુદા સંદર્ભમાં એમની આ નક્ષત્રયાત્રા માટે કહી શકાય :

"અર્થ જીવતરનો ભલે પકડાય ના આખો સજનવા
પણ વગર સમજ્યે ન પાનું ફેરવી નાખો સજનવા."

– **નલિની માડગાંવકર**

[આજથી પત્રોને બદલે લખજે નક્ષત્રો સજનવા – મુકુલ ચોકસી, પ્ર. ઈશ્વર દૂધાત, ભરત પટેલ, પ્ર. આ. ૧૯૮૭, કિં. રૂ. ૧૨].

**□ મુસહફી**

જો મિલા ઉસને બેવફાઇ કી
કુછ અજબ રંગ હૈ જમાને કા

## કાવ્યકૌતુક :

ડૉ. હરિવલ્લભ ભાયાણીનું નામ ગુજરાતી સાહિત્યરસિકોને અજાણ્યું નથી. આ પહેલાં આ વિષયના એમના ચાર ગ્રંથો પ્રગટ થયા છે. કાવ્યની તાત્ત્વિક વિચારણા એ એમના રસનો વિષય છે. પૂર્વપશ્ચિમની કાવ્યમીમાંસાના ઊંડા અભ્યાસી ભાયાણીસાહેબ પૂર્વની કાવ્યમીમાંસા તરફ વિશેષ અભિમુખ છે. પૂર્વનો પક્ષપાત છે, પણ પશ્ચિમનો છોછ નથી.

તેમની મીમાંસા કેવળ તાત્ત્વિક ચર્ચા નથી રહેતી, કારણ કે તેઓ સિદ્ધાંતોને વિનિયોજિત કરીને કૃતિઓનાં ઉદાહરણો સાથે કૃતિનિષ્ઠ ચર્ચાવિચારણા કરે છે અને એ તેમનો વિશેષ છે. વિવેચનમાં તર્કશુદ્ધિ અનિવાર્ય છે અને એ તર્કશુદ્ધિને આધારે વાત કરે છે ત્યારે પણ ઉદાહરણનો આધાર આપીને વાત કરે એટલે એ વાત હવામાં નથી રહેતી પણ કોઈ નિશ્ચિત ખીલે બંધાય છે.

સાત વિભાગમાં સમાયેલા લગભગ ૩૭ લેખો અહીં છે. એક વખત એવી છાપ ઊપસતી હતી કે ભાયાણીસાહેબ કેવળ મધ્યકાલીન સાહિત્યની જ ચર્ચાવિચારણા કરે છે, પણ આ સંગ્રહ જોતાં એવું નહીં લાગે. કેટલાક મુદ્દા ન હોય છતાં પણ વાતને બહેલાવતા હોય છે. ભાયાણીસાહેબ તદ્દન મુદ્દાસર વાત કરે છે. આ બધું લખવું એટલા માટે પડે છે કે આપણા ઘણા વિવેચનસંગ્રહો વિચાર માટે નહીં પણ શૈલી માટે લખાયા હોય છે. સર્જનાત્મક સાહિત્યમાં શૈલી એ સ્વતંત્ર રીતે આસ્વાદવા માટે હોય પણ વિવેચનમાં નહીં.

ભાષાવિજ્ઞાન, પ્રાકૃત - અપભ્રંશના ઊંડા અભ્યાસી, કાવ્યાનુવાદક ભાયાણીસાહેબ સાહિત્યસંદર્ભે સમસામયિક વિચારપ્રવાહોમાં તણાઈ જતા નથી. એમાં એમને જે જે ચિંત્ય લાગે તેની ચર્ચાવિચારણા દાખલાદલીલો સહિત કરે છે. દા.ત. 'ભારતીય સાહિત્યવિચાર વિશે', 'પ્રતિબદ્ધતા અને સાહિત્ય,' 'બાગ લગાસું, નિત નિત દરસન પાસું' વગેરે લેખ.

પ્રસ્તુત તેમ જ અન્ય ચારેય પુસ્તકોમાં ભાયાણીસાહેબની ચર્ચાવિચારણા વિવિધ તાત્ત્વિક મુદ્દાઓને આવરી લે છે એ ખરું, પણ તેમના જેવા વિદ્વાન પાસેથી કાવ્યમીમાંસાના સળંગ ગ્રંથની અપેક્ષા રહે છે.

સ્વસ્થતા, તટસ્થતા અને સહૃદયતા આ ત્રણેય ગુણોને કારણે આ વિવેચનસંગ્રહ મૂલ્યવાન બન્યો છે.

– જયા મહેતા

[હરિવલ્લભ ભાયાણી, કાવ્યકૌતુક, પ્ર.આ. ૧૯૮૭, શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઈ.] મૂલ્ય રૂ. ૫૦.

□ 'હફીજ' જાલંધરી

વફા જિસસે કી બેવફા હો ગયા
જિસે બુત બનાયા ખુદા હો ગયા

પ્રિય સુરેશભાઈ,

હું વિજ્ઞાનની વિદ્યાર્થિની, કવિતા માણું છું, ક્યારેક જ લખું છું, તેથી તમે 'કવિતા' (અંક ૧૧૯)નું કાવ્યેકાવ્ય ફરજિયાત માણવાનો આ મોકો આપ્યો ? - આભારી છું. કાવ્ય કાવ્ય હોય એટલે બસ. એમાં ચડતીઊતરતી ભાંજણી ન હોય. પણ તેમ છતાં જુદાં જુદાં કાવ્યો ભાવગત ને શૈલીગત વિશેષતાઓથી મનને સ્પર્શી જતાં હોય છે. એની કારણમીમાંસા કરવા કરતાં, મેં સૌથી વધુ માણેલા કાવ્યનું જ નામ દઉં : 'તડકાનો એક ટુકડો.' કવિ ઇન્દુ પુવારને અભિનંદન.

- પ્રાપ્તિ કાનાણી

## જૂનો પુરાણો મોટો અરીસો

□ ડિનોસ સિઓટિસ
□ સુરેશ દલાલ

(ગ્રીક)

નવા મકાનનું અમે જ્યારે બધું જ કામકાજ પૂરું કર્યું પછી દીવાલોને ધોળા રંગે રંગી અને છતને ગ્રીકના ભૂરા આકાશ જેવા ભૂરા રંગે, અને ફર્નિચરને અંદર લઇ આવ્યા. સોફા કયાં મૂકવો, સૂર્ય અને ચંદ્રને કયાં લટકાવવા, આરામખુરશીઓ કયાં મૂકવી, પુસ્તકોની અભરાઇ, પટારો અને જૂનો પુરાણો અરીસો કયાં મૂકવો એની ચર્ચા કરી. સૌથી મોટો ભાઇ ઉત્સાહથી એક જ વાતનો કક્કો ખરો કરતો હતો કે હવે આજના જમાનામાં મકાનોને દર્પણની જરૂર નથી. કેવળ દીવાલો, ચોખ્ખી દીવાલો અને છતો, ભૂરી છતો જેથી બાળકો શીખી શકે કે સાદાઇથી જિંદગી કઇ રીતે જિવાય અને સીધેસીધી જિંદગી સાથે પોતાની આંખ મિલાવી શકાય. અમે બધાએ એને સાવ પછાત કહ્યો, અને કહ્યું કે હવેના જમાનામાં લોકોને અરીસાઓની જરૂર છે, ઘરની આસપાસ અસંખ્ય અરીસાઓ જેથી આરપાર જોઇ શકે છે અને જુએ પોતાની એકલતા અને શીખે એની સાથે સાથે કઇ રીતે મુકાબલો થઇ શકે. અમારે ચિક્કાર ચર્ચાઓ અને અસંમતિઓ થઇ ઠેઠ મોડી રાત સુધી. છેવટે અમે લોકોએ તો નક્કી કર્યું કે આ જૂનો પુરાણો મોટો અરીસો દીવાનખાનામાં જ લટકાવવો અને મોટાભાઇ ચાકુ કાઢ્યું, અને ટેબલની છાતીમાં હુલાવી દીધું અને દરેકને કહેતા હોય એમ મોટેથી બોલવા લાગ્યા : "અચ્છા ત્યારે હું તમને છોડીને જાઉં છું. હું જે લોકો પોતાની એકલતા માટે ગૌરવ અનુભવે છે એવા ક્રાંતિકારોની સાથે ઘોડા પર બેસીને પર્વતોમાં, જંગલોમાં જઇશ અને નદીઓને પાર કરીશ." મોટા ભાઇને આટલું જ કહેવાનું હતું; પછી એ અંધારી રાત્રિમાં અલોપ થઇ ગયો. બીજી સવારે, જ્યારે અમે અરીસાને ટાંગવાનો પ્રયત્ન કરતા હતા ત્યારે એ નીચે પડી ગયો અને ભાંગી ગયો.

કવિતા : તું મૌન અને તું વાચા

તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૨૦
વર્ષ ૨૦ : અંક ૬ : ઑગસ્ટ, ૧૯૮૭
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)



સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૪૦ રૂપિયા. પરદેશમાં સીમેલ રૂ. ૭૦/-, ઍરમેલ રૂ. ૧૧૫/-,
આ અંકના છૂટક ૬ રૂપિયા
બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ્સ પ્રેસ, મુંબઈ-૧.

